

# કવિતા




*I stared at a flower*
*And my eyes were covered with dews.*
*I stared at a flying bird*
*And the clouds hurt my eyes.*
*Suddenly a lightening struck...*
*In my hand: a few leaves, a feather*

*And a poem blossomed!*



વર્ષ: ૨૫
તંત્રી: સુરેશ દલાલ
અંક ૧૪૭ ફેબ્રુઆરી ૧૯૯૨
[illegible]
જન્મભૂમિ પ્રકાશન




## અળગા ન થાજો... ☐ હર્ષદ ચંદારાણા

રાધા એક કોળંનું બીજ છે
શ્યામ, તમે તાજી કૂંપળ
અળગા ન થાજો એક પળ

રાધા તો જાસૂદનું ફૂલ છે
શ્યામ, તમે ટીપું ઝાકળ
અળગા ન થાજો એક પળ

રાધા કાંઈ વણજારી વાવ છે
શ્યામ, તમે જંપેલું જળ
અળગા ન થાજો એક પળ

રાધા પરોઢિયાનું આભ છે
શ્યામ, તમે શ્યામલ વાદળ
અળગા ન થાજો એક પળ

રાધા એક સગપણની કુંડળી
શ્યામ, તમે મબલખ અંજળ
અળગા ન થાજો એક પળ

રાધા કાચી માટીનું કોડિયું
શ્યામ, તમે પ્રગટ્યા ઝળહળ
અળગા ન થાજો એક પળ

## ગઝલ

□ અમૃત ઘાયલ

હિન્દનો હિન્દ ટાણે નેહનો નેક
આદમી એક એનાં રૂપ અનેક
શ્રાવણી સાંજ ગાજ વીજ ગહેક
એટલે ગીત નૃત્યનો અભિષેક
બહુ સરસ રંગનો રહ્યો અભિષેક
રિન્દ ચૂક્યા નહીં નશામાં વિવેક
હોય છે શ્યામલટની શ્રેષ્ઠ મહેક
ઈત્ર એને લળી ભણે છે લબ્બેક
વાતમાં શું મૌન શું મલાજો શું !
ગુણ છે એનામા ઉમદા એકથી એક
સ્થળ સમય એ કદી નથી જોતું.
દર્દ ઊઠે છે દોસ્ત એકાએક
કોણ કહે છે કે હોય છે નાદાન
હોય છે 'હાલ મસ્ત' પેકમાં પેક
'અતિ સર્વત્ર વર્જયેત્' કબૂલ.
તુંય ના કર નિષેધમાં અતિરેક
થઈ જશે કોઈ દીન દૃષ્ટિહીન
આંખ ટોળામાં આડેધડ ના ફેંક
આંખની ,એટલી તો રાખ શરમ !
મારી સામે તો મારું નામ ન છેક.
આખરે પ્રેમમાં ખપ્યો 'ઘાયલ'
ધન્ય એની પ્રતિજ્ઞા એની ટેક

□ સુ. દ.

સંબંધો વણસે ત્યારે સ્મૃતિ બોજો બની રહે.

## ગઝલ

□ આદિલ મન્સૂરી

હા ડૂબ્યાની છેલ્લી ક્ષણ
પાણીમાં ત્યાં પ્રગટ્યું રણ
ઊંટની ભીની આંખોમાં
સૂરજ સાથે તપતું રણ
બે સૂના તંબૂ વચ્ચે
એકલતાનું બળતું રણ
શઢ ફાટયા સૌ નૌકાના
ને પાછું સંધાતું રણ
ઊંટની હાંફતી છાયામાં
બેઠું પોરો ખાતું રણ
ઢળતી ચાંદની જોઈ રહે
ઝાકળથી ભીંજતું જા

વાતાનુકૂલ કમરામ
આદિલ ક્યાંથી આવ્યું રા

કવિ

## છાતી રહી □ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

પારકા દુ:ખે તરબોળ છાતી રહી,
લોહીલુહાણ તેથી હયાતી રહી.

વેદનાં વાદળો થઈ છવાતી રહી;
જિન્દગી મોરની જેમ ગાતી રહી.

તુલસીક્યારાના દીવા શો માણસ છું હું;
સાંજ મારી સમીપે ઘૂંટાતી રહી.

હું ઊઠીને ગયો તે પછી ક્યાં સુધી
મારી ઓળખ સભામાં પુછાતી રહી.

ભીંતની રાજાશાહીનો વારસ છું હું;
માત્ર પડછાયામાં મારી ખ્યાતિ રહી.

કોઈ વાંચે ન વાંચે, નથી ખેવના;
જિન્દગી કાયમ માફક લખાતી રહી.

પારિજાતકની દાંડી વજનદાર છે;
સ્વપ્નના બોજથી આંખ રાતી રહી.

ભૂંગળી જળમાં વહેતી મૂકી કે નિરાંત!
પંક્તિ એમ જ વિલાતી-ઝિલાતી રહી...

## ભરોસો નથી

□ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

હવે કંઈ કશો પણ ભરોસો નથી;
ગમ્મત છે: એ વાતે હોહો નથી.

અમે દૂરની વાટે નીકળ્યા છીએ,
ગગન વિણ શિરે કોઈ બોજો નથી.

સરસ છે નવો રંગ દીવાલનો;
હતો જૂનો ઝાંખો એ ફોટો નથી.

ગયો એક પડછાયો ધોવાઈ, પણ
અમે ભીંત પર એને શોધ્યો નથી.

લૂંટાતું રહ્યું છે નગર રાતભર,
સડક પર છતાં કેમ સોપો નથી!

## સંબંધ વિચ્છેદની વેદના

□ ઉશનસ્

ગીતિ

કોક જનમમાં તૂટી ગયો છે અધવચ શો સંબંધ !
પુચ્છ-ગરોળીનું હજી કંપે, જંપે ના અનુબંધ,
મેળા વચ્ચે છૂટી ગયો છે
જાણે કો સંગાથ,
જ્યાં હતી મારા ભાગ્યની રેખા,
તે પકડ્યો'તો હાથ,
ક્યાં તે હાથ, ને શિર ઢાળ્યું જ્યાં અમથું તે ક્યાં સ્કંધ ?

- કોક.

અહીંની હર વસ્તુને વળગ્યું
કોઈ જનમનું સ્મરણું,
''કોક દિ' આ ચાહ્યું'તું એવું
ઝબકી રહે સાંભરણું,
ફૂલ અહીં સૂંઘું પણ આવે કો મધુશ્વાસની ગંધ !

- કોક

ચહેરે ચહેરે આંખ ઘૂંટે છે,
મળતી શોધે રેખ્યું,
તેથી મેં આ ભવયાત્રામાં
પાત્ર ન એક ઉવેખ્યું,
સ્પર્શલિપિ ઘૂંટું, ઓળખવા જ્યમ ઘૂંટે કો અંધ

- કોક

□ હરિશ્ચંદ્ર ભટ્ટ

ઉનાં આંસુ અંતસ્તલ ઊકળતો અગ્નિરસ એ
સમાવે તે જાણે ધરની અથવા કો કવિ - ઉર

કવિતા

# ઝરણું

□ મકરન્દ દવે

હજી એ ઝરણું વહ્યા કરે છે
કંઈક મનમાં કહ્યા કરે છે

હજી ય આડા પડેલ થડની
અનેક ડાળી, કરાંગુલીને
ઝબોળી જળમાં તમામ નિજની
સુકાઇ ચાલી તરુણ ત્વચાને.

ફરીથી તાજપ ધર્યા કરે છે,
ઝરણથી લીલપ ઝર્યા કરે છે
મરણમાં જીવન તર્યા કરે છે.

થયું : આ કેવળ વહેતી વસ્તી ?
થયું : આ પ્રેમળ હલેતી હસ્તી ?
થયું : હશે શું અહીં અમસ્તી ?

અહીં વળાંકે જતાં જે વાહન
વહી રહ્યાં ક્યાં ? ખબર નથી કંઈ,
કોઈને ક્યાંયે સબર નથી કંઈ.

પરંતુ પળભર નજર ન નાખી
ઝરણની થોડી અદબ ન રાખી

વહી જતી એ અવર-જવરને
ઝરણ તો નિશદિન સહ્યા કરે છે,
હજી એ ઝરણું વહ્યા કરે છે.

## સંબંધ વિચ્છેદની વેદના

□ ઉશનસ્

ગીતિ

કોક જનમમાં તૂટી ગયો છે અધવચ શો સંબંધ !
પુચ્છ-ગરોળીનું હજી કંપે, જંપે ના અનુબંધ,
        મેળા વચ્ચે છૂટી ગયો છે
                જાણે કો સંગાથ,
        જ્યાં હતી મારા ભાગ્યની રેખા,
                તે પકડયો'તો હાથ,
ક્યાં તે હાથ, ને શિર ઢાળ્યું જ્યાં અમથું તે ક્યાં સ્કંધ ?

- કોક.

        અહીંની હર વસ્તુને વળગ્યું
                કોઇ જનમનું સ્મરણું,
        "કોક દિ' આ ચાહ્યું"તું એવું
                ઝબકી રહે સાંભરણું,
ફૂલ અહીં સૂંઘું પણ આવે કો મધુશ્વાસની ગંધ !

- કોક

        ચહેરો ચહેરો આંખ ઘૂંટે છે,
                મળની શોધે રેખ્યું,
        તેથી મેં આ ભવયાત્રામાં
                પાત્ર ન એક ઉવેખ્યું,
સ્પર્શલિપિ ઘૂંટું, ઓળખવા જ્યમ ઘૂંટે કો અંધ

- કોક

□ હરિશ્ચંદ્ર ભટ્ટ

ઉનાં આંસુ અંતસ્તલ ઊકળતો અગ્નિરસ એ
સમાવે તે જાણે ધરની અથવા કો કવિ - ઉર

કવિનય

# ઝરણું

□ મકરન્દ દવે

હજી એ ઝરણું વહ્યા કરે છે
કંઈક મનમાં કહ્યા કરે છે

હજી ય આડા પડેલ થડની
અનેક ડાળી, કરાંગુલીને
ઝબોળી જળમાં તમામ નિજની
સુકાઈ ચાલી તરુણ ત્વચાને.

ફરીથી તાજપ ધર્યા કરે છે,
ઝરણથી લીલપ ઝર્યા કરે છે
મરણમાં જીવન તર્યા કરે છે.

થયું : આ કેવળ વહેતી વસ્તી ?
થયું : આ પ્રેમળ હલેતી હસ્તી ?
થયું : હશે શું અહીં અમસ્તી ?

અહીં વળાંકે જતાં જે વાહન
વહી રહ્યાં ક્યાં ? ખબર નથી કંઈ,
કોઈને ક્યાંયે સબર નથી કંઈ.

પરંતુ પળભર નજર ન નાખી
ઝરણની થોડી અદબ ન રાખી

વહી જતી એ અવર-જવરને
ઝરણ તો નિશદિન સહ્યા કરે છે,
હજી એ ઝરણું વહ્યા કરે છે.

## હું, કવિતા અને તું

□ પન્ના નાયક

મારી પાસે
આવે છે કવિતા
ક્યારેક
શબ્દ થઈને
ક્યારેક
લય લઈને
ક્યારેક
મલય થઈને
તો
ક્યારેક
પ્રલય થઈને
મારી કવિતામાં
અંધેરીના ઘરનું
શૈશવનું અજવાળું છે
તો
ક્યારેક એમાં
ફિલાડેલ્ફીઆનો બરફ પણ છે.
ક્યારેક
એ હોય છે
વ્યવસ્થિત ઘર જેવી
તો
ક્યારેક
તારા હાથની રમતથી
વિખરાયેલા વાળ જેવી
મને
મારી કવિતા ગમે છે
કારણ કે
એ મારામાંથી પ્રગટે છે.
પણ
એમાં રચાયું હોય છે
તારી જ લાગણીનું
કમળથી ભર્યુંભર્યું
એક સરોવર
તારી બાબતમાં
હું હવે
જલકમલવત્ નથી
કમળમાં
સુગંધની એક સુરખી છે.
એને
હું નામ આપું છું
સુખ.
તેં જ મને કહ્યું હતું ને
કે
પન્ના,
હવે તું વિષાદની ધરતી પરથી ખસી ગઈ છે.
અને સાચું કહું ?
હું
અહીં ઊભા ઊભા
તારા નામ માત્રથી
હસી હસીને પુલકિત થાઉં છું
અને
મારે માથે છે
આકાશ.
આ આકાશ
એ તું.
તારી જ ધરતી પર
તારા જ આકાશની નીચે
હું ઊભી છું
સુખનું
એક સનાતન આશ્ચર્યચિહ્ન થઈને !

## હવે સૌ ભજન કરો

□ લાલજી કાનપરિયા

લો, થયું શબ્દોનું અંતરિયાળ કારમું મોત, હવે સૌ ભજન કરો.
અંગત આંસુ જેવું મને મળ્યું હોત તો રોત, હવે સૌ ભજન કરો.

મારા ખેતરને શેઢેથી ઊડી ગયો છે મોર, હવે સૌ ભજન કરો.
ફરી વળ્યું છે પાંસળીઓમાં અંધારું ઘનઘોર, હવે સૌ ભજન કરો

મેં પાળેલું તરણું સૂકું ઘાસ થઈને પડ્યું, હવે સૌ ભજન કરો.
રંગોનાં આંસુ વહાવી પતંગિયું પણ રડ્યું, હવે સૌ ભજન કરો.

સૂરજ મારા ફળિયા વચ્ચે ખરી પડેલું બોર, હવે સૌ ભજન કરો.
શમણાં લઈને રફુચક્કર અજવાળાનો ચોર, હવે સૌ ભજન કરો.

અટકળના પેચીદા ફળમાં પડી ગયા છે કીડા, હવે સૌ ભજન કરો.
ઝીણું ઝીણું કરકોલે છે અણિયાળી એક પીડા, હવે સૌ ભજન કરો.

મળી ગયું છે સૌને સૌનું મઘમઘતું એકાંત, હવે સૌ ભજન કરો.
મને મળી છે સંભારણાંની હરિયાળી નિરાંત, હવે સૌ ભજન કરો.

ઊઘડી ક્યાંથી કાગળ પર આ શબ્દોની રંગોળી ? હવે સૌ ભજન કરો.
ઘણું કરીને લોહીમાં જ કલમ હતી મેં બોળી, હવે સૌ ભજન કરો.

## ખુરશી કાવ્ય

□ નવીન ઠક્કર

પૂર્વે
જે કાર્યો
જાદુથી થતાં
તે હવે
ખુરશીથી
થઈ શકે છે !

## લઘુકાવ્ય

□ નવીન ઠક્કર

ગાંધીના
જન્મદિને
ઉદ્‌ઘાટન કર્યું
પ્રધાને -
બંદૂકની ગોળી
બનાવવાની
ફેક્ટરીનું !

## મારો વિસ્તાર...

□ મફત ઓઝા

હે આકાશ
તું વિસ્તરતું અટકી જાય તો.
મારું મન તને આપી શકું છું આ ક્ષણ.

હે પૃથ્વી
તને લોકોએ ખેડી છે ઘણી
હજીયે તારા પર એ લીલા ઘાસ ફૂટે છે.
હવે તું ખેડાઇ ન શકે તો-
હળ મૂકી શકે છે મારી છાતી પર ગમે ત્યારે.

હે પવન
યુગોથી તું પરસેવે લથબથ
થાકી અધવચ્ચે ગમે ત્યાં બેસી જઇશ.
હું મારા શ્વાસોચ્છ્વાસ ઉછીના આપીશ એ પળે.

હે જળ
ખૂબ વલોવાયાં ને વહ્યાં
સમુદ્રે સમાયાં ને રણમાં જઇ સુકાયાં
હવે તમારામાં પડે તિરાડો તો
મારાં આંસુઓ વહી આવવા તત્પર.

હે સૂર્ય
તું તપીતપી તમમાં જઇશ ભળી
પછી ઓલવાયેલો તું નર્યો અંધકાર.
ત્યારે મારી આ બે આંખો હશે તૈયાર.

હે ઈશ્વર
તું જ્યારથી દીવાલો વચ્ચે જઇ બેઠો છે
ત્યારથી હું તારાથી સવાયો થઇ
બધું જ ધરી દેવા
અણુઅણુમાં મારો વિસ્તાર...

## સ્વામી વિવેકાનંદને...

□ કિશોર શાહ

મહાસાગરોના
ત્રિવેણી સંગમ પર
આપ ઊભા છો
ખડક પર
ખડક જેવા જ
અડગ
અને જોઈ રહ્યા છો
ભારત તરફ...

તમારા ભારતમાં
અને અમારા ભારતમાં
તમે હતા
અને નથી
એટલો જ ફેર છે

૨૧.
...તું ઝૂકીશ તેના કૃશ દેખાતા દેહ પર,
ત્યારે અરે શામળા,
જોશે તે સુંદર દૃશ્ય
આકાશમાર્ગે જતાં દેવદેવીઓ
કહેશે, જોયો અમે એક મોતીઓની સેર વચ્ચે મોટો નીલમણી ગૂંથેલો.
આગળ મળશે તને
લાવણ્યવતીઓથી ગાજતું દશપુર.
છાકછકેલી આંખોની પાંપણો તેઓ ઊંચી કરશે
તને અભિલાષથી જોવા માટે.
યાદ આવશે ત્યારે તને
કુંદફૂલ પર ગુંજારવ કરતા ભ્રમરની શોભા.

૨૨.
પછી જા પવિત્ર બ્રહ્માવર્તમાં, કુરુક્ષેત્રમાં.
પી લે સરસ્વતીનું પવિત્ર પાણી.
શું કરું એ પાણીના વૈભવની વાત.
રેવતીના ગાલ પર ગાલ મૂકીને
તેની આંખોનું પ્રતિબિંબ પડેલી મદિરા
એટલે બલરામની કેટલી ગમતી વસ્તુ !
પણ તેનોયે ત્યાગ કરીને
સરસ્વતી - જળ પીવા લાગ્યો તે હલધર !
તું પણ તે જરૂર પ્રાશન કર...
પછી તારો દેહ કાળા રંગનો હોય તોયે
ભીતરથી થઈશ તું
સ્ફટિક જેવો ધવલ... શુચિર્ભૂત !

૨૩.
આગળ તો શું ! કનખલ ક્ષેત્ર પાસે
પર્વતરાજ હિમાલયના પગથિયાં ઝટપટ ઊતરીને

નીચે આવીને
સગરપુત્રોના ઉદ્ધાર માટે
ફરીથી સ્વર્ગસોપાન રચનારી ભાગીરથી
તને દર્શન દેશે.
આ જાહ્નવીએ શિવના મસ્તકે બેસીને
પોતાની લહરીઓના હાથ
ચંદ્રશેખરની જટા પરથી ચંદ્રને અડાડયા
ને ગુસ્સે થયેલી ગૌરીના ભાલે
મત્સરથી ભ્રમરો ખેંચાયેલી જોઈને
ધવલ ફીણરૂપે તે ફક્ત હસી !

૨૪.
ગંગાપ્રવાહ પર તરતા રહીને
પી લે તેનું સ્ફટિક નિર્મળ પાણી.
પણ ઝૂકે
તો સાક્ષાત ઐરાવતની જેમ ઝૂકજે.
પુચ્છભાગ રહેવા દે આકાશમાં.
સરકતી રહેશે તારી છાયા
તેના શુભ્ર પ્રવાહ પર...
તે દશ્ય જોઈને લાગશે
અહાહા ! શું આ સૌંદર્ય...
પણ આમ કેમ થયો
ભળતી જ જગાએ
શામળી યમુના સાથે ગંગાનો સંગમ !

૨૫.
જ્યાં ગંગા ઉગમ પામે છે
તે હિમધવલ પર્વતોના પ્રદેશમાં
તારો પ્રવેશ થશે ત્યારે જોઈશ
ત્યાંની શિલાએ શિલા સુગંધિત હોય છે
તેમની પર વિસામેલા કસ્તુરીમૃગોની નાભિગંધથી.

રસ્તો ચાલ્યાનો થાક દૂર કરવા માટે
તું જ્યારે અઢેલીશ એકાદ શિખરને
ત્યારે કેવો દેખાઇશ, કહું ?
ત્રિલોચન શિવના નંદીએ
રમતાં રમતાં ખોદીને
સહજ શીંગડા પર લીધેલા
કાદવના પિંડલા જેવો.

૨૬.
ઊંચાં સીધાં દેવદારના ઘર્ષણથી
જો ત્યાં ભભૂકી ઊઠે દાવાનળ,
બાળવા માંડે વનગાયની ઝુલ્ફાળી પૂંછડીઓ
લગાડવા માંડે ઝાળ તે પર્વતને,
તો તારી હજારો જલધારાઓથી
ઓલવી નાખ તે દાવાનળ.
બરફના કરાનો તુમુલ મારો કરીને
ઉડાડી દે શરીર પર ધસી આવેલા બળુકા પ્રાણીને
વાંસવનમાં બાંસુરી વગાડનાર પવનના સાથથી
કિન્નરીઓ ગાશે ત્રિપુરવિજયનાં ગીત...
ત્યારે તારી ગાજતી ગર્જનાનું મૃદંગ વગાડજે
તેમને સાથ આપવા.

૨૭.
આ અને તે જોતો જોતો જઇશ ત્યારે
ઉત્તર સીમા પરના તે મહાકાય તટ પર
તને દેખાશે ક્રૌંચરંધ્ર નામની સુરંગી...
હંસોની અવરજવરનો રસ્તો...
પરશુરામના બાણથી ખોદાઇ છે તે.
તું પણ સર હવે ઉત્તરમાં તે જ રસ્તે.
જ્યારે તે માટે ફેલાવીશ તારો લાંબો દેહ
ત્યારે એવો શોભવા માંડશે -

જાણે કે વિષ્ણુએ
બળીને પાતાળમાં ચાંપવા માટે
આકાશમાં ઊંચે ઊંચક્યો હોય
પોતાનો શ્યામલ ચરણ.

૨૮.
પેલી તરફ છે કૈલાસ...
શિવનું લક્ષ દોરવા માટે
દશમુખ રાવણની વીસ ભુજાઓએ
તેના સાંધા ઢીલા કરી નાખ્યા હતા.
કૈલાસ !
દેવાંગનાઓનો ચમકતો અરીસો જ જાણે.
રાતકમળ જેવાં શુભ્ર છે
તેનાં ગગનગામી શિખરો.
આ પર્વત શાનો... આ તો છે
દિનપ્રતિદિન સંચિત થતો ગયેલો
શિવશંકરના ચમકતા હાસ્યનો
પ્રચંડ રાશિ !

૨૯.
તારું કાજળકાળું ઝળહળતું રૂપ
જ્યારે વિસામશે કૈલાસના ઢાળ પર
ત્યારે, પીંજેલા હાથીદાંતના ગાભા જેવું
તે ગૌરાંગ કૈલાસ દેખાવા લાગશે
ભૂરું ઉત્તરીય ખભે નાખેલા બલરામ જેવું.
કૈલાસ ! શિવપાર્વતીના વિહારનો પર્વત !
ગૌરી પરના પ્રેમને લીધે, પોતાનું સર્પકંકણ ફગાવી દઈને
આપ્યો હશે શિવે તેને હાથ.
ત્યારે તારું પાણી અંદર ને અંદર થિજાવીને
તે રત્નખચિત તટ પર
તું તારું દેહસોપાન જ આગળ કરજે
તેમના વિહારસુખ માટે.

૩૦.
પોતાના રત્નકંકણના કાંગરાથી
તારા દેહને શતછિદ્રાળી કરનારી અપ્સરાઓ
તને હેરાન કરવા માંડે
તો ગભરાવજે તે અલ્લડ અપ્સરાઓને
તારા કઠોર ગર્જનથી.
સોનકમળ ખીલવનારા 'માનસ'નું પાણી પીજે.
ઐરાવતના મસ્તક પર
તારી છત્રછાયા ધર,
કલ્પવૃક્ષની રેશમપલ્લવઘટાને
મંદ લહરથી ઝુલાવ...
આવી વિવિધ ચેષ્ટાથી ખુશખુશ કરતો રહે તું
તે નગાધિરાજને.

૩૧.
જોતાં જ ઓળખી જઈશ તું અલકાને.
કૈલાસના... પોતાના પ્રિયતમના... ખોળામાં
જો કેવી પથરાઈ છે તે!
આવી પ્રેમિકાને નથી રહ્યું હોતું
દેહ પરનાં વસ્ત્રોનું ભાન.
જો કેવી ગંગા ઢળી છે
તેના ખભા પરથી!
હવે વર્ષાકાળમાં, પોતાની ઊંચી હવેલીઓ પર
તે ધારણ કરશે સજલ અભ્રપુંજ
જેમ પહેરે કામિની
મોતીની જાળી
પોતાના વિપુલ કેશરાશિ પર.

૩૨.
મિત્ર, તારી જેવા જ છે અલકાના પ્રાસાદ,
તેમાં ફરે છે વીજળી જેવી સુંદર લલનાઓ.

રત્ન ઈન્દ્રધનુષ્યના છે આ પ્રાસાદોના.
મેઘગર્જના જેવાં વાગે છે મૃદંગ સંગીત - રંગમાં.
શુદ્ધ જળ જેવા સ્ફટિકની ફરસબંધી.
તારી જેમ તે પણ હોય છે ગગનને સ્પર્શતા !
શું કહું ત્યાંની સુંદરીઓની પુષ્પસજ્જા...
હાથમાં લીલાં કમળ. વાળમાં પહેરેલી કુંદકળીઓ.
ગાલોની ધવલતા લોધ્રના પરાગથી
વાળની લટો પર તાજાં ફૂલનો ગુચ્છો
કાન પર શિરીષ અને સેંથામાં ઝૂકતું
કદંબનું ફૂલ, તારા આગમનનો ઘોષ કરનારું.

૩૩.
અહા ! તે સદાબહાર વૃક્ષ અને તે ભ્રમરોનું ગુંજન.
તે કમલખચિત કમલિનીઓ
જેમને ખીલવે છે હંસમાલાની મેખલાઓ.
સદૈવ ચમકતા પીંછાંવાળા મોર, તેમના સાદ
અને તે ન આથમનારી ચાંદનીથી
બારે માસ ધવલ થયેલી પૂનમની રાત્રિ.
યક્ષની આંખોમાં પાણી આવે, તે આનંદનાં જ.
તેમને તાપ ફક્ત મદનનો,
જે સહજ ઊતરી જાય છે, પ્રિયમિલનથી.
વિરહ થાય છે, તે પ્રેમકલહથી.
અરે, તેમને વય હોય છે એક જ,
પ્રફુલ્લિત યૌવન.

૩૪.
રાજમહેલના માથા પર શુભ્ર સ્ફટિકની ભૂમિ...
તેની પર ખીલે છે તારકોનાં પ્રતિબિંબનાં ફૂલો.
મેઘમંદ્ર મૃદંગના તાલ પર
ઝૂલતા ઝૂલતા નશો માણતા યક્ષ
કલ્પવૃક્ષે આપેલી મદિરાનો

જેની અસર એક જ.... બેહોશ રતિ !
નીવી છૂટતાં જ્યારે શિથિલ થાય છે રેશમી વસન
અને તે ખેંચે છે પ્રણયી પ્રિયતમના પૌરુષી હાથ,
ત્યારે ફેંકે છે અલકાની સલજ્જ રમણીઓ
ચંદનચૂર્ણની મુઠ્ઠીઓ રત્નદીપ પર.
રત્નદીપ થોડાં જ બુઝાય આવાં અસ્ત્રોથી !

૩૫.
ઊંચા ઊંચા પ્રાસાદની ગગનચુંબી મેડી પર
સહજ પહોંચે છે તારી જેવા મેઘ
અનુકૂળ પવને વહી આણેલા.
તેમના તુષારના સ્પર્શથી જ્યારે બગડે છે
ભીંત પરનાં ચિત્રોના રંગ
ત્યારે તે છટકે છે ગવાક્ષમાંથી
ધુમાડાની સેરનો વેશ લઈને
કોઈ વાર મેઘનો પડદો ખસે છે
અને ઉજ્જવલ થાય છે ચંદ્રકિરણો...
ત્યારે ઝરવા માંડે છે ચંદ્રકાંત મણિની જાળીઓ,
પ્રિયતમના આલિંગનમાંથી કિંચિત છૂટેલી સુંદરીને
આપે છે શીતળતા, થાક દૂર કરનારી.

૩૬.
જાય છે કામી પ્રિયતમાઓ રાતે
પ્રિયતમના ગુપચુપ મિલન માટે ને
સૂર્ય ઊગે કે ખુલ્લી પડે છે રસ્તા પરની નિશાનીઓ...
ઉતાવળને લીધે વાળમાંથી ઝરેલાં મંદારનાં ફૂલો,
કાનરેલાં પાંદડાંનાં ભૂષણો,
ને કાન પરથી ઝરી પડેલાં સોનકમળ.
તે જ રીતે દોરા તૂટવાથી વીખરાયેલી
વક્ષ પરની એ માળા, માથા પરની મોતીની જાળીઓ.
ઘરમાં છલોછલ ઐશ્વર્ય...

તો શી નવાઈ, અલકાના પ્રણયી યુવાનો
ગુજગોષ્ઠિ કરતા રહે છે આઠે પહોર
ત્યાંની ચટકચાંદનીઓ સાથે.

૩૭.
જ્યાં કુબેરના મિત્ર શંકર રહે છે
ત્યાં ક્યાંથી ખેંચે મદન પોતાનું ધનુષ્ય ?
આ કામ થાય છે ચતુર કામિનીઓના
નેત્રકટાક્ષનાં બંકિમ તીરોથી !
એવું જ ને કલ્પવૃક્ષ... મારું લાડકું
એકલું જ પૂરાં પાડે છે.
રંગબેરંગી વસ્ત્રો અને દરેક પ્રકારના અલંકાર,
આંખ મીંચકારતાં શીખવતી મદિરા,
કોમળ પાંદડીઓ સાથે ખીલેલા ફૂલદડા,
કમળકળીઓ જેવા ચરણ રંગવા માટે યોગ્ય
એવો લાલચટક અળતો,
બધા સાજશણગાર, બધાં પ્રસાધનો !

૩૮.
અમારા પ્રાસાદની નિશાની કહું છું...
ને છે કુબેરના રાજમહેલની ઉત્તરે.
બારણે ઇન્દ્રધનુષ્ય જેવું સુંદર તોરણ છે.
અને હા... તેની પાસે જ છે
એક મજાનું મંદારવૃક્ષ,
હાથથી ફૂલના ગુચ્છા ચૂંટી શકીએ એટલું પ્રમાણસર.
મારી પ્રિયાએ દીકરાની જેમ ઊછેર્યું છે તેને.
આંગણામાં રત્નખચિત પગથિયાંની એક પુષ્કરિણી.
તેમાં પ્રફુલ્લ સોનકમળ, રત્નોની દાંડીવાળાં
અને હા, માનસ પાસે હોવા છતાંયે
ને તારા જેવા મેઘ જેવા છતાંયે
ત્યાંના હંસ અમારી પુષ્કરિણીમાં જ રહેશે !

૩૯.
તેના તીરે અમારી નાનકડી ટેકરી છે
શિખર નીલમણિઓનું અને બધી બાજુએ સોનકેળ.
તારી આસપાસ વીજ ચમકતી જોઉં છું ત્યારે
મારી વ્હાલીને તે ગમતી ટેકરી યાદ આવે છે
ને મન કંપી ઊઠે છે.
પાસે જ છે જૂઈજાઈનો મંડપ,
જો, તેને ફૂલવેલની વાડ છે
તેને અડીને ઝલમલતો પાંદડાંવાળો લાલ અશોક
અને સુરેખ બોરસલીનું વૃક્ષ.
અશોકને હોંશ તારી સખીના ડાબા ચરણપ્રહારની
અને બોરસલીને તરસ
તેના મુખની મદિરાનો ઘૂંટડો મેળવવાની.

૪૦.
ત્યાં જ છે અમારા મોર માટે સોનાની દાંડી
તેના મૂળ પાસે ચમકદાર રત્ન છે
લીલા વાંસના કોમળ રંગના.
ઉપર સ્ફટિકના રાશિ.
મારી પ્રિયા રણકતા કંકણના તાલ પર
મોરને નચાવે છે
ને પછી ઢળતી સાંજે
તે નીલકંઠ, દાંડી પર દેખ્યો દેખાતો નથી.
અમારા પ્રવેશદ્વાર પાસે છે 'શંખ' અને 'પદ્મ'.
ઓળખીશ જ તું અમારું ઘર, આ સંકેતોથી
હા, એક વાત છે,
હું ન હોવાથી ઘરનું તેજ જરા આથમેલું હશે!

૪૧.
તું લે હાથીના સોહામણા મદનિયાનો આકાર
ઊતરજે તરત, અઢેલજે જરાક ક્રીડાપર્વતને.

પછી, આગિયાના રંગ ચમકચમક થાય છે
તેવા વીજળીના મંદ અજવાળામાં જોજે અંદર ડોકાઈને.
દેખાશે તને મારું બીજું હૃદય જ
એવી તે મિતભાષિણી વિરહિણી...
તેના દાંત સુરેખ, હોઠ લાલચટક
ને નજર ગભરાયેલી હરિણીની
ને પાતળી કમર ને ઊંડી નાભિ...
નાજુક બાંધો ભર યુવાનીનો.
નિતંબભારથી મંદગામિની, વક્ષભારથી જરા ઝૂકેલા.
જાણે કે બ્રહ્માએ ઘડેલી
સૌંસાર્ દર્પની પહેલી પ્રતિમા જ !

૪૨.,
કેમ સહેતી હશે એ યુવતી
આ વિયોગદીર્ઘ દિવસોની વેદના ?
દેખાતી હશે ઠંડીના ઝપાટા ખાધેલી કમળવેલ જેવી.
રડીને સૂઝેલી આંખો
અને ઉષ્ણ નિશ્વાસથી વિવર્ણ થયેલા હોઠ...
ટેકવ્યું હશે તેણે પોતાનું મુખ હથેળીમાં,
વીખરાયેલી હશે છૂટા વાંકડિયા વાળની લટો
તેના ફિક્કા મુખ પર
તારા આવરણ નીચે
ચંદ્રમુખ ઢંકાઈ જાય છે ને,
તેવું ઉદાસપણું આવ્યું હશે
એ મુખચંદ્ર પર

૪૩.
તે તને દેખાશે પૂજામાં ડૂબી ગયેલી.
કે આલેખતી હશે મારી પ્રતિમા.
હું વિરહથી સુકાયો હોઈશ એવી કલ્પના કરીને.
કે પૂછતી હશે

પિંજરાની મીઠાબોલી મેનાને ફરીફરીને :
'એ રસિકા, આવે છે કે સ્વામીની યાદ ?
બહુ લાડકી હતીને તું એમની ?'
કે કદાચ મેલાં વસ્ત્ર પહેરેલી ને
ખોળામાં વીણા લઈને
ગાતી હશે મારું નામગૂંથેલું ગીત.
ભીંજાતા હશે તાર વહેતાં આંસુઓથી
અને ભૂલતી હશે તે, પોતે જ રચેલી બંદીશ.

૪૪.
ક્યારેક ગણતી હશે વિરહના બાકી રહેલા દિવસમાસ,
ઉંબરા પરનાં ફૂલો જમીન પર ગણીને મૂકતી.
અથવા કલ્પનાથી જ અનુભવતી હશે મારો સહવાસ...
પ્રિયતમ પાસે ન હોય ત્યારે
આ જ હોય છે સ્ત્રીઓનો વિસામો.
દિવસે વિરહદુ:ખનું બહુ કાંઈ નહીં,
પણ રાતે નથી રહેતો દુ:ખનો પારાવાર.
મધરાતે તે જાગતી પડી હશે જમીન પર
એવે સમયે જ મળજે તેને
મહેલના ગવાક્ષમાં બેસીને.
તું જ્યારે આપીશ ખુશાલીનો સંદેશ
ત્યારે મહોરી ઊઠશે તે આનંદથી.

૪૫.
ઝુરાપાથી કૃશ થયેલી મારી પ્રિયા
અઢેલી હશે વિરહશય્યાની કોર પર,
ત્યારે દેખાશે તે
પૂર્વ ક્ષિતિજ પરની ચંદ્રકોર જેવી, -કલામાત્ર બચેલી
ક્યાં તે મારા સહવાસમાં
સુખની લખલૂટ કરતાં કરતાં વિતાવેલી
ક્ષણ જેવી લાગતી રાત...

અને હવે તે જ રાત
થઈ હશે દીર્ઘ, દીર્ઘ, દીર્ઘ.
ઊનાં ઊનાં આંસુ સારીને
વિતાવવી જેમતેમ કંટાળાભરી રાત
વિરહે વેરણ કરેલી !

૪૬.
કોરા સ્નાનથી બરછટ થયેલા
ગાલ પર લટકતા વિખરાયેલા વાળ...
તે ઊડતા હશે
હોઠનાં પલ્લવોને દઝાડતા તેના નિઃશ્વાસોથી
સ્વપ્નમાં તો મારો સમાગમ થાય
એ માટે તેને જોઈએ છે ઊંઘ.
પણ આંસુભરી આંખો ઢાંકવીયે કેમ ?
બધા સાજશૃંગાર તેણે છોડયા છે.
દુઃખવ્યાકુળ મનથી માંડમાંડ સૂતેલી તે
આંસુ આણશે તારીયે આંખોમાં.
પહેલેથી જ આર્દ્ર જેનું અંતઃકરણ,
તે કરુણથી કેવું થતું હશે !

૪૭.
હું કહું છું તે બે બાબતોની પ્રતીતિ
થશે જ તને પ્રત્યક્ષ.
ઝૂકેલી લટોને લીધે નેત્રકટાક્ષ થંભેલા હશે...
નહીં હોય આંખમાં કાજળ...
મધુપાન જ નહીં, ત્યાં ભ્રૂવિલાસ પણ ક્યાંથી !
તોયે તારા દર્શનથી
જ્યારે ફરકશે તે મૃગનયનીની ડાબી આંખ,
ત્યારે દેખાશે તને
માછલીના સ્પંદનથી ડોલવા માંડેલાં
નીલકમળોનું સૌંદર્ય...

આ શુકનથી સ્ફુરણ પામશે તેની ડાબી ગોરી જાંઘ
કેળના રસાળ સ્તંભ જેવી.

૪૮.
હે મેઘરાજ,
મળી જો હોય તેની આંખ જરા
તો થોડી વાર રાહ જોજે.
નહીં તો તારા ગડગડાટથી
વિશ્લથ થશે તેનો સઘન આશ્લેષ
સ્વપ્નમાં મને આલિંગન આપતા સમયનો.
હળવે હળવે ઉઠાડજે તેને
તુષારથી શીતળ થયેલી લહેરથી.
પછી નવા ફાલની ચમેલીની કળીઓ સાથે
ઊઘડશે તેની આંખ.
તારી વીજ અંદર ને અંદર જ રાખીને
બોલજે તે માનિની સાથે ગંભીર શબ્દોથી.

૪૯.
-'હે ભાગ્યવતી,
હું છું, તારા સ્વામીનો પ્રાણપ્રિય સખા.
હું છું પ્રવાસી વિરહી જનોનો આશ્વાસક...
દઉં છું તેમને પ્રેરણા પ્રિયમિલનની.
અત્યારે લાવ્યો છું હું તારા પતિનો સંદેશ...'
-આટલું સાંભળતાં જ તે જોશે તારી સામે
ઉત્સુકતાથી ખીલીને, મુખ ઊંચું કરીને,
જેમ જોયું હશે સીતાએ... હનુમાન તરફ.
કહીશ આ નજર કહે છે, સુસ્વાગતમ્.
ન થતું હોય પ્રિયતમનું મિલન
તો છેવટે તેના કુશળ સમાચાર...
લગભગ પ્રત્યક્ષ મિલન જેવા જ ને!

૫૦.
તું કહેજે તેને...
કહેજે, તારો પતિ રામગિરિ પર કુશળ છે.
સહે છે ધીરજથી પોતાનું એકાકીપણું.
તારુંયે કુશળ પુછાવ્યું છે એણે.
ને જુએ છે દિવાસ્વપ્ન, સેવે છે મનોરથ,
પોતાના સુકાયેલા દેહથી
તારા સુકુમાર દેહને આલિંગન આપવાના.
પહેલાં તો શબ્દોથી કહેવાનો સંદેશ પણ
તારી સખીઓ સામે જે કાનમાં કહેતો
તારા મુખસ્પર્શના લોભથી,
તે કહે છે તને સંદેશ
આંખ અને કાનની સીમા બહારથી!

૫૧.
હું જોઉં છું તને પ્રિયંગુ લતાના રૂપમાં
હું જોઉં છું તારી નજરની આભા
હરિણીની ચંચળ આંખોમાં,
ચંદ્રમાં જોઉં છું તારા મુખને
મોરપીંછકલાપ જોતાં જ ... તારો કેશકલાપ,
દેખાય છે નદીના...
- મને જોઈને
આ બધાંથી
તેથી આલેખું
તારું... કલે...
પણ દુષ્ટ ...
ધોઈ નાખે...

૫૨.
સ્વપ્નમાં
ફેલાવું છું

તને જોરથી ભેટવા માટે.
ત્યારે ઢાળે છે વનદેવતા
વૃક્ષોનાં કોમળ પાન પર આંસુનાં મોતી.
હિમાલય પરના દેવદારુની પલ્લવઘટા ચૂમીને
જ્યારે વાય છે દક્ષિણાભિમુખ ઠંડા પવનો
ત્યારે મ્હોરું છું હું તેમને આલિંગન આપતો.
તે તને સ્પર્શ કરીને આવ્યા હશે ને!
આ દીર્ઘ દીર્ઘ રાત ક્યારે થશે ક્ષણ જેવડી ?
ક્યારે આછો થશે દરેક પ્રહરનો તડકો ?
મનોરથ, કેવળ મનોરથ સેવવાના...

૫૩.
વ્હાલી, હું છાવરું છું મને
મારા અગણિત મનોરથોથી.
તું પણ ધીરજ છોડતી નહીં મારી મધુર પ્રિયતમા
કોને મળે છે સતત સુખ...
કે એકસરખું દુઃખ જ દુઃખ ?
માણસનું ભાગ્યચક્ર
ક્યારેક નીચે જાય છે, ક્યારેક ઉપર.
હવે ફક્ત ચાર મહિના રહ્યા છે
શાપનો કાળ પૂરો થવામાં.
તું મન કઠણ કર...
પછી પૂરા કરશું આપણે વિયોગમાં સેવેલા મનોરથ
શરદની અજવાળી ચાંદની રાતે.

૫૪.
યાદ આવે છે તને-
પહેલાં એક વાર તું સૂતી હતી મને આલિંગન દઈને
ને અચાનક જાગી ઊઠી હતી રડતી રડતી..
મેં તને ફરીફરીને કારણ પૂછયું ત્યારે
મંદ મંદ હસતી બોલી

૫૦.
તું કહેજે તેને...
કહેજે, તારો પતિ રામગિરિ પર કુશળ છે.
સહે છે ધીરજથી પોતાનું એકાકીપણું.
તારુંયે કુશળ પુછાવ્યું છે એણે.
તે જુએ છે દિવાસ્વપ્ન, સેવે છે મનોરથ,
પોતાના સુકાયેલા દેહથી
તારા સુકુમાર દેહને આલિંગન આપવાના.
પહેલાં તો શબ્દોથી કહેવાનો સંદેશ પણ
તારી સખીઓ સામે જે કાનમાં કહેતો
તારા મુખસ્પર્શના લોભથી,
તે કહે છે તને સંદેશ
આંખ અને કાનની સીમા બહારથી !

૫૧.
હું જોઉં છું તને પ્રિયંગુ લતાના રૂપમાં
હું જોઉં છું તારી નજરની આભા
હરિણીની ચંચળ આંખોમાં,
ચંદ્રમાં જોઉં છું તારા મુખની કાંતિ,
મોરપીંછકલાપ જોતાં જ યાદ આવે છે તારો કેશકલાપ,
દેખાય છે નદીના તરંગોમાં તારા ભ્રૂવિલાસ,
- મને જોઇએ છે આ બધું એક જગાએ...
આ બધાંથી જ હું વંચિત થયો છું !
તેથી આલેખું છું શિલા પર
તારું... કલેશમુક્ત... ચિત્ર રંગમય ધાતુથી
પણ દુષ્ટ મત્સરી દૈવ
ધોઇ નાખે છે તે મારાં આંસુથી.

૫૨.
સ્વપ્નમાં જ્યારે તું મળે છે,
ફેલાવું છું હું હાથ અંતરીક્ષમાં

તને જોરથી ભેટવા માટે.
ત્યારે ઢાળે છે વનદેવતા
વૃક્ષોનાં કોમળ પાન પર આંસુનાં મોતી.
હિમાલય પરના દેવદારુની પલ્લવઘટા ચૂમીને
જ્યારે વાય છે દક્ષિણાભિમુખ ઠંડા પવનો
ત્યારે મ્હોરું છું હું તેમને આલિંગન આપતો.
તે તને સ્પર્શ કરીને આવ્યા હશે ને!
આ દીર્ઘ દીર્ઘ રાત ક્યારે થશે ક્ષણ જેવડી ?
ક્યારે આછો થશે દરેક પ્રહરનો તડકો ?
મનોરથ, કેવળ મનોરથ સેવવાના...

૫૩.
વ્હાલી, હું છાવરું છું મને
મારા અગણિત મનોરથોથી.
તું પણ ધીરજ છોડતી નહીં મારી મધુર પ્રિયતમા
કોને મળે છે સતત સુખ...
કે એકસરખું દુ:ખ જ દુ:ખ ?
માણસનું ભાગ્યચક્ર
ક્યારેક નીચે જાય છે, ક્યારેક ઉપર.
હવે ફક્ત ચાર મહિના રહ્યા છે
શાપનો કાળ પૂરો થવામાં.
તું મન કઠણ કર...
પછી પૂરા કરશું આપણે વિયોગમાં સેવેલા મનોરથ
શરદની અજવાળી ચાંદની રાતે.

૫૪.
યાદ આવે છે તને-
પહેલાં એક વાર તું સૂતી હતી મને આલિંગન દઈને
ને અચાનક જાગી ઊઠી હતી રડતી રડતી..
મેં તને ફરીફરીને કારણ પૂછયું ત્યારે
મંદ મંદ હસતી બોલી

'લુચ્ચા ! મેં તને જોયો સપનામાં
કોઈક બીજી સાથે જ પ્રેમના રંગ રમતો !'
આ તારી-મારી વચ્ચેનો સંકેત સાંભળ્યા પછી
માનીશ ને તું કે હું ખરે જ સુખરૂપ છું ?
નહીં કરતી ભળતી જ શંકાઓ.
જલદી જ અનુભવીશ, નક્કી અનુભવીશ
વિરહ પછીની ઉત્કટ પ્રીતિ.

૫૫.
પહેલા જ વિરહથી દાઝેલી તારી સખીને
મિત્ર, આપીશને આશ્વાસનથી ધીરજ ?
પાછો ફરજે પછી કૈલાસથી
અને તેનાયે કુશળ સમાચાર
આમ જ કૂપીના ભીતર સહ.
પ્રશ્ન જ છે તારું
ચાતકની તરસ છિપાવવાનું.
મારી મૈત્રી માટે કહે, કે કરુણાબુદ્ધિથી
પણ આટલું મારું પ્રિય તું અવશ્ય કર જ.
પછી જોઈએ ત્યાં ફર વર્ષાએ આપેલા વૈભવ સાથે.
મિતવા રે ! ક્યારેય, ક્યારેય, ક્ષણભર પણ ન થાઓ
તારે તારી વિદ્યુતલતાથી વિખૂટા પડવાનું !

રૂપ અને રેખાની વચ્ચે □ ઉશનસ્
ગીત
બીડરેખા ને રૂપ ઉઘાડ ને વાસની વચ્ચે છું:
બિડાયથી તૃણપત્તીપત્તી,
ઊઘડે તો હરી બત્તીબત્તી !
ઝલમલ શતદલ આરતીના અજવાસની વચ્ચે છું.
હું કંઈ રૂપ ને રેખાઓની જાળની વચ્ચે છું.
ઊકલી જાય તો થાય છે નીલ આકાશ !
બિડાય ત્યારે થાય કો ચહેરો ખ્યાસ !
હું અહીં કોઈ નિરાકાર - આકારની વચ્ચે છું.

## ''સમર્પી શું તારી ક્ષણક્ષણ બધી આ જગતને?'' મેઘનાદ હ. ભટ્ટ

**પત્રો-યુવાન કવિને - રેઈનર મારિયા રિલ્કે- અનુવાદઃ જયા મહેતા ☐ જશવંતી દવે**
**શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠઃ ૧૯૯૧ઃ મૂલ્ય રૂા. ૨૫/=**

''કવિતાના અનુવાદકો વિદ્રોહીઓ છે... અનુવાદકોનો વંશ અમર રહો'' કવિશ્રી નિરંજન ભગતના આ વિધાનનું સ્મરણ કરી, વ્યક્તિગત તેમ જ સંયુક્ત રીતે સાહિત્યની ચિરંજીવ કૃતિઓના સુંદર, સર્જનાત્મક અનુવાદકાર્યમાં સક્રિય રીતે પ્રવૃત્ત રહેનાર જયા મહેતા તેમ જ જશવંતી દવેને વીસમી સદીના એક વૈશ્વિક પ્રતિભાવાળા કવિના ખૂબ જ મહત્ત્વના અને કવિ, સાહિત્યકાર, તેમ જ કોઇ પણ સંવેદનશીલ વ્યકિતના જીવનને સાંગોપાંગ સ્પર્શે એવા પત્રોનો ગુજરાતી અનુવાદ આપવા માટે હર્ષોલ્લાસથી અભિનંદન આપીએ. ડૉ. સુરેશ દલાલ એમની સૂત્રાત્મક શૈલીમાં આ પત્રોને ''કોઈ પણ કલાકાર માટે બાઈબલ'' કહે છે. કુલ દસ પત્રો છે- માત્ર ૪૪ પાનાં- એથી આપણે એને બાઈબલના દસ આદેશો (TEN COMMANDMENTS) કહીશું?

એક ઊગતો કવિ કાપ્પુસ રિલ્કેને પત્ર લખી પોતાને અકળાવતા- સર્જક જીવની અજંપાની માધુરી જેવા- પ્રશ્નો પૂછે છે. સંમોહથી જીવનયુદ્ધમાં થાકીને પાર્થ થઇ જાણે કૃષ્ણને જીવન- મરણના (સર્જક જીવનને સ્પર્શતા) પ્રશ્નો પૂછે છે. મહાકવિ રિલ્કે જીવનના કુરુક્ષેત્રમાં જયી-વિજયી થવાનો, જાતના જાતે જ સારથિ થવાનો સુવર્ણપથ દોરે છે. સાહિત્યના એક અર્જુન માટે.

દસમાંથી પહેલા પાંચમાં સંબોધન ''પ્રિય મિત્ર'' છે જ્યારે પછીના પાંચ પત્રોમાં સંબોધન ''પ્રિય મિત્ર કાપ્પુસ'' છે- અલબત્ત, નિકટતમ પારદર્શકતા- જે વ્યક્તિ તરીકે રિલ્કેની મહાનતાની સૂચક છે, તે તો દરેક પત્રમાં ભારોભાર છે. આ દસ પત્રોમાંથી નવ પત્રો અઢાર મહિનાના સમયગાળામાં લખાયેલા છે જે રિલ્કેના જીવનનો પણ મહત્ત્વનો સમયગાળો હતો. હકીકતમાં રિલ્કેની ભવિષ્યની મહાન કવિતાનો આધારનકશો (?) ''LEITMOTIVES'' અહીં મળે છે. જીવનના અંત સમયે રિલ્કે કબૂલે છે તેમ આ પત્રો એની સર્જનાત્મકતાનો ઉત્તમ આવિષ્કાર છે.

સર્જકને અન્યની સલાહ ઉપયોગી ન થાય એવો સાવધાનીનો સૂર કાઢી એક હમસફર મિત્ર તરીકે ઘણાં ઉપયોગી સૂચનો રિલ્કે કરે છે- ''કોઈ તને સલાહ આપી શકે નહીં કે મદદ કરી શકે નહીં. કોઈ જ નહીં. તારે ફક્ત એક જ કામ કરવું જોઈએ- તારી પોતાની જ ભીતર પ્રવેશ કર. તને લખવા માટે ફરજ પાડતાં કારણોની તલાશ કર; તારા હૃદયના ઊંડાણ સુધી એણે મૂળિયાં જમાવ્યાં છે કે નહીં તે જો. જો તને લખવાની મનાઇ કરવામાં આવે તો તું જીવી જ નહીં શકે એમ લાગે છે કે કેમ તેની પોતાની જાત પાસે કબૂલાત કર.'' રાતની શાંતિ, એકલતા, અંતરનું ઊંડાણ, ઉદાસીન

સદ્ગુણોની ઇમાનદારી અને નિર્દોષતા પ્રત્યે કેળવ્યા વિનાનું અભાન અજ્ઞાન આ વાતાવરણમાં જાતને કોળવા દેવાની છે- કેળવવાની છે-

વાતો પત્રોરૂપે થાય છે એથી અંગતતાથી સાથે સહાનુભૂતિભરી ઉષ્મા સહજ રીતે આવે. એથી જ તો એ કબૂલ કરે કે "પ્રવાસ કરતો હોઉં ત્યારે મને કાગળ લખવા ગમતા નથી; કારણકે પત્ર લખવા માટે મને બહુ જરૂરી સાધનો કરતાંય વધારે સાધનોની જરૂર પડે છેઃ થોડી શાંતિ અને એકાંત અને બહુ પ્રતિકૂળ ન હોય એવો સમય." પણ આ અંગતતાનો વ્યાપ તો જુઓ. "પ્રિય મિત્ર, તારા એકાંતને ચાહ અને એનાથી થતી વેદના સાથે ગાવાનો પ્રયત્ન કર. કારણકે તું લખે છે કે જે તારી નજીક છે તે દૂર છે અને એ દર્શાવે છે કે તારી નિકટ છે તે ખૂબ દૂર હોય, તો સમજી લેજે કે તારી વિશાળતા તારાઓની વચ્ચે જ છે અને એ ઘણી મહાન છે. તારા વિકાસ બદલ ખુશ થા, અલબત્ત, એમાં કોઈને તું તારી સાથે ન લઈ જઈ શકે."

મબલખ પ્રેમ કરવાનો, પ્રશ્નોને જીવીને જીવનને પામવાનો, સમગ્ર વાતાવરણ (વિશ્વ) સાથે તરબતર થઈ જીવવાનો પ્રણવમંત્ર પામવાય આ પત્રો વાંચવા અનિવાર્ય છે- કાપ્પુસનું એક કાવ્ય રિલ્કે પોતાના હસ્તાક્ષરમાં નકલ કરી મોકલે છે ત્યારે લખે છે... "અને હવે હું તને આ નકલ મોકલું છું, કારણકે મને ખબર છે કે બીજા કોઈના હસ્તાક્ષરમાં પોતાની કૃતિને ફરીથી પામવી એ મહત્ત્વનું છે અને એક નવો જ અનુભવ કરાવે છે. પહેલાં ક્યારેય તેં વાંચી જ ન હોય એવી રીતે એ કવિતા વાંચજે અને તારા અંતરતમમાં અનુભવીશ કે એ કેટલી બધી તારી પોતાની છે-" આમ તો આ પત્રોમાંથી ઘણુંઘણું ટપકાવવાનું મન થાય છતાં છેવટે માત્ર એક રિલ્કેને 'રિલ્કે' બનાવતું એક એંધાણ-" છેવટે જરૂરી તો આટલું જ છેઃ એકાંત, ભીતરનું વિશાળ એકાંત. પોતાની ભીતર જવું અને કલાકો સુધી કોઈને જ મળવું નહીં- આટલું તો તારે મેળવવું જ જોઈએ."

મૂળ જર્મનમાંથી અંગ્રેજી અનુવાદ સ્ટીફન મિશેલે કર્યો છે- મૂળ અનુવાદિત કૃતિમાં અનુવાદકે નોંધ્યું છે કે પત્રોમાં માત્ર ભાષાંતર નથી પણ નિકટતમ પત્રવ્યવહાર છે... અને એથી ભાષામાં થોડી 'સાંધાની અક્કડતા' આવે એ રહેવા દીધી છે.

ગુજરાતી અનુવાદમાં પણ પત્રની સહજ ભાષા સ્વાભાવિક રીતે, જરાય કૃતકતા વિના પ્રકટી છે.

આપણે તો કાપ્પુસની પ્રસ્તાવનાનું છેવટનું વાક્ય નોંધી વીરમીએ: "AND WHERE A GREAT AND UNIQUE MAN SPEAKS, SMALL MEN MUST KEEP SILENCE" આપણા મૌનને મુખર બનાવી રિલ્કેને આ પત્રો દ્વારા સાચા અર્થમાં સાંભળીએ.

## ન્યૂ યૉર્કના મધ્યમાં સંત પેટ્રીકનું દેવળ જોતાં ☐ મકરન્દ દવે

આ મહાનગરનાં રંગ-ડહોળાં,
રૂપ-બહોળાં
સદા ઘૂઘવતાં પૂર વચ્ચે,
ગગનભેદી મકાનો ખડાં ગર્વ-ચકચૂર વચ્ચે,
ચમકતા - દમકતા વસ્તુ-ભંડાર મશહૂર વચ્ચે,

શાંતિનો નમ્ર આ બેટ ક્યાંથી ?
ભગવન્, તમારી અહીં ભેટ ક્યાંથી ?

મેં નિહાળી ગલી આજ એકાવની,
વીથિકા પંચમી,
ત્યાં જ આ સૂર પંચમ તણી રાગિણી
સર્વ કોલાહલો ભેદતી ચિર-વસંતે સુણી
સંતની સ્મરણ - કુંજે
એ હવે નિત્ય ગુંજે.

ના, હવે ભય નથી.
કોઇ સંશય નથી.
પ્રલયના ભૈરવી ઘોર ભયદૂત છો ઊછળે,
સર્વનાશી પવન-ઝાપટે આ મકાનો ઢળે
તે છતાં
વિજય લહેરાવતાં
પ્રેમનાં અમૃત-બીજ આ રહ્યાં, આ સ્થળે.
નયન મારાં, નમો !
હૃદય ઉત્તાપ સર્વે, શમો !
એક વટપત્ર પર પ્રલય-જળમાં તરે જે શિશુ
એ નવે રૂપ નયને વસ્યું.

મીટ માંડી રહું,
શું કહું ?

આ મહાનગરના કર્ણભેદી અવાજો પરે
પ્રીતિનું કમલ - મુખ પાંગરે.

## ક્યાં છે સામો કિનારો ?

□ શક્તિ ચટ્ટોપાધ્યાય □ નલિની માડગાંવકર

(બંગાળી)

અચાનક ધારીને જોતાં જણાશે, મારે માથે ધોળાં આવ્યાં છે,
દેહની ચામડી શિથિલ થઈ છે, ચહેરા પર કરચલીઓ...
સમગ્ર દિશાઓથી વૃદ્ધત્વનો પવન વહી રહ્યો છે દેહ પર,
સભામાં ઊભો થાઉં છું ત્યારે એવું થાય છે કે હું તદ્દન એકાકી.

હલન-ચલન ધીરું, શાંત પગલે ધીમેધીમે ચાલું છું.
વાતોમાં અચકાટ, જીભના વળતા લોચા.
હવે સમય પાકી ગયો છે નદીના પ્રવાહમાં વહી જવાનો.
તણખલાંની જેમ વહેતાં વહેતાં ક્યારે માટીથી છૂટો પડી જાઉં !
આ વાત બોજો બનીને માથે ચડી બેઠી છે -

ક્યાં છે સામો કિનારો ? જ્યાં પહોંચીને થોડી ક્ષણો પૂરતો હાશકારો મેળવું !

## બે ચકલાંઓ

□ શક્તિ ચટ્ટોપાધ્યાય □ નલિની માડગાંવકર

(બંગાળી)

જાળી નીચે સ્થિતિસ્થાપક કંઈ કશું જ નથી.
બે ચકલાંઓ વારંવાર તણખલાં વીણી લાવે છે.
મોટા ભાગનાં તો ઠંડી જમીન પર ખરી પડે છે.
માળો બાંધવાની શરૂઆત - સામે જાળીનાં સો સો કાણાં !

અચાનક ઈંડાં ફૂટશે, અંતિમ કામના - અભિલાષ -
બંને ચકલાંઓ જાળી વચ્ચે ઉદાસ.
એક મિલન પછી વળી પાછું એ જ હાંફવું
વળી તણખલાંઓથી પટ તૈયાર કરી સરસ મજાનાં બેસશે -
પવન - બહારવટિયાઓ ચકલાંનો માળો વેરવિખેર કરવાનાં જ
ભલેને બંને ગમે તેટલાં તણખલાં વીણી લાવનાં હોય.

## ક્યાં છે સામો કિનારો ?

☐ શક્તિ ચટ્ટોપાધ્યાય ☐ નલિની માડગાંવકર

(બંગાળી)

અચાનક ધારીને જોતાં જણાશે, મારે માથે ધોળાં આવ્યાં છે,
દેહની ચામડી શિથિલ થઈ છે, ચહેરા પર કરચલીઓ...
સમગ્ર દિશાઓથી વૃદ્ધત્વનો પવન વહી રહ્યો છે દેહ પર,
સભામાં ઊભો થાઉં છું ત્યારે એવું થાય છે કે હું તદ્દન એકાકી.

હલન-ચલન ધીરું, શાંત પગલે ધીમેધીમે ચાલું છું.
વાતોમાં અચકાટ, જીભના વળતા લોચા.
હવે સમય પાકી ગયો છે નદીના પ્રવાહમાં વહી જવાનો.
તણખલાંની જેમ વહેતાં વહેતાં ક્યારે માટીથી છૂટો પડી જાઉં !
આ વાત બોજો બનીને માથે ચડી બેઠી છે -

ક્યાં છે સામો કિનારો ? જ્યાં પહોંચીને થોડી ક્ષણો પૂરતો હાશકારો મેળવું !

## બે ચકલાંઓ

☐ શક્તિ ચટ્ટોપાધ્યાય ☐ નલિની માડગાંવકર

(બંગાળી)

જાળી નીચે સ્થિતિસ્થાપક કંઈ કશું જ નથી.
બે ચકલાંઓ વારંવાર તણખલાં વીણી લાવે છે.
મોટા ભાગનાં તો- ઠંડી જમીન પર ખરી પડે છે.
માળો બાંધવાની શરૂઆત - સામે જાળીનાં સો સો કાણાં !

અચાનક ઈંડાં ફૂટશે, અંતિમ કામના - અભિલાષ -
બંને ચકલાંઓ જાળી વચ્ચે ઉદાસ.
એક મિલન પછી વળી પાછું એ જ હાંફવું
    વળી તણખલાંઓથી પટ તૈયાર કરી સરસ મજાનાં બેસશે -
પવન - બહારવટિયાઓ ચકલાંનો માળો વેરવિખેર કરવાનાં જ
ભલેને બંને ગમે તેટલાં તણખલાં વીણી લાવતાં હોય.

## ણ કોઈનો નથી □ સુરેશ દલાલ

અહીં કારણ વિના કશું હોતું નથી; કારણ વિના કોઇ હસતું નથી કે કોઇ રોતું નથી. અહીં કારણ વિના કશું હોતું નથી, કશું જ અકારણ નથી. બધે જ આરણકારણ છે, ભારણસંભારણ છે. કારણનાં રણનાં રણ છે; કારણનાં વન છે; કારણની નદી છે; કારણનાં પહાડ છે. કારણનાં લાડ છે, કારણની વાડ છે; કારણનાં ઝાડ છે; કારણનાં ફળ છે; કારણનાં જળ છે; કારણની પળ છે; કારણની સદી છે; કારણનાં ઝરણાં અને કારણની નદી છે. અહીં રાજકારણ છે, આજકારણ છે, બાજકારણ છે, લાજકારણ નથી. હિત, હેતુ ને તારણ છે; રાગ અને રોગનાં મારણનિવારણ છે; અગણિત ગણિત અને ગણતરીનાં ઓવારણ છે; રબ્બરની જેમ ખેંચાતાં સંકોચાતાં પ્રયોજનશીલ મન રબારી રબારણ છે; જાગતાં ધારણ છે; રામના વેશમાં રાવણ છે; બકરીના વેશમાં વાઘ ને વાઘણ છે; નર્યો વૈશાખ છે, ને શ્રાવણ નથી, ભીની આંખમાં કામણ નથી, પણ સપનાંઓનાં વસૂકાયેલાં ધણ છે. દુકાળનાં વિસ્તરણ છે, કોઈની પાસે કંઈ પણ નથી અને કેટલાયે જો અને તો-ની વચ્ચે પણની સરકતી સાપણ છે; ભાંગ્યાં સપનાંઓની થાપણ છે. આ પણ છે, તે પણ છે અને કંઇ પણ નથી અને કંઇ પણ નથી-ની મથામણ છે. અહીં બ્રહ્મને પામે એવા બ્રાહ્મણ નથી. અહીં વૈશ્ય જેવું બધે સગપણ છે અને ઉપરઉપરનું ગળપણ છે. અહીં ભમણાઓનું ભ્રમણ છે. અહીં ફૂલ વિનાનો ફાગણ છે, અહીં મહી વિનાની મહિયારણ છે, ઘર વિનાનું આંગણ છે. ઇચ્છાના એક એક પગથિયે બેઠેલો માગણ છે. અહીં નખ છે, ઉઝરડા છે, જખમ છે. વ્રણ છે અહીં જનગણ છે, પણ મન નથી, અહીં જનગણ છે, પણ ભારત ભાગ્ય વિધાયક નથી. અહીં કોઇ લાયક નથી અને છતાં બધા અહીં જ પાગલોની જમાત જેવા દોઢડહાપણની મશાલ લઇને શાલદુશાલા ઓઢીને ટોળું થઇને, બ્હોળું થઇને, પ્હોળું થઇને, પોકળ પોકળ પડ્યા છે, ધજાની જેમ ચડ્યા છે, હવાની સાથે પણ લડ્યા છે. સડાની જેમ સડ્યા છે અને બોબડાની જેમ બબડ્યા છે; દર્પણ સામે પણ ઝઘડ્યા છે. માણસ નહિ પણ મડદાં છે, પૂરાં નહિ પણ અડધાં છે. તરસ લાગી માણસ પા, માણસ થઇને માણસ ખા, બહુ ભાવે છે કહીને ગા; ગાવામાં લય નહીં, શીતળ મલય નહીં, કેવળ પ્રલય અહીં, ઠીંગરાયેલી વય અહીં, કોઇ પાસે સમય નહિ, કેવળ દોડવામાં, હડફેટે આવે એને બસ તોડવામાં, ભાયગને ફોડવામાં, ફોડીને દોડવામાં, દોડીને ફોડવામાં, જીવવાનું કારણ નહિ ને મરવાનું બહાનું નહિ; વીખરાયેલી બાજી ને પોતીકું પાનું નહિ, કશામાં માનું નહિ. કોઇને પણ જાણું

નહિ, નિંદામાં રાચીને કોઇને વખાણું નહિ; મારા સિવાય બીજાનું કોઇનું પણ ગાણું નહિ. રાગડાને તાણું અહીં. ચારે બાજુથી ઝૂંટવાનું લૂંટવાનું નાણું નાણું ને નાણું અહીં; પૈસો હાથનો મેલ છે એમ કહેવાનું અને આંખમાં મહેલનાં સપનાં જોવાનું રોજબરોજનું ટાણું અહીં. ઘટને ભરો, સખ્ખત ભરો, સતત ભરો, પૈસાથી ભરો, પણ ઘટમાં તો છિદ્ર ને ઘટમાં તો કાણું અહીં. કુંભ ભર્યો ભરાતો નથી, પૈસાથી કોઇ ધરાતો નથી, પૈસો બીજાને માટે ઉભરાતો નથી. પૈસો છે પણ લક્ષ્મી નથી. કોઇની આંખમાં અમી નથી. પૈસા વિનાની દુનિયા કોઇને પણ ગમી નથી. પૈસા વિનાના માણસો માણસ નથી પણ ડમી છે. દિવસ ને રાત, રાત ને દિવસ પૈસાની રમત પૂરેપૂરી મમતથી બધાએ રમી છે. હાર-જીતના સોદા છે, માણસમાત્ર બોદા છે, ફૂટે એવા પરપોટા છે. સવારે છપાય અને સાંજના વાસી થઇ જાય એવા ફોટા છે; આધાર વિનાના લોટા છે. લોટામાં ગટરજળ છે, બધું અહીંયાં પોકળ છે. ઉપરથી હાસ્ય છે અને અંદરથી રોક્કળ છે. કોઇ પાસે જળ નથી, કોઇ પાસે હળ નથી, કોઇ પાસે બળ નથી. બધા અહીં બળ વિનાના બળદ છે; ઈર્ષાઓ જલદ છે, વચનો છે, પ્રવચનો છે. છળબળકપટિયાં આશ્વાસનો છે. શ્વાસ વિનાની વાણી છે, રાજ વિનાનો રાજા છે ને રાજા વિનાની રાણી છે. ખુરશી માનીતી રાણી છે ને પ્રજા તો અણમાનીતી છે. વાત હવે જાણીતી છે. કૉમ્પ્યુટરમાં ફીડ થશે નપુંસકનો ઇતિહાસ. ઇતિહાસ લખવા માટે પણ લાંચ, ઇતિહાસ ભૂંસવા માટે પણ લાંચ. લાંચ અને રુશ્વતનો મારો દેશ, ખુરશી અને કિસ્મતનો મારો દેશ. પંચ મળે ને ખુરશીની વહેંચણી પ્રપંચથી થાય; ખુરશી પર કોઇ પણ બેસી જાય, પછી ઐસીતૈસી થાય. મામામાસીનાં છોકરાં, વહેંચે સાકર-ટોપરાં; આ બધો પરસાદ કહેવાય, રૂપિયાનો વરસાદ કહેવાય, જનતાનો સાદ કહેવાય, બરબાદ ને આબાદ કહેવાય; અહીં શું થાય અને શું ન થાય; જે આપ્યા વિના વેચે એ વેપારી કહેવાય. જે ટ્રક ભરીને સભાઓમાં ઘેટાંઓને ખેંચે એને હોંશિયારી કહેવાય. આ તો દુનિયાદારી છે. અહીં તો આવું જ થાય; આવી જ ઘટનાઓની અને ઘટપુરુષોનો જયજયકાર થાય. અહીં બધું જ છે, પણ જન નથી, સ્વજન નથી, સજ્જન નથી. સગપણ નથી, ગળપણ નથી, અહીં મણમણના હિસાબો છે; અહીં બેબી અને બાબો છે, અહીં માણસ નામે એક ઘાબો છે. અહીં જણ છે જણસ જેવો; અહીં જણ છે ખણસ જેવો. અહીં તરસ છે મૃગજળથી છિપાયેલી, પોતાથી જ રિબાયેલી. અહીં છે નથી-નાં યુધ્ધ છે. અહીં બુધ્ધિ વિના બધા પ્રબુધ્ધ છે; અહીં અશુધ્ધિને કારણે શુધ્ધ છે; અહીં જુવાન વૃધ્ધ છે; અહીં કેવળ પોતાના જ છાયાપડછાયા સાથેનું યુધ્ધ છે. અહીં કશું જ અકારણ નથી, બધું જ સકારણ છે અને કારણનો ક્ષ કોઇની નથી.

## લગ્નનું ઘર

કિશોરો વસ્ત્રોમાં નવીન બનીને છેલછબીલા
રમે પત્તાં ભેળાં સમવય થઈ મંડપ તળે;
શિશુ નાનાં ભોળાં અહીંતહીં દડે કંદુક સમાં
રજોટાઈ ધૂળે ધૂળ થકીય થાતાં મલિન જે.

પણે બારીમાંથી નીરખી રહી છે વાગ્વધૂઓ;
ઘૂમંતા ટોળામાં શરમ થકી જેની નજર ના
થતી ઊંચે નેવા તરુણવય વ્યાહેલ પતિઓ;
અગાશીના ખૂણે નવપરિણીતો બે મળી રહ્યાં.

બજે વાજાં, સાથે સૂરબસૂર શા બ્રાહ્મણતણા!
અને વચ્ચે વચ્ચે ઊઠતી બૂમ પાકગૃહ થકી,
જલે ચોરી તેની ઊઠતી ધૂણી પૂરંત દૃગને,
મચે ચોપાસે શો કલબલ દધિગર્જન સમો.

પરંતુ કન્યાનું દિલ અહીંથી ક્યાં યે દૂરદૂરે
અજાણ્યા સાથીની મધુર સ્મૃતિમાં મત્ત ધબકે.

- 'સનાતન'

લગ્નપ્રસંગનાં ગીત ઘણાં છે લોકગીત પણ છે અને આપણા સર્જકોએ લખેલાં ગીતો પણ છે. સૉનેટ જૂજ છે. આ સૉનેટમાં લગ્નના વાતાવરણની છબી ઝિલાઈ છે પણ એને અંતે કન્યાની હૃદયછબી પણ છે. હવે તો લગ્ન સવારથી શરૂ થાય અને રાત સુધીમાં આટોપાઈ જાય. પણ એક જમાનામાં વાતાવરણ જુદું હતું.

લગ્ન એ જુદીજુદી વયના માણસો માટે જુદોજુદો પ્રસંગ છે. જે કિશોરો છે એ મહાલે છે. સરખી ઉંમરના મંડપતળે પત્તાં રમે છે એમને લગ્નની વિધિમાં રસ નથી. ખુરશીઓ તો હવે આવી શેતરંજી પર સાવ નાનાં બાળકો દડાની જેમ દડબડે છે અને ધૂળથી મલિન થઈને પ્રસંગને અજવાળે છે.

જેના વિવાહ થયા છે એવી કન્યાઓ ટોળામાં ઘૂમે છે ખરી પણ એમની નજર ઊંચી નથી થતી. લજ્જાનો ભાવરંગ એમના ચહેરા પર છે. જેમના વિવાહ થયા છે એવા ભવિષ્યના પતિઓ પણ અહીં છે તો કવિએ એક પંક્તિમાં કૅમેરાને સ્થિર કરીને એક દૃશ્ય ઝડપ્યું છે, "અગાશીના ખૂણે નવપરિણીતો બે મળી રહ્યાં."

આપણે ત્યાં માત્ર લગ્ન નહીં પણ કોઈ પણ ઉત્સવનો પ્રસંગ એ ઘોંઘાટનો ને ધાંધલધમાલનો છે. એક બાજુ વાજાં વાગતાં હોય. બ્રાહ્મણોના બસૂર સૂર

વહેતા હોય. રસોડામાંથી બૂમો પડાતી હોય - કાન માટે આટલું પૂરતું છે. આંખમાં તો ચોરીનો ધુમાડો જાય છે. સમુદ્ર થઈને આખો ઘોંઘાટ ઘૂઘવે છે.

આ ઘોંઘાટની વચ્ચે કન્યાના હૃદયની વાત છેડી છે. કન્યાનું હૃદય તો ક્યારનુંયે દૂરદૂરે, અભિસારે નીકળી પડ્યું છે. કવિતાની પરાકાષ્ઠા છેલ્લી પંક્તિમાં છે. જે સાથીને જાણ્યો નથી એની સ્મૃતિ કઈ રીતે હોઈ શકે. અને છતાંય એની એક સ્મૃતિ છે. કદાચ ગયા જન્મનો કોઈ સંસ્કાર છે. કન્યાનું હૃદય અજાણ્યા સાથીની મધુર સ્મૃતિમાં મત્ત થબક્યા કરે છે. મત્ત એટલા માટે છે કે હવે પછીનું ભવિષ્ય એ તો એની સાથેના સપના સાથે સંકળાયેલું છે. ભવિષ્યને ભૂતકાળનો સંદર્ભ આપીને અને ભૂતકાળને ભવિષ્યનો સંદર્ભ આપીને કવિએ ધન્ય અને રમ્ય ક્ષણનું ચિરંતન સૌભાગ્ય ઝડપ્યું છે.

આપણે ત્યાં પ્રસિદ્ધ કવિઓના કાવ્યોનો આસ્વાદ કરાવવાનો એક શિરસ્તો છે. અહીં અજાણ્યા કવિની કૃતિ પસંદ કરી છે. 'સનાતન'નું આ સૉનેટ ૧૯૫૩માં વાચ્યું હતું. પછી એમની કૃતિઓ ભાગ્યે જ નજરે પડી છે. ક્યાં રહે છે. શું કરે છે કંઈ ખબર નથી. કાવ્યસંગ્રહ પણ કદાચ પ્રગટ નથી થયો. આવા અજાણ્યા કવિ પાસેથી પણ કેવું સંઘેડાઉતાર સૉનેટ મળ્યું છે એનો જ આનંદ.

## મૃત્યુ જાણે કે

□ શક્તિ ચટ્ટોપાધ્યાય □ નલિની માડગાંવકર

(બંગાળી)

મૃત્યુ જાણે કે આંધળોપાટો રમે છે!
આ જીવનકોતરમાં, આંખે પાટા બાંધેલાં છોકરાંઓની રમત.

ક્યારેક મને સ્પર્શે, ક્યારેક તમને સ્પર્શે,
પછી રમત જામે, તૂટેલા દરવાજાની આસપાસ, દીવાલ પાસે.

આ કોણ ચાલ્યું આવે છે આમળાના વૃક્ષ નીચેથી...
કોણ આવી રહ્યું છે આમળાના વૃક્ષ નીચેથી!
મૃત્યુ જાણે કે આંધળોપાટો રમે છે!

એને બહુ બેદરકારીથી જોયેલું -
હવે એ સક્રિય બન્યું,
એના મનમાંય વહાલાં-દવલાં છે.
પસંદ કરી લેશે, આવજોય કહેશે.
મૃત્યુ આજે આંધળોપાટો રમી રહ્યું છે.

## મુગ્ધાનુભૂતિ !

□ વીરુ પરોહિત

હું રોજ બઝારે ફૂલ ખરીદવા આવું ને તું છાપું લઈ ઊભે છે !

હું છાબડીએ ઝૂકીને ફૂલ શોધું છું ત્યાં તો
છાપામાં ઊપસી આવે છે પતંગિયાનો ફોટો,
હું અંબોડે ફૂલ ગૂંથું ત્યારે ખબર પડે કે
લીધો છે મેં ગુલાબના ભાવે ગલગોટો,

માલણનું હસવું
કે મારું ત્યાંથી ખસવું
મધમાખીના ડંખ સમું ચૂભે છે !
હું રોજ બઝારે ફૂલ ખરીદવા આવું ને તું છાપું લઈ ઊભે છે !

જરા અમસ્તું દૂર જતાં જીવ ઝબકી જાતો
ભ્રમ થાતો : કોઈ ગલગોટો સૂંઘે છે !
અમથું એવું લાગે કે કોઈ મને આંતરી
ફૂલ લીધાનું સરનામું પૂછે છે !

હું ફૂલ સાચવી
વાળ ઉછાળી
પાછળ જ્યાં નિરખું છું. તો તું રૂમાલથી ચશ્માં લૂછે છે !
હું રોજ બઝારે ફૂલ ખરીદવા આવું ને તું છાપું લઈ ઊભે છે !

□ દર્પણ દેસાઈ
ફોટો ફ્રેમમાં મઢાયેલાં પંખીઓ
દીવાલને જ
  માને છે

## ગીત

□ 'પ્રણયં' જામનગરી

સહુથી જુદી ભાષા મારી
    સહુથી જુદી બોલી
મારામાં આવીને બેઠો
    વ્રજવાણીનો ઢોલી.

ચૂડવિજોગણ હૈયા-ડાળે
    રેલે અમિયલ ટૌકા
મારું જીવન 'મિલન' ફિલમમાં
    જાય જે ડૂબી, નૌકા
પીડ-ગઠરિયા રહી બંધાઈ
    કોઈ શક્યું નહિ ખોલી !

હું મજનુ, મેહાર કે રાંઝા !
    હું પદમાની પ્રીત !
વડલે-વડલે વનરાવાટે
    રેલવતો રહું ગીત
મરમી કોઈ હોય મલકમાં
    લિયે મહોબત મોલી !

ફૂલપાણું ડૂલ થયું બધુંયે
    રહી હવે બસ મ્હેક
પતંગિયાની માફક કરતું
    મન આ ઠેકમઠેક
સગા-સંબંધી-સંસારી સહુ
    કરતા રે'ય ઠિઠોલી

[અર્પણ : સ્નેહેશ્રી મકરંદ દવેને]

□ સાફો □ સુ. દ.

તું કદાચ ભૂલી જાય પણ

મને આટલું તો તને કહેવા દે.
કોઈક ભવિષ્યમાં કોઈક એકાદ જણ
આપણો વિચાર કરશે.

□ કિશોર શાહ

બાવળની કાંટ્યમાં બગલું ડોકાયું
ને માછલીનો ઊડી ગયો રંગ
ધરતી ને આભ તો ક્ષિતિજે મળ્યાં
ને માંડ્યો છે આખરનો જંગ.

આકાશે આમતેમ રખડે છે વાદળો
સુક્કી કલમ અને કોરા છે કાગળો
શબ્દોને સંગોપી રાખીને મૌનમાં
વાણીનો કરું તપોભંગ.

મરઘી હશે તો ઈંડું હશે
ફરી મરઘી હશે એવી ભ્રમણામાં છું
સાત સાત જન્મોથી દંતકથા જેવી
માયાવી કાયાની રમણામાં છું
સાત પગલાંઓ એક વેંત અદ્ધર ચાલ્યો
પછી ધરતીનો છૂટી ગયો સંગ

**ખરેલું પીંછું** □ શક્તિ ચટ્ટોપાધ્યાય □ નલિની માડગાંવકર
(બંગાળી)

ખરેલું પીંછું શરીર પર ચીટકી ગયું
કદાચ સુંદર દેખાશે
ભીતર-પાંખે જોડાયેલું !

પ્રેમનું અનુગુંજન ખરેલા પીંછાની જેમ
હજીય તેં ટકાવી રાખ્યું છે તારા દેહ પર.
વાતો કર, મીઠું સ્મિત કર.
જીવનસ્મૃતિ, હજીયે હું તને ચાહું છું.

એવું લાગે છે કે હજીયે કંઈક બાકી છે.
લીલાંછમ્મ વૃક્ષનાં ડાળ-પાંદડાંની બધી શોભા
મચડી-મસળી નાખવા છતાંય...
તારો પ્રેમ જ અલાયદો, લોભામણો.

ખરેલું પીંછું શરીર પર ચીટકી ગયું
કદાચ સુંદર દેખાશે
ભીતર-પાંખે જોડાયેલું

□ સુ. દ.

જીવન આપણી પાસે નથી :
મરણ નથી આયું;
એક દિવસ તો જનમ્યા
ને એક દિવસ તો ડાધુ.

**ક્યાં ?** □ લલિત ત્રિવેદી

આ સતત તરવાનું ઘટે છે ક્યાં ?
માછલી જળમાં છટપટે છે ક્યાં ?

આપણે આજીવન ત્વચાકેદી
આંગળી સ્પર્શને વટે છે ક્યાં ?

ઠેસના રક્તની પીડા શી છે ?
વાગતું જાય છે, મટે છે ક્યાં ?

સૂર્ય ઊગવા સમું બને છે શું ?
પોપચાં તોય પટપટે છે ક્યાં ?

રોજ થાતી કથાના ભાવિક-શા
શ્વાસના હોંકારા ઘટે છે ક્યાં ?

## ૨૮ જાન્યુઆરી ૧૯૮૦

□ વિંદા કરંદિકર □ જયા મહેતા

આજનો દિવસ મને ઊજવવા દો
આજે આર. કે. લક્ષ્મણે લખી
આધુનિક ભારતની સર્વશ્રેષ્ઠ વિદ્રોહી કવિતા
અર્ધી રેખામાં, અર્ધી શબ્દોમાં :
"નગરપાલિકા સ્વચ્છતા માટે
કચરાના ઢગલા અહીંથી ખસેડશે
તો અમે ભૂખે મરીશું."
આજનો દિવસ મને ઊજવવા દો.
કચરામાંથી અન્ન ઉઠાવીને
જીવંત રહેવાનો આ હક
આપણા બંધારણમાં સમાવેશ પામ્યો છે ખરો ?
તેમ ન હોય તો
સાર્વજનિક વસ્તુની ચોરી કરવા બદલ
આપણી સરકાર આ લોકો પર
દાવો માંડી શકશે કે નહીં ?
આ પ્રશ્નનો જાણકારો ઉકેલ આણે તે પહેલાં
આજનો દિવસ મને ઊજવવા દો.

□ ફ્યેડોર ટ્યુટએવ □ સુ.દ.

(રશિયન)

તારા શબ્દો સત્યથી વંચિત છે ; તારી
નજરમાં ક્યાંય લાગણીનું લાવણ્ય નથી.
તારું હૃદય થીજેલું અને મરેલું છે.
હિંમત ! તું મને છોડી નહીં દેતી– આખાયે
વિશ્વમાં ક્યાંય ઈશ્વર નથી.
પ્રાર્થના શા માટે ?
શા માટે માગવું અને આજીજીઓ કરવી?

હાઈકુ

□ બહાદુરભાઈ જ. વાંક

બાળક ચૂસે
કાચી કેરીનો સ્વાદ
કોરે અંગૂઠે !

□

ભેંસ વાગોળે
ગ્રીષ્મની બપોરને
તળાવ કાંઠે !

□

જીર્ણ દુર્ગના
દ્વારે તાળું લટકે
ઈતિહાસનું !

Cow Poem

Sticky with frost
Sleeping with fire

I am a cow
caught in a storm

My eyes open
legs automatic

Heartsore from dream
My mouth nailed shut
I can smell the smoke
The snow is dry

On my shoulders
bale of apples

Open ridgepole
Sky of grey words
Numbers as trees
Thick solitude

We don't get it
Such a long ride
Is this ocean
On the land

[signature]

ગાય - કાવ્ય

□ ફ્રેડ વાહ □ શિરીન કુડચેડકર

(કેનેડિયન)

હિમની ચીકાશવાળી
આગ સાથે પોઢેલી
હું ગાય છું
તોફાનમાં સપડાયેલી

મારી આંખો ખુલ્લી
પગમાં સંધિવા
હૃદય સ્વપ્નપીડિત
મુખ બંધ ખીલા વડે

મને ધુમાડાની વાસ આવે છે
બરફ સૂકો છે
મારા ખભા પર
સફરજનનું દ્વાર

તંબૂનો ખુલ્લો મોભ
રાખોડિયા શબ્દોનું આકાશ
વૃક્ષો પર આંકડા
ગીચ એકાંત

આ તો નથી સાંપડતું
આટલી લાંબી સવારી
આ શું સમુદ્ર છે
સપાટી પર

ફૂલ

□ બહાદુરભાઈ જ. વાંક

હિટલર
જો કાગળ ઉપર માત્ર
એકાદ ફૂલ
ચિતરી શક્યો હોત તો
આખો એશિયા ખંડ !!!
એક ગાર્ડન
બની જાત !!

□ સાકી □ સુ. દ.

કહેતાં ભારે વસમું લાગે છે
પણ જેમની મેં સૌથી ઝાઝી સરભરા કરી
એ જ મને હવે ઇજા પહોંચાડી રહ્યા છે.

# THREE POEMS □ NITA RAMAIYA

## 1.
## A YOUNG WOMAN'S RESOLVE TO PROTECT HERSELF

What is said with a thorny tongue is true
when will people understand that....

I'm not one of the extras in a blue movie
nor am I
the heroine
gradually exposed naked in the mirror...

The lover
who cares only for
the smooth round hills of flesh,
venturing into a dark tunnel
just for fun,
and I, like a bird sliced open....
that's not how I want
to waste my life.

My youth
is not like a disease
caused by a virus....

I'm not a rotten fish
lying by the edge of the sea
for a stray wandering dog to sniff ε

The relationship that hovers
between salted peanuts
and beer
and whiskey
is over with a burp.
To get a nice hot pizza
at a pizza house
is yet another story...

The hotel is not home
and where the place is not home
there love is a delusion.

□ સાકી □ સુ. દ.
હું એટલી બધી ખુશખુશાલ હતી
સાચે જ, મેં પ્રાર્થના કરી'તી
કે એ રાત આપણા બેને માટે
દ્વિગુણિત થાય.

કવિતા

Domestic love,
a house overflowing with love
is what I want.

Not just the sport, the drama,
but the living green love
of a playful family
is what I want.

In the frozen seas
of the North pole, the South pole,
Someone who prays in tune
to the pulsing beat
of his warmth giving blood
is the one I choose.

## 2.
## THIS LETTER-THIS QUESTION

What have you been doing there ?
This is the question
that the mischievous wind asks.

This is the question
the Arabian sea reaches out to ask
the Pacific ocean.

This is the question
that occurs
after knowing well enough that
I will not be able to say :
"You know, what happened, today."

This is the question
I ask you
who are like the characters
of the on-going stories emerging
at the tip of my tongue.

This is the question
I ask while remembering
the smell of snow on the dry leaves
in your front lawn.

□ સાક્રી □ સુ. દ.
જો તું આવીશ
હું નવાં ઓશીકાં મૂકીશ
તારા વિસામા માટે.

This is the question
I ask to call back the poem
which disappeared with one of my worlds.

This is the question
that shapes itself
after rolling up the map of Vancouver.

3.
**THIS IS THE STORY**

This is not the story of by-gone days.

This is something that you do with your hands;
This is something that happens somewhere around you,
In front of you, day in and day out.

One hand of yours
Turns the cheeks of a woman
Into red roses;
On her speaking mouth
Are the four fingers and
On her nose is the thumb of
Another hand of yours.

Three minutes are enough to bring
A woman down to the earth.

Eyes turned up and tongue drawn out.

After this she need not look up in the mirror
To see frozen blood marks on her arms
Or the swollen wrist or red roses on her cheeks.

This is the story which tells everyone
How a woman suffered badly for telling truth.

This is the story which tells everyone
How well you employed your two hands.

(The poems are translated by the poet herself.)

## છ અક્ષરનું નામ □ રમેશ પારેખ

'છ અક્ષરનું નામ' રમેશ પારેખનાં સમગ્ર કાવ્યોનો સંચય છે. બહુ ઓછા કવિઓની બાબતમાં એવું બને છે કે એમનાં કાવ્યો ઉત્તમ પણ હોય ને લોકપ્રિય પણ હોય. રમેશ એમાંના એક છે. ને એટલે એમનાં સમગ્ર કાવ્યો એક જ પુસ્તકમાં એક સાથે ઉપલબ્ધ થાય એ આનંદની વાત છે. એવું પણ ઓછા કવિઓની બાબતમાં બને છે કે જેમણે વિપુલ સંખ્યામાં ગીતો લખ્યાં હોય ને એમાંનાં ઘણાંખરાં ઉત્તમ જ હોય; રમેશ પારેખની બાબતમાં પણ એમ બન્યું છે. એમનું ગીતવૈપુલ્ય ઘણું જ છે અને પોતાનું જ પુનરાવર્તન ન કરતાં હોય એવાં ને ઉત્તમ ગીતોનો એ વૈપુલ્યમાં ફાળો છે. એમાંથી ઉદાહરણ દાખલ પણ પંક્તિઓ મૂકવી હોય અહીં, તો કઈ મૂકીએ ને કઈ છોડીએ એ જ મૂંઝવી નાખે. ને તોયે એ ચીંધ્યા વગર રહેવાય નહીં : "ધીમેધીમે ઢાળ ઊતરતી ટેકરીઓની સાખે તમને ફૂલ દીધાનું યાદ/ આકળવિકળ આંગળીનો વરસાદ ગોરંભી વરસી રે વરસાદ ગોરંભી વરસી/ ઓલ્યા અવતારે સોનલ, તમે હતાં પંખણી ને અમે રે લેંકારે મહોર્યો રૂખડો હોજી/ ચોમાસું પૂર ગયાં ઊતરી ને તોય નથી ઊતરતાં તાણ, મારા વાલમા/ કાલે આવ્યા ને આજ ચાલ્યા રે ભાઈ, અમે છીએ મહેમાન છીએ એટલે/ ખંડમાં આંખ છતની વરસતી રહી કોઈ ચાલ્યું ગયું./ તમે ઘેર આવ્યાં ને, સોનલ... કૂળિયે બેઠા પથ્થરના પંખીને નીલું પિચ્છ અચાનક ફૂટે/ - કે કાગળ હરિ લખે તો બને, અવર લખે તે એકે અક્ષર નથી ઊકલતા મને...." - સદ્‌ભાગ્યે કાવ્યરસિકોને આ 'છ અક્ષરનું નામ'વાળા અક્ષરો ઊકલે છે, સારી પેઠે ઊકલે છે.

જાણે કોઈએ ભૂરકી નાખી હોય, મંત્રવશ કર્યા હોય એમ જેમની લેખિની વણથંભી ચાલ્યા કરે ને ઉત્કૃષ્ટ સર્જન થયા જ કરે, એવા સર્જક માટે મરાઠી ભાષામાં એક શબ્દ, એક વિશેષણ વપરાય છે, 'ઝપાટલેલા.' રમેશ પારેખ એવા એક ઝપાટલેલા કવિ છે એમ કહીએ તો ખોટું નહીં. મીઠી વિમાસણ રહે કે એના લય માણીએ છીએ કે પ્રાસાનુપ્રાસ માણીએ છીએ કે સુદીર્ઘ પંક્તિઓ માણીએ છીએ કે કલ્પન પ્રતીકોની દૃશ્યાત્મકતા, શ્રાવ્યતા કે ગતિશીલતા માણીએ છીએ કે ભાવછટાઓ માણીએ છીએ કે તળપદી બાની માણીએ છીએ, માર્મિક ઉક્તિઓ માણીએ છીએ...

રમેશ પારેખે ગીત, ગઝલ, મુક્તક, ગદ્યકાવ્યો ઈત્યાદિ સ્વરૂપોમાં રચનાઓ કરી, તેમાં ગીત એમને સવિશેષ મનફાવતું સ્વરૂપ જણાય છે. એમાં 'મીરાંકાવ્યો' એક અનોખું અનેરું ઝૂમખું છે, તો સોનલનું પાત્ર લઈને આવતાં ગીતો વળી નિરાળું ઝૂમખું છે. એમની સમગ્ર કવિતાની બાની મુખ્યત્વે ગ્રામજીવન, ગ્રામસૃષ્ટિ, ગ્રામ ભાવછટાઓને અનુરૂપ પ્રતીકકલ્પનોથી અતિમધુર ને રમણીય બની છે. ગીતોનો લયહિલ્લોળ અરસિકનેય હિલ્લોળતા કરી મૂકે એવો સુમધુર ને સમર્થ છે, તો એની ભાવછટાઓ મુગ્ધ કિશોરો - યુવાનોથી માંડીને પ્રૌઢો - વૃદ્ધોને સૌને પકડી-જકડી રાખે એવી છે. આઠ

કાવ્યસંગ્રહોની કુલ છસો સત્યાસી કૃતિઓ અહીં ગ્રંથસ્થ થઈ છે. કોઈ પણ પાનું ખોલો ને કોઈ પણ કાવ્ય વાંચો, સન ૧૯૬૬થી ૧૯૯૧ની રચનાઓ એકસરખી સન્ત્સ રહી છે.

ચિહંગને તો માળો મળી જશે સાંજના
પણ બહાર નભનો ઘૂમનો વિસ્તાર રહી જશે. (૧૯૬૬)

□

બરફ એટલે સૂરજ સામે જળસર્જ્યું ઉખાણું
બરફ એટલે સૂરજગઢમાં જળે કરેલું કાણું (૧૯૯૧)

કલકત્તામાં સુરેશ દલાલે ચાર કવિઓ વિશે પ્રવચનો આપ્યાં હતાં, ત્યારે એમણે રમેશ પારેખ વિશે "સર્જકતાથી ફાટફાટ થતો કવિ" એવું વિધાન કર્યું હતું તેની અહીં પ્રતીતિ થાય છે.

પ્રસ્તુત પુસ્તકમાં શીર્ષકસૂચિ તો છે જ, સાથે પ્રથમ કાવ્યપંક્તિસૂચિ પણ કક્કાવારી પ્રમાણે આપી છે, ને ઘણી ઉપકારક કરે છે.

- જયા મહેતા

રમેશ પારેખ, છ અક્ષરનું નામ, ૧૯૯૧, પ્રકા. કવિ શ્રી રમેશ પારેખ અભિવાદન સમિતિ, અમરેલી, પૃ. ૫૯૨, મૂલ્ય રૂ. ૨૫૦.

## પત્રો □ વિપિન પરીખ

હવે એમનો અર્થ શો ?
તારા પત્રો -
કોઇ મસૂરીથી લખાયેલા, કોઇ દાર્જીલિંગથી પોસ્ટ થયેલા,
નિર્દોષ, હાથે લખાયેલા નિર્દોષ પત્રો.
શિશુ જેવા
ભોળા, મુક્ત, નિષ્પાપ અને રમતિયાળ.
પણ
શિશુની આંખો -
શિશુની ગરદન હું કેવી રીતે મરડી શકું ?
તારા પત્રો હું ફાડી નથી શકતો.
એમનો શો દોષ ?

**અવસ્થાન્તર** □ જયન્ત પાઠક

પહાડ ચડતી આ કેડીની કોરે
હું
જરાજીરણ ખખડધજ વૃક્ષ-રુક્ષ રુક્ષ ;
બન્ને બાજુ
પવનલહરીમાં લહેરી રહેલાં લીલાંછમ વૃક્ષ,
મને યાદ આવે છે મારા લીલાછમ દિવસો.
તરુણ અરુણ કૂંપળો ફૂટવાની પળો
પર્ણ-લીલો લીલો વર્ણ-સૂરજ ઝીલતાં
ચાંદનીમાં ખિલખિલ ખીલતાં
મંજરીઓ ને ફૂલ
ફૂલ પર પતંગિયાંની ઝૂલ
ભ્રમરગીતો આતુર આકુલ
ફળની ઋતુ-મીઠા ગરને ગળતી ચાંચો
ડાળીએ નીડ, પાંખોની ભીડ...
ચારે બાજુ ઘનઘોર ઘટાળું વન
લ્હેરતું જીવન
વચ્ચે હું-ખખડધજ ઝાડ
હાડમાં કોળતું મરણ.

**અચંબો** □ જયંત પાઠક

કોને કહીએ વાત વિપતની વડી-
અચંબો ન જંપવા દે ઘડી !
આ વેલા ને આ વાડ
આ જાળાં ને આ ઝાડ
આવાથી ચઢતા એવાથી ઊતરી પડતા પહાડ !
પડખાં બદલે વારાફરતી ધરતી પડી પડી ! અચંબો....
ફસાયો ધુમ્મસમાં આ સૂરજ
મેઘના બુરજ ઉપર બુરજ
સાંજ-સવારે સોનાની શી ગરતી ઘરમાં રજ !
ખેંચે ખડમાં લાંબે-પગ ડગ ભરતી ખડ-માંકડી-અચંબો....
આ બાજુ દરિયામાં ભરતી
ઓ બાજુથી નદીઓ ઢળતી
વચ્ચે રણની રેત ક્યાંક કળકળતી
પાંખો ઊંચકે આભ, કઠે શી પગલાં બેડી પડી ! અચંબો....
આ અમથું જરાક હસીએ
જરાક જેવું કે આંખોથી વરસીએ
પળ અંધારાં ગમે, પલક અજવાળાં કાજ તરસીએ
કઈ માટીથી ઘડનારા તેં માણસજાત ઘડી ! અચંબો....

## ઓચ્છવલાલની એકોક્તિ □ હરિહર જોશી

ઓચ્છવલાલ !
ઓચ્છવનાં પિપૂડાં એમ ન વાગે
ભલે પ્રસરો મઘઈ પાનની ખુશ્બો જેવા
ચોર્યાશી બંદરના વાવટા જેવા પોતિયાના શઢ
ફરકાવો કે સરકાવો આંગળીએ વીંટી વારંવાર
થાળીમાં મગ નાચે એમ નાચો
ભાષાનું નું 'બાપો' 'બાપો' રહી રહીને યાચો
ઘસેલી દાઢી નીચે રહી ગયેલા વાળ પર
થોડી, થોડી વારે આંગળી ફેરવો
પરિષદોના મેળાવડાઓમાં
ભારેખમ લબડેલા ચહેરે બેસી તમારા
મોભાનું મલમલ પાથરો ચારેકોર
પણ ઓચ્છવનાં પિપૂડાં એમ ન વાગે
પાંડિત્યથી પ્રચુર તમારી ભાષાની ભવાઈમાં
નાચતા રંગલાઓય મૂર્ધન્ય થઈ ગયા ઓચ્છવલાલ !
અને તમે,
હાથમાં સફરજન રમાડતા જેવી વાતો કરને
કોલંબસ બનીને ફરતા જ રહી ગયા.
ભરોસાની ભેંશ પાડો જણે કે પાડી
જીભ નીચે પૈડાં ને ઉપર દોડે ગાડી
દુનિયા જાય એની મા પૈણાવા તમારે શું ?
આમ જોવા જઈએ તો તમારા બાપગોતરમાં
કોઈએ ન કર્યું હોય એવું તમે કરી શક્યા ઓચ્છવ
તમે અઢળક શબ્દો જણ્યા
તમે ઊડતા મચ્છર ગણ્યા
તમે સભા જોઈ હણહણ્યા
તમે સુક્કાં ખરજવાં ખણ્યાં
'વિડંબના' અને 'વિભિષિકા' શું રિદ્ધિ સિદ્ધિની જોડ !
વચ્ચે ઓચ્છવ તમે ! શું જામો છો ઓચ્છવ

તમારી ભાષાના મ્યુઝિયમમાં
'એબ્સર્ડ સ્કલ્પચર' જેવા તમે ગોઠવાઈ જાવ
પછી જુઓ બાપુ,
તમારી જગા થઈ જાય છે કે નહીં!
બાકી જિંથરાભાભાઓ અને એમનાં ધોતિયાંની
છૂટી પાટલીઓ વચ્ચે અટવાયા કરવાથી કંઈ ન વળે
આમ બબુચકની જેમ શું તાકો છો ?
તમારી ભારઝલ્લી આંખ્યું પર ચોપડિયુંએ નેજવાં કર્યાં
કેળવાયેલા હોઠોએ તમને
માપસરનું અને માફકસરનું હસતાં રાખ્યા
બાકી તો સાયેબ,
મરઘાના મુજરા ને મરઘી જવાન
સમજી જા વાતમાં ચતુર સુજાણ
ભલભલા જીન પણ પીન ચડાવ્યા વિના ન વાગે
તો How can a poor fellow like you ઓચ્છવ !
મતલબ એટલી જ કે
ઊભા, ઊભા મૂતરવા જેવી સરળ વાતમાં
માથું ન ખંજવાળો ઓચ્છવ
સ્વીકૃતિ/ પ્રકૃતિ/ વિકૃતિ/ કૃતિ/ વૃત્તિ/ પ્રતિ/ મતી/ જતી/ થતી
દરેક પ્રવૃત્તિનું આચમન કરી જાવ ઓચ્છવ
પછી યથાશક્તિ
અત્ર, તત્ર, સર્વત્ર તા તા થૈ થૈ નાચો.
જરા ઝૂમકે ભૈયા
અરે યાર હસો નહીં,
સાચી વાત પર હસવું એ ખોટી વાત પર રડવા જેવું છે.
માટે,
Come on, buck up ઓચ્છવ
આજ અપના હો ન હો પર
કલ હમારા હૈ !

## ચોખાનો દાણો □ એફ. આર. સ્કૉટ □ નીના રામૈયા

(કૅનેડિયન)

કેવા ભવ્યસુંદર ધ્વનિ કેવાં ઝીણાં ઝીણાં સ્પંદનો
વરસાદ ને વરસાદની મોસમનું છલછલ છલકતું નાણું
સેંકડો કરોડો જીવે છે
ખાસ તો એટલે જ કે આ મોસમ આવશે જ આવશે,
વળતો પવન વરસાદ લાવશે જ લાવશે.

આપણા મનુષ્ય-આવાસના ચણતરનો આધાર છે પૃથ્વી
ને ચંદ્રની ગતિ ઉપર, ખંડ-મહાખંડની ચડતી,
કેટલાંય રણનું આક્રમણ, પર્વત-ટેકરીના ઘસારા,
મથાળે ઠરતો જામતો બરફ.

જ્યારે બાલ્ટિકને સૂકવી દેતા યુરોપને એક તરફ ઢળતાં જોઉં છું,
ભાઈ-ભાઈ વચ્ચે થતા યુદ્ધ વિશે વાંચું છું, સંતાપું છું ત્યારે,
એક માઈલ ખસી જતો ચસી જતો ધ્વજ.

અને આજે, એક ગૂંચળિયું પાંદડું ખરી રહ્યું છે ત્યાં, તેના ધ્વનિ
દરમિયાન
મેં જોયો એક ધડાકાબંધ ચમકારો, એક મહાન
એશિયાઈ આગિયાનું સર્જન, તેજસ્વી ને નિર્માલ્ય,
જન્મવા માટે અસમર્થ, અને ધ્રૂજતો
તેની નાનકડી ક્ષણ જીવવા જાણવા માટે.

આપણા પ્રેમની આસપાસ ધર્મ દીવાલો ચણે છે, અને વિજ્ઞાનની નજરે
સત્ય અને ક્ષતિ એક જ છે, છતાંય હંમેશાં આપણને જણાય છે એક
એવો તંત્રબદ્ધ હેતુ દરેક કોષમાં અને નિહારિકામાં, એવી મહાન
પશ્ચાત્સિતા જીવન-ચમકારમાં, મનુષ્ય-ચેતનામાં, આપણી અભીપ્સાઓને
સાંપડતી વિસ્તૃત પામતી હદ-સરહદ,
આપણે ઊછરી રહ્યા છીએ એક જ વિશ્વમાં વિસ્મયના વિસ્તાર દ્વારા.

નોંધ : એફ. આર. સ્કૉટની જીવનકથા લખનાર તેમ જ તેની સમગ્ર કવિતા વિશે વિદ્વત્તા ધરાવતા ડૉ. સૅન્ડ્રા ડ્જ્વાના કહેવા મુજબ આ કાવ્ય ભારતના પ્રવાસ વિશેનાં કાવ્યોમાંનું એક છે; પણ તેનો સંદર્ભ ભારત પૂરતો સીમિત નથી રહેતાં દક્ષિણ-એશિયાઈ દેશો સુધી વિસ્તરે છે.

## તમે □ નીતા રામૈયા

તમે આણું છો પરિયાણું છો
ધણીનું નાણું છો
નોકરાણું છો
અને છતાંય
આજ સુધી અત્યારે પણ
આવળ બાવળ ને બોરડીમાં ખપતા તમે
એક વાર કહી સમજાવો કે
જાતનું કચુંબર થવું એટલે શું
તમે વાણી છો
ક્યારેક તો કૈંક
બોલ્યે જ છૂટકો

ઘઉંના ડબ્બા જેવા
બંધિયાર ઘરમાં ફરતાં ધનેડાં જેવા તમે
આટલું તો સમજી લો કે
તેમાં
એક બારી છે
તેને ખોલ્યે જ છૂટકો.

પગની પાનીમાં બેઠેલી બુદ્ધિના જોરે
એક ઠમકારો કરો તો બસ થાય
તમે પાયલ છો
તમારા હોવાની વાત જાહેર કરવા
છમકારો
કર્યે જ છૂટકો.

ધણીએ ધારેલા ધારામાં ધરબાઈને
કેદી બનેલો તમારો જીવ
આંસુની ધારામાં વહી જતો જોઈને થાય છે કે
તમે કેદ છો
તેને છોડયે જ છૂટકો.

ઝડઝાંખરાં જેવું જીવ્યા પછી
એક વાર તો
આકાશ સામું જુઓ
તમે જૂઈની વેલ છો
ઉપર ચડયે જ છૂટકો.

## અધ્યાપક - વિલાપ □ નાનીલો

કમ્પ્યુટર-યુગ વચ્ચે શ્વસતા-વસતા,
ભણેશરીની લવરી પુરાણી કરી કરીને કાન પકવતા,
પોથીપંડિત ! શાહમૃગો ઓ !
નમ ચશ્માં નહીં, પણ આંખો બદલો.
ભૂતકાળિયાં ભેજાં બદલો.
(દીસતું નથી શું 'દીપી રહ્યું અરુણું પરભાત ?')
કળિયુગ નાઠો, 'સુવર્ણ'-યુગ ઓ એ ! કાં ન વધાવો ?

ઘણાઘણેરા ભાગ્યશાળીને અવ સાંપડતા થયા
અમૂલા પંચ મકાર
(અમે પામતા યથાશક્તિ-મતિ આચમની બેચારો).
પણ કોઈક પૂરવનાં પાપે અમને તો ભઈ ! વળગ્યા
વરવા પંચ વકાર :
વિદ્યાર્થી ને વરગ વળી વ્યાખ્યાન, વિવેચન, વાચન -
સાપસમી હા ! ઉપાધિઓનો ભારો.
પણ અમે ભાપડા એમ ન કાચા -
'હોટે ભલેને કાઢ્યા ઢેકા, અમેય બનાવ્યા કાઠા',
ને ખાપરાએ કોડિયાને કહ્યું'તું ને 'ના બુદ્ધિ કોઈના બાપની ?'
તો સૌ સમજુના સહયોગે
(નિ ખરેખરો જ્યાં સર્વોદય)
એ વકાર-મુક્તિ ગઈ અમને તો લાધી.

વાચનમુક્તિ, વર્ગથી મુક્તિ, પરીક્ષણ-મુક્તિ
મુક્ત માર્ક-ડિગ્રીનાં વિતરણ
(રખે ભોટભાઈ ! 'મુફત' સમજતા !
મુફત હવાયે હવે મળે ક્યાં ?
સીધી ચોખવટ :
ઈષ્ટ લાભના પલ્લા સામે જોખી આવો
રોકડ અથવા દેહસમર્પણ -
હા કેશ-કાઈન્ડનું ઑપ્શન)

યુવાશક્તિ આ ક્રાંતિકારી, નવયુગિયાના તો અમે પ્રણેતા -
(કહેશો 'નાચીઝ બંદા', તોય કશો ભઈ ! ફેર પડે ?)
ખરું તો એ જ અમારું વળતર.

વળી ધરમ અમ જુનવાણી જાળવવા
જે બનતું તે નથી અમે ક્યાં કરતા ?
કૉલમનું અધરાત-કાંતણું -
'ઊંચે બેસણે બેસતાં, ને લાંબી લેખણે લખતાં.'
અબુધ-ભોટને રાહ ચીંધતા
(બુદ્ધ-મહાવીર શા આધુનિક સર્વ-જાણ-મહોરાનો
જરદ-મસાલો મમળાવ્યા વિણ નિંદ હવે તો ના'વે)
વાડ્ મય-તપ પણ તપે અમારું :
દુનિયાભરના લેખકબેખક, કવિબવિને
ખૂણેખાંચરેથી ખણીખોદી
(પરદેશીમાં હાથ ચડ્યું જે : મફ્ફતિયો પરસેવો મૂરખ પાડે)'
ચપટીમાં અમે
ભેળપૂરી, ચટકીલું ચવાણું, સિઝ્લર, ચીની જાપાની ડિશ
કહો તે માગ્યાવેંત પીરસતા
(સૂર્યપાક-વરદાન અમોને)
પણ કરમ-ધરમમાં પીઢ બન્યાની કદર કોણ અહીં કરતું ?
જુઓને, ફૉરિન ટ્રીપનું સપનું અમારું હજી લટકતું.
સેમિનાર, સંમેલન, પ્રવચન, શિબિરબિબિરનાં નામ અને નેજાની નીચે
ગોઠવવાના કરીએ ટાંપાટોયા -
આથમણા નાલંદા, વિક્રમશીલા, તક્ષશીલાનાં મોંઘાં તેડાં બુલાવા
(હોય ભલેને માગ્યાં-ભીખ્યાં : અધ્યાપકના મુકુટમણિ પર
મનાય એ રૂડી કલગી'
ઝંખી ઝંખીને
દાઢીવાળા, દાઢી વગરના - કેટકેટલા દેવોની
દાઢીમાં નાખ્યા હાથ, ચડાવ્યાં ફૂલ, કદમબોસીય ન બાકી !
(ભઈ ! સેવા વિણ ક્યાં મેવા ?)
ફળશે વ્રતતપ -
કૈંક મગતરાં લગાવી લાવ્યાં નથી દ્વારકા-છાપ ?

આટઆટલી શિક્ષણસેવા, વાઙ્મયસેવા, વિદ્યાસેવા, સંસ્કૃતિસેવા
કરતા તોપણ સેવાજેવા મેવા નથી અમોને મળતા -
મળતા તેય બીજાં સેવકજૂથ
અરધા વહેંચી-પડાવી ચરતા -
(હશે! અમે સૌ એક ધરમના પંથી :
સૂત્ર અમારું : 'પંડનું તર્પણ, એ જ ખરેખરું 'આત્મસમર્પણ')
સર્વોદયના ભેખધારી શા અમે આટલું કરતા તોયે
ગાંધી ભગતડા, એવાતેવા
(જેટયુગે જડભરત રહેલા),
જાતસાધુ બની બેઠેલા ને પારકી પેચાને બહુ પહોળા,
મફ્ફતિયાઓ, સુખદ્વેષીલા, સતનાં પૂંછડાં
અમ જેવાને 'ચૂસક, 'શોષક, 'પૅરેસાઈટો' -
કેવી કેવી ગાળો એ ભસતા!
('ઘાસ ખાઉં ના, ખાવા દઉં ના' - એવા કુક્કુરવંશી).
કહ્યું નથી શું - 'હવકું લોહી હવાલદારનું'.
'ગરીબની વહુ સહુની ભાભી ?'
કાને પડ્યું'તું ક્યાંકથી કવિનું વેણ
(કોક પોથીપંડિતે અર્થ ચીંધેલો) -
'જનો દુર્જનો સદાય અમ શી સતીઓના સાધુત્વે'
(વાહ! કવિ જૂનવાણી માળો! સજ્જન-પીડ સમજેલો)
ભાઈ! બાપુ! ગેંડાનું ચામડું : અહીંયાં કાંકરીચાળો,
તીરકટારી-ભોંક બધુંય ફોગટ ફિતુર ઠરતું.
અમે નવલનર્મદના વારસ (ભણતાં કાન પડેલું)
પીટી દાંડિયો મહામંત્રથી જાગૃત કરીએ. જનને :
'ભણતવ્યં તોપ મર્તવ્યં, નહિ ભણતવ્યં તોપ મર્તવ્યં
ઠાલી માથાકૂટ કિં કર્તવ્યં'
કોણ ન જાણે કથા પુરાણી ? -
રત્નકાજ દેવાસુર મોટા, કૂડકપટિયા સૌખટપટિયા
વિષ્ણુ, ચંદ્ર, રાહુ સૌ સરખા, સુધાસુરાના કર્યા અભરખા.
સારમોધ
ધન સંશોધન એક હૈ, એક હી દેવ કુબેર,
ભજ ધનવિન્દં ભજ ધનવિન્દં, કહ ગયે કવિ શુકદેવ.

☐ અશોક વાજપેયી ☐ અનુ. કિશોર શાહ

'તત્પુરુષ હિંદી કવિ અશોક વાજપેયીના એ જ નામના કાવ્યસંગ્રહનો ગુજરાતી અનુવાદ છે. અનુવાદક છે કિશોર શાહ. એમનો મૌલિક તેમ જ અનૂદિત કાવ્યોથી 'કવિતા'ના વાચકો પરિચિત છે જ. એક કવિનાં કે એક અનુવાદકનાં કાવ્યો છૂટાંછૂટાં વાંચ્યાં હોય, પણ એ સંગ્રહરૂપે આવે ત્યારે એને એક સાથે માણવાનું ને જાણવાનું બની શકે.

કોઈ કવિની તાસીર કેટલીક વાર તેના એક કાવ્ય પરથી પણ ઘણે અંશે પામી શકાય એવું બને અને અશોક વાજપેયીની બાબતમાં એવું બન્યું છે. એમનું 'તેઓ' કાવ્ય જુઓ :

તેઓ એક પીંજરું લાવશે
અદૃશ્ય
પણ તેને છોડીને પછીથી
ઊડી નહીં શકાય.

તેઓ વચન આપશે આકાશનું
તેઓ ઉલ્લેખ કરશે તેની
અસીમ ભૂરાશનો
પણ તેઓ લાવશે પીંજરું.

પછી તેઓ હળવેથી સમજાવશે
કે આકાશમાં જતાં પહેલાં
પીંજરાનો અભ્યાસ જરૂરી છે.

પછી તેઓ કહેશે કે આકાશમાં ખૂબ જોખમ છે
કે ક્યાંય નથી આકાશ
કે આકાશ પણ અંતે તો પીંજરું છે.

પછી તેઓ પીંજરામાં
તમને છોડીને
આકાશમાં
અદૃશ્ય થઈ જશે,

અત્યંત સાદી સરળ ભાષા. નહીં અલંકાર, નહીં કોઈ પ્રાસાનુપ્રાસની સાદી કે જટિલ યોજના. નહીં કાંઈ સંદિગ્ધ કે નહીં કાંઈ ગૂઢ ગહન રહસ્યમય. જાણે ભાવક સાથે સીધી વાત કરતા હોય એવી શૈલીની સરળતા. ને છતાં સાદી વાતચીતની ભાષામાં પણ, કવિનો હળવો લાગતો પણ સખત પ્રહાર વરતાયા વગર રહેતો નથી. આ કવિને કોઈ એક પ્રતીક સહજ સાંપડે છે ને

આટઆટલી શિક્ષણસેવા, વાડ્‌મયસેવા, વિદ્યાસેવા, સંસ્કૃતિસેવા
કરતા તોપણ સેવાજોગા મેવા નથી અમોને મળતા -
મળતા તેય બીજાં સેવકજૂથ
અરધા વહેંચી-પડાવી ચરતા -
(હશે ! અમે સૌ એક ધરમના પંથી :
સૂત્ર અમારું : 'પંડનું તર્પણ, એ જ ખરેખરું 'આત્મસમર્પણ')
સર્વોદયના ભેખધારી શા અમે આટલું કરતા તોયે
ગાંધી ભગતડા, એવાતેવા
(જેટપુત્રે જડભરત રહેલા),
જાતસાધુ બની બેઠેલા ને પારકી પંચાતે બહુ પહોળા,
મફતિયાઓ, સુખદ્રેષીલા, સતનાં પૂંછડાં
અમ જેવાને 'ચૂસક, 'શોષક, 'પૅરેસાઈટો' -
કેવી કેવી ગાળો એ ભસતા !
('ઘાસ ખાઉં ના, ખાવા દઉં ના' - એવા કુકકુરવંશી).
કહ્યું નથી શું - 'હલકું લોહી હવાલદારનું'.
'ગરીબની વહુ સહુની ભાભી ?'
કાને પડ્યું'તું ક્યાંકથી કવિનું વેણ
(કોક પોથીપંડિતે અર્થ ચીંધેલો) -
'જનો દુર્જનો સદાય અમ શી સતીઓના સાધુત્વે'
(વાહ ! કવિ જૂનવાણી માળો ! સજ્જન-પીંડ સમજેલો)
ભાઈ ! બાપુ ! ગૅંડાનું ચામડું : અહીંયાં કાંકરીચાળો,
તીરકટારી-ભોંક બધુંય ફોગટ ફિતુર ઠરતું.
અમે નવલનર્મદના વારસ (ભણતાં કાન પડેલું)
પીટી દાંડિયો મહામંત્રથી જાગૃત કરીએ. જનને :
'ભણતવ્યં તોય મર્તવ્યં, નહિ ભણતવ્યં તોય મર્તવ્યં
ઠાલી માથાકૂટ કિં કર્તવ્યં '
કોણ ન જાણે કથા પુરાણી ? -
રત્નકાજ દેવાસુર મોટા, કૂડકપટિયા સૌખટપટિયા
વિષ્ણુ, ચંદ્ર, રાહુ સૌ સરખા, સુધાસુરાના કર્યા અભરખા.
સારબોધ
ધન સંશોધન એક હૈ, એક હી દેવ કુબેર,
ભજ ધનવિન્દં ભજ ધનવિન્દં, કહ ગયે કવિ શુકદેવ.

## તત્પુરુષ

**□ અશોક વાજપેયી □ અનુ. કિશોર શાહ**

'તત્પુરુષ હિંદી કવિ અશોક વાજપેયીના એ જ નામના કાવ્યસંગ્રહનો ગુજરાતી અનુવાદ છે. અનુવાદક છે કિશોર શાહ. એમનાં મૌલિક તેમ જ અનૂદિત કાવ્યોથી 'કવિતા'ના વાચકો પરિચિત છે જ. એક કવિનાં કે એક અનુવાદકનાં કાવ્યો છૂટાંછૂટાં વાંચ્યાં હોય, પણ એ સંગ્રહરૂપે આવે ત્યારે એને એક સાથે માણવાનું ને જાણવાનું બની શકે.

કોઈ કવિની તાસીર કેટલીક વાર તેના એક કાવ્ય પરથી પણ ઘણે અંશે પામી શકાય એવું બને અને અશોક વાજપેયીની બાબતમાં એવું બન્યું છે. એમનું 'તેઓ' કાવ્ય જુઓ :

તેઓ એક પીંજરું લાવશે
અદૃશ્ય
પણ તેને છોડીને પછીથી
ઊડી નહીં શકાય.

તેઓ વચન આપશે આકાશનું
તેઓ ઉલ્લેખ કરશે તેની
અસીમ ભૂરાશનો
પણ તેઓ લાવશે પીંજરું.

પછી તેઓ હળવેથી સમજાવશે
કે આકાશમાં જતાં પહેલાં
પીંજરાનો અભ્યાસ જરૂરી છે.

પછી તેઓ કહેશે કે આકાશમાં ખૂબ જોખમ છે
કે ક્યાંય નથી આકાશ
કે આકાશ પણ અંતે તો પીંજરું છે.

પછી તેઓ પીંજરામાં
તમને છોડીને
આકાશમાં
અદૃશ્ય થઈ જશે,

અત્યંત સાદી સરળ ભાષા. નહીં અલંકાર, નહીં કોઈ પ્રાસાનુપ્રાસનીસાદી કે જટિલ યોજના. નહીં કાંઈ સંદિગ્ધ કે નહીં કાંઈ ગૂઢ ગહન રહસ્યમય. જાણે ભાવક સાથે સીધી વાત કરતા હોય એવી શૈલીની સરળતા. ને છતાં સાદી વાતચીતની ભાષામાં પણ, કવિનો હળવો લાગતો પણ સખત પ્રહાર વરતાયા વગર રહેતો નથી. આ કવિને કોઈ એક પ્રતીક સહજ સાંપડે છે ને

પછી એ વાત માંડી બેસે છે, જેમ અહીં પીંજરાનું પ્રતીક સાંપડ્યું. આમ જ એમને ક્યાંક પથ્થર તો ક્યાંક ચકલી પ્રતીકરૂપે મળી ગયાં છે.

આ કવિ પ્રેમવાંચ્છુ છે. આસપાસનું જગત જે કોઈ ગુણદોષોથી ભર્યું છે, એમાં ગુણો પ્રત્યે એમને પ્રેમ છે, દોષ એમને કનડે છે; ને એટલે જ એ 'પ્રેમને માટે જગ્યા' ઝંખે છે; સમયને વિનંતી કરે છે કે મને શીખવ; બાળકો એમને પ્રાર્થનાના શબ્દો જેવા પવિત્ર ને દીપ્તી લાગે છે; એ જુએ છે, તે માણસને લડતો, જે માણસ રહી શકે અને બચી શકે તે માટે એક પવિત્ર લડાઈ; એ કહે છે હસો, હસવાથી જ જળભર્યાં છે વાદળ... ને જાણે એમને ખાતરી હોય એમ એ કહી શકે છે, જો બચી શકે તો તે જ બચશે, જે ઠગાય છે પણ પ્રેમ કરવાનું નથી ચૂકતો.

ઘણી રચનાઓમાં ભાષા સરળ છતાં વ્યંજનાગર્ભ છે, તો ક્યાંક કવિ મુખરિત પણ થયા છે. મનુષ્યજીવનમાં, પ્રાણીમાત્રના જીવનમાં જેમને રસ છે અને જેમને કાવ્યકલામાં રસ છે એ સૌને આ સંગ્રહ ગમશે. સરળ - સરસ કાવ્યસંગ્રહ ગુજરાતી અનુવાદમાં પણ એટલી જ સરળતા - સરસતાથી અવતારવા બદલ કિશોર શાહને અભિનંદન.

જયા મહેતા

અશોક વાજપેયી, અનુ. કિશોર શાહ, તત્પુરુષ, પ્ર. આ. ૧૯૯૧. પ્રકાશક શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઈ. પૃ. ૧૨+૧૦૪, મૂલ્ય રૂ. ૪૦.

કવિતા અંક-૧૪૪ ઑગસ્ટ-૧૯૯૧

મુરબ્બી સ્નેહીજન શ્રી સુરેશભાઈ

**અ**નેક ધ્યાનાકર્ષક કાવ્યોમાંથી શ્રી રમેશ પારેખનું "અનુજ કવિઓને" કાવ્ય વિશેષ ધ્યાન ખેંચે છે. સરસ્વતીનું ધાવણ જ્યારે ખૂટ્યું હોય ત્યારે આભાસી પ્રસિદ્ધિની ધાવણી ચગળતા કવિઓને લાલબત્તી ધરી છે. નવી પેઢીના કવિઓને વર્તમાન પદ્ય સાહિત્યને સમૃદ્ધ કરવા કમર કસવાનું કહ્યું છે. અણખોદાયેલા ક્ષેત્રમાં ખણખોદ કરી એક દિવ્ય શિલ્પ ખડું કરવા કવિ એના મિત્રોને આહ્વાન આપે છે. જૂના જમાનાના કવિઓએ એ કાળને અનુરૂપ પદ્ય સાહિત્યને એક તંદુરસ્તી બક્ષી હતી પણ આજે "પાણી પોતાનો લિસોટો લઈને ચાલ્યું ગયું છે." જમાનાવાદને કવિતામાં ઓતપ્રોત કરીને આજે પરિપૂર્ણ બ્રહ્માંડ સર્જવાનું કામ, કવિ નર્મદ અને પછી મેઘાણીના વીરરસને આજે સજીવન કરી નિર્માલ્ય થતી પ્રજામાં સીંચવાનું કામ કપરું છે પણ કવિ રમેશનું શૂરાતન અજબ-ગજબનું છે. ગોવર્ધન-સમ શક્તિ જ્યારે શબ્દમાં છે અને એ શબ્દના જ તમે સ્વામી છો ત્યારે આ દુષ્કર કાર્ય તમારે માટે ટચલી આંગળીએ કરવા જેટલું આસાન છે એમ અનુજોને પાનો ચડાવતા કવિ કહે છે. ટચલી આંગળીએ શબ્દનો ગોવર્ધન ઊંચકી પ્રજાને રાગદ્વેષ, કુટિલતા અને વિષાદના વાવાઝોડા સામે રક્ષણ આપવાનો કવિધર્મ બની રહે છે.

— મધુ ઝવેરી

પ્રિય મુરબ્બી શ્રી સુરેશભાઈ

હિસાબોની દુનિયામાં જીવું છું, છતાંયે આંકડાઓના અરણ્યમાં અટવાઈ ગઈ નથી. એનો યશ "કવિતા"ને જાય છે. આમ તો "કવિતા" સાથેની દોસ્તી વરસોજૂની છે. આજે એ ભાવકના સંબંધને તમે અચાનક નવો વળાંક આપ્યો! "કવિતા"ના ૧૪૬મા અંકનાં કાવ્યોમાંથી શ્રેષ્ઠ કાવ્યની પસંદગી કરવાનું કામ જયારે તમે મને સોંપ્યું ત્યારે મારા હૃદયે એક સુખદ આંચકો અનુભવ્યો, પણ ધબકારા વધી ગયા (આવા તો સેંટ ઝેવિયર્સમાં પરીક્ષા આપતી વખતે પણ નહોતા વધ્યા). પલાંઠી મારીને "કવિતા"ને માણવા બેઠી. કેટકેટલા કવિઓની અનુભૂતિઓને તમે આ બે પૂઠાંમાં સમાવી દીધી છે. પસંદગીનું કામ ખરેખર મારી કસોટી કરે તેવું લાગ્યું, છતાંય કેટલીક પંક્તિઓનું અનુરણન મનમાં થતું રહ્યું. મારે "કુંવારી ભૂમિ" શોધવાની છે. "આકાશની પારથી આવતા પંખીની વાત સાંભળવાની છે." "વિપાસા" ની જેમ આશીષ મેળવવાના છે. આ "જિંદગી ભલે બે માળની વચ્ચે અટકેલી લિફ્ટ" જેવી હોય, છતાંય "પ્રતિબિંબ માટે ન ઝૂરતા અરીસા"ની અલિપ્તતા કેળવવાની છે. જિંદગીમાં બેચાર ક્ષણોનું ગૌરવ મેળવીને વરસોના સરવાળામાંથી મુકત થવું છે... અરે! આ બધા પહેલાં મારે કવિતાનો નિર્ણય તમને આપવાનો છે?

હા! કયારનુંય "એક પંખી અદીઠ" રહીને ભીતર ટહૂકી રહ્યું છે. કવિ મકરંદ દવેનું કાવ્ય "કોઈ પંખી બોલે બોલે"-કવિની આધ્યાત્મિક અનુભૂતિનો અદીઠ સ્પર્શ મને પણ આપી જાય છે. આ ગીત વારંવાર વાંચું છું, અને દરેક વાર એ મારી સામે અર્થની એક નવી બારી ખોલી જાય છે. સમગ્ર ગીતમાં વિશ્વવ્યાપી અને હૃદયવ્યાપી પરમાત્માની પ્રતીતિ જૂદાંજૂદાં ભાવપ્રતીકો દ્વારા કરી શકાય છે. કયાંક "ફૂલમાં અદીઠ સૌરભ" રૂપે, ક્યાંક "રૂપ-અરૂપની લીલા" રૂપે, "કયાંક અદીઠ રહેલા પંખીના ટહુકા" રૂપે, જાણે ચારે પાસથી આ ગીત મને સ્પર્શી રહ્યું છે, જેને માણ્યા પછી "સ્થળ અને સમયના લોહસળિયાને" પણ હું ભૂલી જાઉં છું. શ્રી મકરંદ દવેને વંદન સહિત અભિનંદન.

તમે મારી "કવિતા"- પ્રીતિને જાણી એને નાણવા માટે જે કામ સોંપ્યું, એમાં હું કેટલે અંશે સફળ થઇ છું એ તો નથી જાણતી, પણ આવી સુંદર તક આપવા બદલ હું આપની આભારી છું.

એ જ
આરાધના અશોક દવેનાં વંદન

કવિતાના ન્યાય શ્રુતિચિત્રનો
કવિતા : તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૪૭
વર્ષ ૨૫, અંક ૩, ફેબ્રુઆરી ૧૯૯૨
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



ખાસ સૂચના : કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય ને ફરીથી મોકલવું નહિ. અપ્રગટ કાવ્ય જ મોકલવું.

પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કૅપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિ/વિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૧૨૦/-, ઍરમેલ રૂ. ૨૦૦/-,
આ અંકના છૂટક ૧૨ રૂપિયા.
બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક પીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.

કવિતા - લય શ્રુતિચિત્રનો
કવિતા : તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૪૭
વર્ષ ૨૫, અંક ૩, ફેબ્રુઆરી ૧૯૯૨
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહિ. અપ્રગટ કાવ્ય જ મોકલવું.

*પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.*

સૂચના : વરસમાં ૭ અંકો દર બે મહિને, ત્રીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ રચો તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિમિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૧૨૦/-, ઍરમેલ રૂ. ૨૦૦/-,
આ અંકના છૂટક ૧૨ રૂપિયા.
બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક પીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.



KAVITA Regd. No. R N

I decide
Not to talk to you
And

Wait for your phone call.

# *Your expectations are such*

*That, even if you put*
*A burning coal in my palm*
*I have to call it a flower.*

*That, even if you put*
*A heavy silence in my palm*
*Even then I have to say*
*It is a murmur of a stream.*

*That, even if you do not put*
*Your palm in my palm*
*I have to say*
*There is a cosmos in my palm.*





# કવિતા

વર્ષ : ૨૫
તંત્રી : સુરેશ દલાલ
અંક ૧૪૮ એપ્રિલ ૧૯૯૨
૧૨ રૂપિયા
જન્મભૂમિ પ્રકાશન




કવિશ્રી ઉશનસ્

ચિત્રકાર : જગત ત્રિવેદી

## વેદનાની વાડ □ મહેશ શાહ

ખોબામાં પાંદડાંનો ભૂકો ખર્યો ને પછી
પાનખર સંબંધની ચાલી,
આંખોનાં છીપલે મોતી ખર્યાં ને મેં તો
વેદનાની વાડને ઝાલી.

ચૈતરની ડમરીએ કણ કણ ઉઠાવીને
ભેગાં કર્યાં ને પછી નોખાં કર્યાં
પીંછાંને, કાગળને, કાચનીયે કચ્ચરને
ગોળ ગોળ ગોળ ગોળ ફરતાં કર્યાં
ફૂલતણી પાંદડીયે ઘુમરાતી જાય તોય
મ્હેકથી પવન સાવ ખાલી.

ભૂરા આકાશની કોકરવરણી છે કાય
આઘેથી સૂરજની સાથમાં
આ બાજુ ચાંદનીએ પગરણ કર્યાં ને ક્યાંક
તારલીયે મહેકી વૈશાખમાં
શશિયર પછી તો જાય ચડતો ને ચડતો ને
ડાળ ડાળ કરી એણે ખાલી.

દરિયો ઢોળાઇ ગયો રણમાં ને એનાં સૌ
ઝાંઝવાંયે પી ગયાં પાણી
એવી કઇ વાતની વાદળી ઊઠી કે એણે
વરસ્યાની રીત નહીં જાણી
આષાઢી આભ સાવ નીચું નમ્યું ને તોયે
મોરલાની ગ્હેક ગઇ ખાલી.

## મનનો તાવ □ યૉસેફ મેકવાન

કશું જ ગમતું હોતું નથી
ત્યારે... મા... તારી યાદ આવે છે...
ને ચિત્તમાં ઊતરી આવે છે
એ જ એ ઉનાળુ સાંજ
એ રમ્ય સાંજનો તડકો
આંગણામાં ફરતો ને ગુલમોર પર હસતો
તે ગુલમોર કલરવતો
એવો જ મારા મસ્તક પર ફરફરતો
તારા હાથનો સ્પર્શ
થતો ઉન્માદભર્યો હર્ષ
પછી બધ્ધું જ તરત ગમવા માંડે છે.... મા...
આ મકાનો... વૃક્ષો... પંખી... પેલા રસ્તા... લોકો...
લોકો ?
લોકોમાં તો મારી પત્નીયે...
મારાં સંતાનોની મા...
કદાચ એટલે હશે ? ખબર નહિ
પણ પછી બધ્ધું જ ગમવા માંડે છે...
ચિત્ત પાછું એમાં રમવા માંડે છે..
ત્યારે ક્યાં યાદ રહે છે તું ? હે મા...
અજબ છે આ મનનો ભાવ
બધ્ધું ગમે છે ત્યારે તું જ નથી હોતી...!

□ કિશોર શાહ

રેલવેના બાંકડા પર
જેના બંને પગ કપાઈ ગયા છે
એવો એક જણ
લાકડાના પગનું ઓશીકું કરીને
નિરાંતે પોઢ્યો છે.

## દરિયો ☐ બકુલ બક્ષી

ભરતીનો દરિયો
ઓટનો દરિયો
ખોવાયો વરસાદમાં
ભીનો ભીનો દરિયો.

ધુમ્મસભરી સવારની
ધોળી પાંખ ફેલાવે દરિયો.

સૂરજના તડકામાં
બિલોરી કાચ થાય દરિયો.

લહેરોના તાર પર
છેડેલા ગીત જેવો દરિયો.

ભાવભીની આંખોના
આંસુની ખારાશ બને દરિયો.

સિંદૂરી સાંજ પડે
મહેંદીનો રંગ ચડે દરિયો.

પૂનમની મધરાતે
ચાંદીની પાટ બને દરિયો.

ભરતીનો દરિયો
ઓટનો દરિયો
ખોવાયો વરસાદમાં
ભીનો ભીનો દરિયો.

## જન્મજન્માંતર

☐ બકુલ બક્ષી

વૃક્ષની ડાળ પર
પીળા પડેલા પાન જેવો
ટકી રહ્યો છું
હવાની કોઈ લહેર ઉડાવી જશે
ક્યારેક મને અવકાશમાં;
તરતો રહી પળ બે પળ
નવી જમીન પર
ફરી પાંગરીશ.

નવો જન્મ પામીશ
અને ફરી શરૂ થશે
જ્ઞાનનું અભિયાન;
ફરી એક વાર ઘૂંટીશ
હજારો વર્ષ જૂની
બારાખડી.

નથી જોઈતું મોક્ષનું
પૂર્ણવિરામ.

કોઈ દેવ પ્રસન્ન થઈ
આપે વરદાન તો માગું;
જન્મજન્માંતર ચાલતો રહે
સંઘર્ષનો આ ઘટનાક્રમ,
આદિથી ઇતિ
ચરૈવેતિ ચરૈવેતિ.

## અનુસ્વાર-અષ્ટક ▫ સુન્દરમ્

હું બિંદુ સુંદર માત શારદને લલાટે ચંદ્ર શું,
મુજને સદા યોજો સમજથી, ચિત્ત બનશે ઇંદ્ર શું,
મુજ સ્થાન ક્યાં મુજ શી ગતિ જાણી લિયો રસ પ્રેમથી,
તો સજ્જ બનશો જ્ઞાનથી, સૌંદર્યથી ને ક્ષેમથી.

તો પ્રથમ જાણો 'હું' અને 'તું' માં સદા મુજ વાસ છે,
આ જ્ઞાન વિણ 'હુ-હુ' અને 'તુ-તુ' સમો ઉપહાસ છે.
હું 'કરુ'-'વાંચુ'-'લખુ' જોજો એમ લખશો લેશ તો,
મા-ભારતીના રમ્ય વદને લાગતી શી મેશ જો.

નરમાં કદી નહિ, નારીમાં ના એકવચને હું રહું,
હું કિંતુ નારી-બહુવચનમાં માનવંતું પદ ગ્રહું.
'બા ગયાં'. 'આવ્યાં બહેન મોટાં' એમ જો ન તમે લખો,
'બા ગયા.' 'આવ્યા બહેન મોટા' શો પછી બનશે ડખો.

ને નાન્યતરમાં તો ઘણી સેવક તણી છે હાજરી.
લો, મુજ વિનાના શબ્દની યાદી કરી જોજો જરી,
સૌ મુજ વિશેષણ એક ને બહુવચનમાં રાખો મને,
યાચું કૃપા આ ખાસ, મારો ભરમ ત્યાં ઝાઝો બને.
શું ફૂલ પેલું શોભતું ? જો આવું પ્રેમે ઉચ્ચરો,
'શાં ફૂલ પેલાં શોભતાં, બહુવચનમાં વાણી કરો,
'મોજું' નિહાળો એક નીરે, ત્યાં પછી 'મોજાં' બને,
'બમણાં' અને 'તમણાં' પછી, 'અણગણ્યાં' કોણ કહો ગણે ?

ને બંધુ, પીતાં 'નીર ઠંડું' ના મને પણ પી જતા,
ને 'ઝાડ ઊંચાં' પર ચડો તો ના મને ગબડાવતા,
'બકરા' અને 'બકરાં.' 'ગધેડા' ને 'ગધેડાં' એક ના,
'ગાડાં' અને 'ગાંડા' મહીં જે ભેદ, ભૂલો છેક ના.

ને જ્યાં ન મારો ખપ, મને ત્યાં લઈ જતા ન કૃપા કરી,
નરજાતિ સંગે મૂકતાં, પણ મૂકજો નિત્યે ડરી.
કો મલ્લને એવું કહ્યું જો, 'ક્યાં' ગયાં 'તાં આપજી ?
જોજો મળે ના તરત મુક્કાનો મહા સરપાવ જી.

તો મિત્ર, મારી નમ્ર અરજી આટલી મનમાં ધરો,
લખતાં અને વદતાં મને ના સ્વપ્નમાંયે વિસ્મરો.
હું રમ્ય ગુંજન ગુંજતું નિત જ્ઞાનના પુષ્પે ઠરું.
અજ્ઞાનમાં પણ હું ડંખુ, કિંતુ એ કથા નહિ હું કરું.

## નથી જ કોઈ □ હર્ષદ ચંદારાણા

મોતી કહે છે: ઝાઝી સમજણ નથી જ કોઇ
છીપો સિવાય સાચું સગપણ નથી જ કોઇ

છે એક નામ, મારી સાથે મશાલ થઈને
પ્રારંભ, મધ્ય, અંતે; અડચણ નથી જ કોઇ

એમાં તું જો, તને પણ લાગીશ સાવ જુદો
મારા સમું અહીંયા દર્પણ નથી જ કોઇ

મોસમ રહે બદલતી, તારું સ્મરણ સતત છે
મારી ત્વચા રૂપે છે, પ્હેરણ નથી જ કોઇ

અમરેલી નામ નગરી, દિલોજિગરથી ચાહી
મિત્રો સમાન બીજું વળગણ નથી જ કોઇ.

**દીકરી** ☐ ઉદયન ઠક્કર
(ત્રિપદી)

ના ગમી બાજી, તો પલટાવી લીધી
ઘૂંટણો વચ્ચેથી અવળું જોઈને
દીકરીએ સૃષ્ટિ સુલટાવી લીધી

આવીને પડખામાં ઊભી રહી ગઈ
શ્વેત કેશે કાંસકી ફેરવે
ગૂંચ ઉકેલે ટચુકડે ટેરવે

બોલવું તો બોલવું પણ શી રીતે ?
મોઢું ખોલું ને મૂંઝારો થાય છે
જે કહું તે સાચું માની જાય છે

બેટીએ જીદે ચડી પ્હેરી લીધાં
મારાં ચંપલ : માપ ખોટો નીકળ્યો
એનો પગ તો ખૂબ મોટો નીકળ્યો

નાનીમાંથી મોટી સંખ્યા બાદ થાય ?
પુત્રીમાં પોતાને શું ખોઈ શકાય ?
હા –અતીતથી વદીઓ લેવી પડે

**મળેલા ઈનામને**
☐ ભાનુપ્રસાદ પંડ્યા

'આવકારો' દઉં તને ?
આવ્યું યદા મારી કને ?
આશા અનેકોની લખી,
પણ હવે ઝાંખી થતી
વાંચી રહું તારા લલાટે !
ઝંખ્યા હતી મુજનીય તે
સાકાર થઈ તુંમાં ખરે !
કિન્તુ અતિ બેચેન હું
શીદ પામીને તુજને, અરે !!
તું કામ્ય સૌનું :
ક'ક ઉરમાં કો સિતારાની સમું
શીળું શીળું ઝમતું હશે...
પ્રજળી રહ્યું અંગાર થઈ
શત દૃષ્ટિમાં
ના જેહને તું સાંપડ્યું !
શાને નથી શાતા મને
એનું હવે કારણ જડ્યું !

**ગીધ, શ્વાનને કોણ નિવારત ?**

☐ કૃષ્ણ મિશ્ર
☐ હ. ભાયાણી

કોમળ નીલ કમલ-દલ કેરા અંતર્ભાગ પર
આછુંપાતળું કળાય જે પડ,
એવા સૂક્ષ્મ ત્વચાના પડથી
માંસપિંડ આ દેહ તણો જો મઢ્યો હોત ના પ્રજાપતિએ,
તો તો એના ઊના, દદડતા લોહી, મેદને માંસ ગળચવા તૂટી પડતા
ગીધ, કાગ ને વરુ, શ્વાનોને
કોણ ભલા ! કઇ 'રીતે નિવારત ?

## વિમાનમાંથી લોસ એન્જલિસ

□ મકરન્દ દવે

ધોળાંફૂલ વાદળાંની વચ્ચેથી
ઝળહળતા દીવામાં દરશાતું
નગરીનું રૂડેરું રૂપ
ને વાદળાંની ઉપર આ તડકો રમે છે કે
સૂરજને પોતાનું નમવું ગમે છે કે
કિરણોનો ઊડે છે ધૂપ ?

દિવસ ને રજની જ્યાં ગરબે રમે છે
તે નગરીની કેવી નવરાત !
સુંદરની કેવી સોગાત !
સૂરજની સંગ સંગ પૃથ્વી તાળી દેતી
હસતી ને હીંચ લેતી
રંગે રમે છે રળિયાત.

ઊંચે ને ઊંચે આ ઊડે વિમાન
અને નીચે લહેરાય ક્ષીર સાગર !
ક્યાંક નીલ રંગે કલાધર
વિષ્ણુના જરા તરા નયણાં મલકે કે પેલા
પટને વિખેરે નટનાગર ?
નમણી વસુંધરાનાં કુંડલ ઝળકયાં
કે પછી બિંદી ઝળકી ઊઠેલ ભાલે ?
એકાદ ક્ષણની આ ઝીણી ઝલક
ત્યાં તો હેઠા હરરોજને હવાલે.
ભૂલી ભુલાય નહીં ક્ષણની આ ભેટ
હવે ધુમ્મસના ધાબળા છો ઢાંકે,
આ રે નગરીનું જોયું અસલી સ્વરૂપ,
અપરૂપ ને અનુપ,
મેં તો વાદળિયા પૂરને વળાંકે

□ પન્ના નાયક

બારણું બંધ
તો
બારણું શાને ?

બારણું ખુલ્લું
તોય
બારણું શાને ?

બંધ કે ખુલ્લું
બારણું શાને ?
કોઈ આવ - જા વિના ?
કોઈ આવ - જો વિના ?

## હોય છે □ 'પ્રણય' જામનગરી

ફૂલોનું અહીંયાં આપણા પર ધ્યાન હોય છે
એ તો સમયનો જાણે કે એહસાન હોય છે.

કાયમ તો એ નમતું અહીં આપી જ ના શકે.
માણસને ખુદ વિશેય પણ અભિમાન હોય છે.

મળવાનો ક્યાં અહીં હોય છે તારી કને સમય,
હર એક ક્ષણ મારું મને ક્યાં ભાન હોય છે!

મન મોતના એ ખ્યાલમાં પાગલ થઈ જને
સારું છે એવા જ્ઞાનથી અજ્ઞાન હોય છે

વિષય ગમે તે હોય પણ નિભાવ મૌનથી
ભીંતોને પણ હે દોસ્ત, અહીંયાં કાન હોય છે

'પ્રણય' નથી સંબંધનું તું મૂલ્ય જાણતો
ઉપવન સમયનું એટલે વેરાન હોય છે.

## હોય છે

□ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

અહીં જન્મવું પણ જુલમ હોય છે
અને મોતનો જડ નિયમ હોય છે.
બધે લીલુંછમ લીલુંછમ હોય છે;
હવે પાનખર દષ્ટિભ્રમ હોય છે!
કદી શ્વાસઘેરી ચલમ હોય છે,
કદી લોહીભીની કલમ હોય છે.

કે સત્યમ્ શિવમ્, સુંદરમ્ હોય છે,
છતાં વેદના સૌપ્રથમ હોય છે.
મને ઝંખના પ્રાણવાયુની ક્યાં?
અહીં શ્વાસ પણ એક ક્રમ હોય છે.
ભર્યો શ્વાસ કે એક સરગમ બની,
અને શ્વાસ મૂક્યો એ સમ હોય છે.



કવિતા

## મરીચિકા □ નલિન રાવળ

ખાલી
નજરોની પાર
ખખડતા નગરની પાર
દૂર
આકાશની કોર પર
કરવતની ધાર જેવા ફરતા તીક્ષ્ણ તડકા પર
યાદ કરવા
કંઈક યાદ કરવા
ફરી એકીટશે તેણે જોવા માંડયું
ફરી ઓરડાની છત પર તેણે નજર ફેરવવા માંડી
કશું નક્કર
છતથી છો લગી નક્કર કશું પાણા જેવું હતું
અથડાઈ કુટાઈ નજર ટોચાઈ ટોચાઈ વેરાઈ ગઈ
ફરી
લંબાવ્યું તેણે ખુરશી પર - પગ કર્યા લાંબા ટેબલ પર
લંબાતા - લંબાતા પગ બારીની બહાર
બહાર નગરની બહાર
પાર ક્ષિતિજની પાર
એ
જોતો જ ગયો દૃશ્યો
દૃશ્યો અવળસવળ ઉપર નીચે આગળ પાછળ સરકે ગયા
એ
હવે ધસમસાટ જતી અસંખ્ય આગગાડીઓમાં
પાટાઓનું જંગી જાળું ગૂંચવાયું આંખોમાં...
જવું છે એને ત્યાં
જવું છે એને ત્યાં
જતાં આવે જ્યાં બધું યાદ-
ખોરડાં
ખોરડાં પર ઝૂકયાં ઝાડ

ઝાડ પર ઝૂક્યું આભ
આભ પર ઝૂકી રાત
રાત મહીં ઊંડે પંખીઓના સ્વર
સ્વર તળે
તારકોના ભીના તેજે તરી રહ્યું નમણું એ મુખ.
ઊંડે અને ઊંડે
ચહેરાઓને - અવાજોને વીંધતો એ ધપે
આગળ અને પાછળ પ્રલંબ પથો ધસે
આવ્યો આવી પહોંચ્યો વળોટીને સમયના પહાડ
સ્થળ એ જ - એ જ સ્થળે
(આવ્યો અહીં ઘણી વાર)
અહીં આવે ઘણું બધું યાદ
રહે અંતે ખાલી ખાલી હવા...
આજ
આજ કોણ જાણે કેમ આવે કશું નહીં યાદ
પથ્થરિયા તડકે
એ ઘણું ઘણું મથે કરવા કંઈ યાદ
રહે અહીંનો અહીં અને રહીં અહીં
પહોંચાતું નહીં કહીં...
એને જવું
જવું પેલી કથામાંના રાજવીની જેમ તેને નહીં...
રાજવી ને એનો પ્રશ્ન એક
બીજી રાત્રી
રાજવીએ રાણીને બીજી રાત્રીએ ફરી પૂછયો પ્રશ્ન એ જ
આલિંગને બદ્ધ રાજવીના ઉલ્લસિત શ્વાસ
અહીં મેળવીને ઉલ્લસીત શ્વાસ
:હે રાણી નહીં આજ
ઉત્તર આપું કાલ
ક્ષણે ક્ષણ રાજવીના મનમહીં ઘુમરાતો પ્રશ્ન
ક્ષણે ક્ષણ રણ રેતસમું કશું કંઈ ખરખર ખરે
રણ રેતી ખરખર ખરે

ત્રીજી
ત્રીજી રાત્રી
ગૌર વક્ષસ્થલે વરસતો ચંદ્ર
ગૌર નાભિ અંતરાલે ખળખળ વહેતા ઝરણનો નાદ
સૂણે
આલિંગને રમમાણ રાજવીનો પ્રાણ
એકાએક
રાજવીએ પૂછયો ફરી... ફરી એ જ પ્રશ્ન
કહે રાણી પ્રશ્નનો ઉત્તર ચાહો
ચાલ્યે જાઓ... ચાલ્યે જાઓ આગળ ને આગળ ચાલો
ત્રણ રાત્રિ- ત્રણ દિન ચાલ્યે જાઓ
આવશે પ્રલંબ રણ
રણને વળોટી જોશો સંમુખ ઘોર ગુફા
ગુફામાં પ્રવેશી બધું જોઈ બહાર આવી જેવા રહેશો ઊભા
પ્રશ્ન ઊકલશે ધીરેધીરે
પ્રશ્ન ઊકલે જો પૂરો માનો ભાગ્યવાન
ઊકલે ન પૂરો ફરી કરો ગુફામાં પ્રવેશ વારવાર
જાણે કોણ ?
ઉત્તર મળે વા ન મળે.
જુઓ
જુઓ
આપણ બેની વચ્ચે પથરાયું પ્રલંબ રણ
રણ પરે વરસતો ચંદ્ર...
અરે !
નિહિત તમે !
કિલકારે
અણજાણ પંખે કિલકારે
નિદ્રાભંગ રાજવી નિહાળે
સુપ્ત પત્ની મુખે ફરકંત સ્મિત
ક્ષણ
સ્મિત મહીં બદ્ધ

ક્ષણ અન્ય
આવાસને તજી માતાપિતા પત્ની પ્રજા સર્વસ્વને તજી
અશ્વે ચડી
રાજવી નીકળી પડયો નગરની બહાર
નદી, નાળાં, જંગલ ને પહાડ વીંધી આવ્યો જોજનોની પાર
વૃક્ષ થયાં આછાં
સૂકા ભઠ્ઠ વહેળા
ગામડાં ભૂંસાયાં
ચારોમેર ઊડી રહી દઝાડતી લૂ
આકાશ નર્યું સુકાયેલ સાંઠીકડાનો ભારો
ધખધખ્યો કાળઝાળ રણકાંઠો
રણકાંઠે
હયોડાની જેમ અકળાતા પવનો
પછડાતા રેતસ્તંભો
સામે
ઝીંક લેતો અશ્વ પડયો ઢળી
આંખ ડોળા રેતરેત થઈ ખર્યા
રાજવી
અશ્વનું કંકાલ મૂકી ચાલ્યે ગયો
કયા પ્રશ્નનો દોર્યો એ ચાલી નીકળ્યો છે ?
કયો પ્રશ્ન હતો તે ?
વિસરાયું સર્વ... બંધાનો તે.
જે સામે જે હમણાં જે અહીં તેમાં બંધાતો તે
અને વાત તો હતી
બધામાંથી છૂટવાની- મુક્તિની
રાત ઢળતા આકાશ રણની છાતી સરસું
તારકોમાં-આકાશમાં મળી જવું તે શું હશે ઉત્તર ?
કયાંક જવું મળી એટલે થવું અસ્તિત્વવિહીન
પ્રમાણવું અસ્તિત્વ એ જ મોટી વાત
જેનો મેળવવા તાગ
ખેલ્યો રણનો પ્રવાસ

....સરી રાત
પરોઢનું સ્વપ્ન -
તોર્નિગ પંખીની કરકરિયાળી છાયામાં
રેત પર રેત ઉપરતળે
પંખીના લોહીઆળ ન્હોરમાં નગર આખું ખૂંપેલ
ઊંચે ને ઊંચે ચકરાવા લેતું ઊડે જાય પંખી અદ્ધર ને અદ્ધર
પ્હાડ પાંખે ભીંસાયેલું આભ હલબલ્યું
ક્ષિતિજ પ્હોળા ચકરાવા લેતા પંખીએ છોડી દીધું
ઊંડી હવાખીણે નગર
તૂટી પડે ટુકડેટુકડામાં તૂટી પડે - તૂટી પડયું નગર.
સંમુખ
કાળમીંઢ ગુફા
ગુફા કરી પાર
રાજવી પ્રવેશે. અકલ્પ્ય ઉદ્યાન
સ્થિર વૃક્ષ, સ્થિર પર્ણ, સ્થિર પંખી, સ્થિર આભ
દોડી જાય શિશુ...
શિશુ મુખે નિજનો અણસાર પામી દોડે પૂંઠે
રાજવી ન પામે શિશુ
શો અર્થ શિશુ મળે કે ન મળે
નદીતટે દૂર યુવકના સ્કંધે યુવતીનો હસ્ત
રાજવી નિહાળે નિજછટા યુવકમાં
અર્થ શો અર્થ છે
વિગત શૈશવ, વિગત યૌવન, વિગત...
પ્રવેશે
પ્રવેશે મહાલયે
મહાલયે ઊભરાતા માનવોના ઓળા
રાજવીના ખભે ઘસાઈ થતા પસાર વૃદ્ધ માતાપિતાના ઓળા
રાજવી વિમૂઢ વિમાસતો
મૂકી આ બધાને આવ્યો નજરની મહીં
તે સૌ અહીં કયાંથી ?
રણ
કવિતા

રણ-ગુફા-ઓળાઓથી ઊભરાતો મ્હેલ
ભીંસે
શીદને આવ્યો ? શું છે અહીં ?
નગરમાં પ શું હતું ત્યારે !
હતું બધુંય રાજપાટ રાણી કુટુંબકબીલો
તોય તું આ બધામાં રવડયા કરતો.
મુઠ્ઠી વાળી દોડયો
રાજવી આવ્યો ગુફા બહાર
સામે
રેતરેતનું રણ
રેતનું આભ, રેતની દિશા, રેતની ક્ષિતિજ સઘળે રેતરેત
એ
ચાલ્યો, દોડયો, આથડયો
દિવસોના દિવસો, રાત્રિની રાત્રીઓ
વળોટયું રણ-મેદાન-જંગલ-પહાડ
આવ્યો ખંડેરોમાં
ઝાડીઝાંખરે તૂટી પડયાં ખંડેરોમાં
સમયસડયા કાટમાળે
આથડે જૂએ સાંભળે
ભાંગ્યા સ્તંભ- ભાંગ્યા દ્વાર- ભાંગ્યા ઝરુખા- ભાંગી ભવ્ય પરસાળો
પર
પડતા ખખડતા ખાલી કાળઝાળ તડકાઓને
નગર
અહીં નગર
ક્યાં ? ક્યાં છે નગર ?
છે ખંડેરોના ઢગ પર
પડે તડકા પવનો વરસાદ
આ સ્તંભો- આ તોરણો ? આ મહાલયો મારા ?
નગર
આ નગર મારું ?
ક્યાં છે નગર ? ક્યાં છે નગરજનો- ક્યાં છે માતાપિતા પત્ની ?

કયાં ? કયાં ગયું બધું ? સમય કેટલો વહ્યો કેટલો
દોડયો
એ
દોડયો ખંડેરોની બહાર
એ
દોડતો રહ્યો રણ તરફ... ગુફા તરફ
એ
દોડયે જ ગયો...
વાતનો છેડો હાથમાં આવતાં
એ
ઊઠયો,
બારી પાસેથી હટી દ્વાર પાસે ઊભો
ઓરડે નાખી છેલ્લી નજર
(કથામાંના રાજવીએ ખંડેરો પર જેમ નાખી હતી નજર
છેલ્લી નજર)
ઊતરી આવ્યો નીચે
સામે
ખખડતા બળબળતા નગરની પાર
આકાશની કોર પર
કરવતની ધાર જેમ ફરતા તડકા પર
તે
તાકયે ગયો...
શું સૂઝયું કે તે દોડવા માંડયો
સેંકડો ખાલી નજરોની પાર
કયાં ?
કયાં ?
કયા રણ તરફ તે દોડયે જ જાય છે ?
કયાં ?
કયા રણ તરફ તે દોડયે જ જાય છે ?

રણ-ગુફા-ઓળાઓથી ઊભરાતો મ્હેલ
ભીંસે
શીદને આવ્યો ? શું છે અહીં ?
નગરમાં ય શું હતું ત્યારે !
હતું બધુંય રાજપાટ રાણી કુટુંબકબીલો
તોય તું આ બધામાં રવડયા કરતો.
મુઠ્ઠી વાળી દોડયો
રાજવી આવ્યો ગુફા બહાર
સામે
રેતરેતનું રણ
રેતનું આભ, રેતની દિશા, રેતની ક્ષિતિજ સઘળે રેતરેત
એ
ચાલ્યો, દોડયો, આથડયો
દિવસોના દિવસો, રાત્રિની રાત્રીઓ
વળોટયું રણ-મેદાન-જંગલ-પ્હાડ
આવ્યો ખંડેરોમાં
ઝાડીઝાંખરે તૂટી પડયાં ખંડેરોમાં
સમયસડયા કાટમાળે
આયડે જૂએ સાંભળે
ભાંગ્યા સ્તંભ- ભાંગ્યા દ્વાર- ભાંગ્યા ઝરુખા- ભાંગી ભવ્ય પરસાળો
પર
પડતા ખખડતા ખાલી કાળઝાળ તડકાઓને
નગર
અહીં નગર
કયાં ? કયાં છે નગર ?
છે ખંડેરોના ઢગ પર
પડે તડકા પવનો વરસાદ
આ સ્તંભો- આ તોરણો ? આ મહાલયો મારા ?
નગર
આ નગર મારું ?
કયાં છે નગર ? કયાં છે નગરજનો- કયાં છે માતાપિતા પત્ની ?

ક્યાં ? ક્યાં ગયું બધું ? સમય કેટલો વહ્યો કેટલો
દોડયો
એ
દોડયો ખંડેરોની બ્હાર
એ
દોડતો રહ્યો રણ તરફ... ગુફા તરફ
એ
દોડયે જ ગયો...
વાતનો છેડો હાથમાં આવતાં
એ
ઊઠયો,
બારી પાસેથી હટી દ્વાર પાસે ઊભો
ઓરડે નાખી છેલ્લી નજર
(કથામાંના રાજવીએ ખંડેરો પર જેમ નાખી હતી નજર
છેલ્લી નજર)
ઊતરી આવ્યો નીચે
સામે
ખખડતા બળબળતા નગરની પાર
આકાશની કોર પર
કરવતની ધાર જેમ ફરતા તડકા પર
તે
તાકયે ગયો...
શું સૂઝયું કે તે દોડવા માંડયો
સેંકડો ખાલી નજરોની પાર
ક્યાં ?
ક્યાં ?
કયા રણ તરફ તે દોડયે જ જાય છે ?
ક્યાં ?
કયા રણ તરફ તે દોડયે જ જાય છે ?

રણ-ગુફા-ઓળાઓથી ઊભરાતો મ્હેલ
ભીંસે
શીદને આવ્યો ? શું છે અહીં ?
નગરમાં ય શું હતું ત્યારે !
હતું બધુંય રાજપાટ રાણી કુટુંબકબીલો
તોય તું આ બધામાં રવડયા કરતો.
મુઠ્ઠી વાળી દોડયો
રાજવી આવ્યો ગુફા બહાર
સામે
રેતરેતનું રણ
રેતનું આભ, રેતની દિશા, રેતની ક્ષિતિજ સઘળે રેતરેત
એ
ચાલ્યો, દોડયો, આથડયો
દિવસોના દિવસો, રાત્રિની રાત્રીઓ
વળોટયું રણ-મેદાન-જંગલ-પહાડ
આવ્યો ખંડેરોમાં
ઝાડીઝાંખરે તૂટી પડયાં ખંડેરોમાં
સમયસડયા કાટમાળે
આથડે જૂએ સાંભળે
ભાંગ્યા સ્તંભ- ભાંગ્યા દ્વાર- ભાંગ્યા ઝરુખા- ભાંગી ભવ્ય પરસાળો
પર
પડતા ખખડતા ખાલી કાળઝાળ તડકાઓને
નગર
અહીં નગર
ક્યાં ? ક્યાં છે નગર ?
છે ખંડેરોના ઢગ પર
પડે તડકા પવનો વરસાદ
આ સ્તંભો- આ તોરણો ? આ મહાલયો મારા ?
નગર
આ નગર મારું ?
ક્યાં છે નગર ? ક્યાં છે નગરજનો- ક્યાં છે માતાપિતા પત્ની ?

ક્યાં ? ક્યાં ગયું બધું ? સમય કેટલો વહ્યો કેટલો
દોડયો
એ
દોડયો ખંડેરોની બ્હાર
એ
દોડતો રહ્યો રણ તરફ... ગુફા તરફ
એ
દોડયે જ ગયો...
વાતનો છેડો હાથમાં આવતાં
એ
ઊઠયો,
બારી પાસેથી હટી દ્વાર પાસે ઊભો
ઓરડે નાખી છેલ્લી નજર
(કથામાંના રાજવીએ ખંડેરો પર જેમ નાખી હતી નજર
છેલ્લી નજર)
ઊતરી આવ્યો નીચે
સામે
ખખડતા બળબળતા નગરની પાર
આકાશની કોર પર
કરવતની ધાર જેમ ફરતા તડકા પર
તે
તાકયે ગયો...
શું સૂઝયું કે તે દોડવા માંડયો
સૈંકડો ખાલી નજરોની પાર
ક્યાં ?
ક્યાં ?
કયા રણ તરફ તે દોડયે જ જાય છે ?
ક્યાં ?
કયા રણ તરફ તે દોડયે જ જાય છે ?

..

# THREE POEMS □ JAWAHAR BAKSHI
## □ Tr. NITA RAMAIYA

1.

I will be the pollen when you are the early morning frost,
Imagine my being trapped in mist.

Kidnapped while asleep to your town I am brought,
Imagine my waking up from sleep.

Right at tht dot of the arrival of your boat,
Imagine my being changed to a whirl.

My dreams are preoccupied I don't know with what,
Imagine your asking why you are not there.

Saying good-bye, we parted in one single shot,
Imagine my encounter with you on the road.

2.

The illusion which sheltered me is all shattered
I could recognise the footsteps of all others again.

The day has been virtually eventless throughout
The sun rose and it also set once again

I have got a reason to keep my mind pleased
As the house of chances is burnt once again

First I went to the door and came back from there
There is nothing much that could be noted again

The very melancholy of mine is now a matter of faith
Today I have no heart to wait for you once again.

3.

The dark doesn't go back to its own nest
And the sun doesn't emerge from your eyes

Melancholy swirls round in the dome of my breath
Neither a wall, a pillar nor a corner is visible to my eyes

I enter the capital city after my victory everywhere
Roaming in the lanes, I can't trace my house with my eyes.

Where am I, someone should tell me, near whom am I ?
The sun ! Oh the sun ! Is the sun there in front of my eyes ?

## પાછી વળી છું ! □ ભરત ભટ્ટ "તરલ"

બરડ શ્વાસ ફૂંક્યો ? અરે ? વાંસળી છું,
હે ઈચ્છા ! જનમથી હું હૈયાબળી છું !
આ જ્ઞાનસપણું મારે પેટાવવું છે.
હવે, કાશ ! અંતિમ દિવાસળી છું !
ઘણી વાર છું આમ વ્હેતી નદી હું –
ઘણી વાર ભેખડ બની ખળભળી છું !
ધૂમાડો, ધજા, ધારણા, ધડ, ધબકવું –
હવે હું પ્રતીક માત્રથી વેગળી છું !
'ભરત'ની ભીતર છે 'ભરત' એક બીજો –
ભરતમાં જઈને હું પાછી વળી છું !

આદરણીય સુરેશભાઈ,
ગુજરાતી ભાષાની છટાઓ અને મિજાજ માણવા કવિતા અંક ૧૪૭ના શ્રેષ્ઠ કાવ્ય "ઓચ્છવલાલની એકોક્તિ" મારી દૃષ્ટિએ છે. પંક્તિઓ બાહ્ય અર્થ વગર સરળ રીતે સમજાય છે. કાવ્યમાં ભાષાનો "ઓચ્છવ" છે...... "પાંડિત્યથી પ્રચુર તમારી ભાષાની ભવાઈ," "ભાષાંતરનું મ્યુઝિયમ," "મોભાનું મલમલ," વિ. કવિશ્રી હરિહર જોષી લિખિત આ કાવ્ય ગુણવત્તાના યશ અને અભિનંદનને પાત્ર છે.

કૃષ્ણકાંત પારેખ

## પિંગલદર્શન □ ચિમનલાલ શિ. ત્રિવેદી

કવિતા લખનાર અને લખવા ઈચ્છનારને માટે, તેમ જ કવિતા જાણવા- માણવા અને નાણવા ઈચ્છનારને માટે પણ પિંગલનું જ્ઞાન, છંદશાસ્ત્રનું જ્ઞાન અનિવાર્ય લેખાય. આજકાલ અછાંદસ જ લખનારા નવકવિઓને છંદ જાણવો ને છંદમાં લખવું એ કદાચ વ્યર્થ કસરત લાગતી હોય તો એ કવિ અને કવિતા બંનેનું દુર્ભાગ્ય જ ગણાય. અછાંદસ લખનારે પણ કાવ્યકલાને પામવા માટે છંદની કસોટીએ પાર ઊતરવું રહ્યું. રામનારાયણ પાઠકનો મહત્ત્વનો ગ્રંથ 'બૃહત્પિંગલ.' સૌને માટે સમજવો પચાવવો અઘરો. એટલે આરંભકાર માટે આ પુસ્તક ઘણું ઉપયોગી.

'પિંગલદર્શન' પુસ્તકમાં સંનિષ્ઠ વિવેચક ચિમનભાઈ ત્રિવેદીએ છંદ સમજવા ઇચ્છનાર વિદ્યાર્થી કે અન્ય કોઈનેય સરળતાથી સમજાય એ રીતે છંદશાસ્ત્રનો પરિચય આપ્યો છે.

દરેક શાસ્ત્રને એની પોતાની પરિભાષા હોય છે અને શાસ્ત્ર સમજવા ઇચ્છનારે એ પરિભાષા પણ જાણવી જરૂરી છે. ચીમનભાઈએ આરંભમાં પિંગલ વિશે, કવિતા અને છંદ વિશે મનનીય નોંધ મૂક્યા પછી છંદશાસ્ત્રની પારિભાષિક સંજ્ઞાઓ ઉદાહરણો આપીને સ્પષ્ટ કરી છે, તેમાં અક્ષર, લઘુ-ગુરુ, ગણ, સંધિ, શ્લોકભંગ- શ્રુતિભંગ, સમવૃત- અર્ધસમવૃત વગેરેનો સમાવેશ થાય છે.

લેખકે છંદનું ચાર વિભાગમાં વર્ગીકરણ કર્યું છે. [રૂપમેળ (અખંડ અને સખંડ), માત્રામેળ, સંખ્યામેળ અને લયમેળ] રૂપમેળ અને અક્ષરમેળનો ભેદ સ્પષ્ટ કરીને રૂપમેળ ને અક્ષરમેળ માટે વર્ણમેળ સંજ્ઞા પ્રયોજવી એ યોગ્ય નથી એમ દર્શાવ્યું છે. આ ચારે પ્રકારના છંદની સામાન્ય માહિતી પછી રૂપમેળ અને માત્રામેળનો ભેદ વધુ સ્પષ્ટ કરવા લેખકે તેનાં જુદાં પડતાં લક્ષણોની તારવણીનો કોઠો પણ મૂક્યો છે. આ બધા પ્રકારના મળીને કુલ ૫૯ (તેમાં, અન્ય ભાષામાંથી આપણે મેળવેલા અંજની, દિંડી, અભંગ વગેરે પણ લેખક ભૂલ્યા નથી). છંદોની વિગતવાર સમજ એકદમ સ્પષ્ટતાથી અને દરેકનાં એકથી વધુ ઉદાહરણો દ્વારા આપી છે. એટલું જ નહીં, એ જ ઉદાહરણોમાં આવતા યતિભંગ વગેરેનો નિર્દેશ પણ તે તે સ્થળે કર્યો છે. અન્ય વિદ્વાનોએ છંદશાસ્ત્રની જે ચર્ચા કરી છે તેનાં તારણો પણ લેખકે અહીં જુદા જુદા છંદોના સ્વરૂપની ચર્ચામાં રજૂ કરીને છંદશાસ્ત્ર અંગેના અદ્યતન વિચારોને પણ સમાવ્યા છે.

છેવટે છંદસૂચિ કક્કાવારી પ્રમાણે આપી છે, તેની ઉપયોગિતા સ્પષ્ટ છે.

આજે છંદ પ્રત્યે કંઈક ઉપેક્ષા સેવાય છે ત્યારે છંદની કસરતનો 'હાઉ' દૂર કરે ને છંદમાં લખવા પ્રેરે એટલી સરળતાથી છંદશાસ્ત્રને રજૂ કરતી આ પુસ્તિકા પાંત્રીસેક વર્ષથી અપ્રાપ્ય હતી, તેની સુધારેલી આવૃત્તિ તૈયાર કરવા ચિમનભાઈને અને એસ.એન.ડી.ટી. યુનિવર્સિટીના ગુજરાતી વિભાગ તરફથી તેનું પ્રકાશન કરવા બદલ સુરેશ દલાલને અભિનંદન ઘટે છે.

– જયા મહેતા

ચિમનલાલ શિ. ત્રિવેદી, પિંગલદર્શન, ૧૯૯૧, શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઈ. પૃ. ૯૫, મૂલ્ય રૂ ૩૦.૦૦].

## બંધ દ્વારમાં કશુંક સળવળી જાવું

□ રમણીક સોમેશ્વર

આમ સ્મરણોમાં સમી સાંજનું ઢળી જાવું
આ મારા સ્થિર ચરણનું ય લડખડી જાવું

ક્યાં સરળ હોય છે ખોવાઈ જવું એમ સહજ
ક્યાં સરળ ગમતી ક્ષણોનું સહજ મળી જાવું

ભલે ને સાવ વિખેરાઈ જવાનું હો પછી
ક્યાં મળે સાવ અણીશુદ્ધ ખળભળી જાવું

કંઈક થીજી ગયું છે મારા કંઠની વચ્ચે
હું સતત શોધતો રહ્યો છું ઓગળી જાવું

સ્તબ્ધ ઊભો છું મીટ માંડી મારા દરવાજે
ને બંધ દ્વારમાં કશુંક સળવળી જાવું

## વાસંતી વાસર

□ જયદેવ □ હ. ભાયાણી

(સંસ્કૃત)

મધમધે પુષ્પ રસગંધ
ને લુબ્ધ મધુકરગણે ડોલતી આમ્રની મંજરી
કાકલી - કલરવે કર્ણજ્વર અર્પતા કોકિલો -
તવ કરી ચિત્ત એકાગ્ર
મહીં સાધી પ્રાણપ્રિયાનો સમાગમ
રસોલ્લાસ ક્ષણ એક માણી રહી
દૂરદેશે રહ્યો પથિક
વિતાવતો કેમ કેમેય વાસંતી આ વાસરો.

## મીઠાવેરો (કેજ્યુન) □ ફિલિસ વેબ □ નીના રામૈયા

સત્- સત્ય- આગ્રહ. સત્- સત્ય- આગ્રહ. મેં જોયું નહોતું ચલત્- ચલત્- ચલત્- ચિત્ર- ચિત્ર કે નહીં જોયેલ ઑપ્- ઑપ્- ઑપ્- પેરા (ફિલિપ ગ્લાસ નિર્મિત) અને ત્રણ વર્ષની ઉંમરે, ૧૯૩૦માં, હું ગ્રહણ કરી શકી નહોતી મીઠા- વેરો- વેરો- વેરો (અને સત્- સત્યની શક્તિ, બાળકો પામી જતાં હોય છે તેમ), પણ ગાંધીજીનો ફો- ઑહ,- ટો કદાચ જોયેલો હશે અખબારમાં, સુકલકડા વૃદ્ધ મનુ- માનવ અને તેમના અઠ્ઠોતેર અનુયાયીઓ ઝપાટાબંધ વહી જતા પાણીના રેલાની જેમ – બસો માઈલ કાપતાં ખંભાતના અખાતના પ્રવેશસ્થાને અરબી સમુદ્રના કિનારે દાંડી તરફ.

આજે અને ગઈકાલે અને પરમ દિવસે, તેમને (ઉંમર એકસઠ) હું (ઉંમર એકસઠ) જોઉં તે માટે ફરીથી બારણાં સરકતાં, અલ્પતમ શ્વેત વસ્ત્રના 'દર્શન' માટે, ફરીથી શ્રુ- શ્રવણ- સરવણ કરું 'બાળકોનું નાટક', એટલે કે છેક અમદાવાદથી દિવસના દસથી બાર માઈલ ચાલવાની તેઓ વાત કરતાં હતાં તે.

સત્- સત્ય- આગ્રહ- હ- હા- હા, દાંડીકૂચના પ્રારંભ પહેલાં જ એમણે ગંભીરતાથી લૉર્ડ ઈરવિનને લખેલું, "તમે તમારો પગાર મેળવો છો. દર મહિને એકવીસ હજાર રૂ- ઊહ્- પિયાનો પગાર.... તમે રોજના સાતસોથીય વધુ રૂ- ઊહ્- ઊહ્- પિયા મેળવો છો, ભારતની સરેરાશ આવક સાત આના (ચાર સેન્ટ) છે–સાત આના દિવસની આખરે (અરે- અરે- અરે ?). આ રીતે તમે ભારતની સરેરાશ આવક- વક- વક કરતાં પાંચ હજાર ગણું વધુ મેળવો છો ? પગે પડીને, હું તમને કહું છું ઊંડો વિચાર કરવા આ સર્વ- સામાન્ય- સિદ્ધ- અંત- સિદ્ધાંત બાબત..."

પગે પડીને ? અને તેઓએ ચાલ્યે રાખ્યું પથરાયેલી પુષ્પ- પાંદડીઓ પર, પથરાયેલાં પાંદડાં પર, ગામેડે ગામેડે જયજયકાર થતો, ધૃ- ધારયતિ- ધૃ- ધૃ- ધારયતિ- ધરતીનું મીઠું, ક- દમ ક- દમ ક- દમ આગે કદમ.

અરબી સમુદ્રનાં આંસુના સ્વાદ તરફ, સહ્- અહ્- ત્યા- ચાહ્- ધાદ્– ગ્ર- હ- હ- આહ- આહ, એક ચપટીભર સ્વ- તંત્ર- તા- આ- આઆ ઝડપવા માટે નીચા નમ્યા તેમાં તેઓનું નજાકતભર્યું આભિજાત્ય.

## દોરડું □ ગંધર્વેન □ જયા મહેતા

(તમિળ)

પૉલીથિનની થેલીમાં
પડેલું દૂધ
બારણા સુધી આવીને
લઈ ગઈ.

શાકવાળાનો
અવાજ સાંભળ્યો
બારણા સુધી આવીને
ખરીદીને લઈ ગઈ.

સિનેમા - જાહેરાતની ગાડીનો
અવાજ સાંભળ્યો
બારણા સુધી આવીને
જોઈને ચાલી ગઈ.

સરઘસમાં નીકળેલી
ઈશ્વરની પ્રતિમાને
બારણા સુધી આવીને
પ્રણામ કરીને ગઈ

ભિખારીનો
આર્ત સ્વર સાંભળીને
બારણા સુધી આવીને
ભીખ આપી ગઈ.

પતિદેવના પાછા આવવાનો
સમય થયો એટલે
બારણા સુધી આવીને
એમને લઈ ગઈ.

જે બારણા સુધી જઈને
સાસુ ઊભી રહેતી હતી
ત્યાં સુધી આવીને વહુ પણ
અંદર પાછી ફરે છે

ઝાડ સાથે બાંધેલી
ગાય બિચારી
દોરડાની લંબાઈ સુધી જ
ફરીને પાછી વળશે.

બારણા સુધીનું
માપ લઈને
એને બાંધતું પણ
આખરે એક દોરડું છે.

□ પન્ના નાયક

પહેલાંની જેમ
હવે
મને
કશું વાગતું નથી
ત્વચા ઉઝરડાતી નથી
લોહી ટપકતું નથી
કોરી ખાંતી વેદનાની ચીસ પડતી નથી
ને
આંખમાં ઝળઝળિયાં આવતાં નથી.
જગત સાથે કરેલા
આ સમાધાનને પરિણામે
કૂખમાંથી નથી જન્મતાં
ચિત્કાર કરતાં કાવ્યો....!

## મુલાકાત થઈ એની સાથે રાઈના ખેતરમાં

□ નીલિમકુમાર □ જયા મહેતા

(આસામી)

મુલાકાત થઈ એની સાથે રાઇના ખેતરમાં,

સાંભળ્યું હતું, આવી હતી એ કાલે પણ
અને એ પહેલાં પણ.
કંદોરો સંકોરી એમાં પોટલી બાંધીને
લઈ ગઈ ચાંદનીને !

એનું કહેવું છે –
ચાંદનીથી ભર્યો હોય એવો
એનો ભંડાર.
જાણું છું હું, એ ખોટું કહેતી હતી,
કારણકે
રાઈના ખેતરમાં પડ્યું છે લોહી !

તોપણ પોકારતો રહ્યો એને હંમેશાં
કહ્યું હતું, ચાંદની લઈ જવા માટે
આપીશ એક થેલો.

નહીં તો કંદોરો સંકોરતી એવી રીતે જાય છે–
કે શું લઈ જાય છે–
એ જોવા માટે
એને અડી પણ નથી શકતો !

જ્યોતિ-લહર જેવી બનેલી
ચાલી જાય છે વાડીની વચ્ચે થઈને
વાસ આવ્યા કરે છે એના લોહીની
રાઈના આખા ખેતરમાં.

□ કિશોર શાહ

મારું ગામ
એક નાનકડો દસ્તાવેજ છે
ઇતિહાસનો.
નદીએ
એના પર
હસ્તાક્ષર કર્યા છે.



નીતિન સાંડેસરા, ઇન્દ્રનાથ ચૌધરી, અમૃતા પ્રીતમ, હરીન્દ્ર દવે



ભારતીય વિદ્યાભવન (બૉસ્ટન)ના ઉપક્રમે તથા 'આઠ દિન'ના સહયોગમાં યોજાયેલા સર્વ પ્રથમ ઑલ અમેરિકન-ગુજરાતી કવિ સંમેલનમાં ડાબેથી કાન્તિ મેપાણી, રોહિત પંડ્યા અને મન્સૂરી.

## મુલાકાત થઈ એની સાથે રાઈના ખેતરમાં

□ નીલિમકુમાર □ જયા મહેતા

(આસામી)

મુલાકાત થઈ એની સાથે રાઈના ખેતરમાં,

સાંભળ્યું હતું, આવી હતી એ કાલે પણ
અને એ પહેલાં પણ.
કંદોરો સંકોરી એમાં પોટલી બાંધીને
લઈ ગઈ ચાંદનીને!

એનું કહેવું છે –
ચાંદનીથી ભર્યો હોય એવો
એનો ભંડાર.
જાણું છું હું, એ ખોટું કહેતી હતી,
કારણકે
રાઈના ખેતરમાં પડ્યું છે લોહી!

તોપણ પોકારતો રહ્યો એને હંમેશાં
કહ્યું હતું, ચાંદની લઈ જવા માટે
આપીશ એક થેલો.

નહીં તો કંદોરો સંકોરતી એવી રીતે જાય છે–
કે શું લઈ જાય છે–
એ જોવા માટે
એને અડી પણ નથી શકતો!

જ્યોતિ-લહર જેવી બનેવી
ચાલી જાય છે વાડીની વચ્ચે થઈને
વાસ આવ્યા કરે છે એના લોહીની
રાઈના આખા ખેતરમાં.

□ કિશોર શાહ

મારું નામ
એક નાનકડો દસ્તાવેજ છે
*ઇતિહાસનો.*
નદીએ
એના પર
હસ્તાક્ષર કર્યા છે.



નીતિન સાંડેસરા, ઇન્દ્રનાથ ચૌધરી, અમૃતા પ્રીતમ, હરીન્દ્ર દવે



ભારતીય વિદ્યાભવન (બૉસ્ટન)ના ઉપક્રમે તથા 'આઠ દિન'ના સહયોગમાં યોજાયેલા સર્વ પ્રથમ ઑલ અમેરિકન-ગુજરાતી કવિ સંમેલનમાં ડાબેથી કાન્તિ મેપાણી, રોહિત પંડ્યા અને મન્સૂરી.

ગઝલ: આદિલ મન્સૂરી

---

એક કતરા અશ્કકા છલકા તો દરિયા કર દિયા
એક મુશ્તે ખાક ને બિખરી વો સેહરા કર દિયા

મેરે ટૂટે હૌસલે કે પર નિકલતે દેખ કર
ઉસને દીવારોંકો અપની ઔર ઊંચા કર દિયા

વારદાતે કલ્બ લિખ્ખી હમને ફરઝી નામ સે
ઔર હાથોંહાથ ઉસકો ખુદ હી લેજા કર દિયા

ઉસકી નારાઝી કા સૂરજ જબ સવા નેઝે પે થા
એક હર્ફે ઈજ્ઝને સર પે સાયા કર દિયા

દુનિયાભરકી ખાક કોઈ છાનતા ફિરતા હૈ અબ
આપને દર સે ઉઠા કર કૈસા રુસ્વા કર દિયા

અબ ન કોઈ ખૌફ દિલમેં ઔર ન આંખોંમેં ઉમીદ
તૂને મર્ગે નાગહાં બીમાર અચ્છા કર દિયા

ભૂલ જા કે કલ તેરે નક્શે કદમ થે ચાંદ પર
દેખ ઈન હાથોંકો કિસને આજ કાસા કર દિયા

હમ કે કેહને જા રહે થે હમઝા ઈએ વસ્સલામ
બીચમેં ઉસને અચાનક નૂન ગુન્ના કર દિયા

હમકો ગાલી કે લિયેભી ઉસકે લબ હિલતે નહીં
ગૈર કો બોસા દિયા તો મું સે દિખલા કર દિયા

તીરગી કી ભી કોઈ હદ હોતી હૈ આખિર મિયાં
સૂર્ય પરચમ કો જલા કર હી સવેરા કર દિયા

સારે ઉસ્તાદે સુખન તકતીઅ ફરમાતે રહે
બઝ્મમેં હમને તો દિલકા બોજ હલકા કર દિયા

જાને કિસકે મુન્તઝિર બૈઠે હૈં ઝાડૂ ફેર કર
દિલસે હર ખ્વાહિશ કો આદિલ હમને ચલતા કર દિયા

---

મુશ્તે ખાક = મુઠ્ઠી માટી
વારદાતે કલ્બ = દિલનો હાલ
ફરઝી = કાલ્પનિક
હર્ફે ઈજ્ઝ = આજીજીનો શબ્દ
મર્ગે નાગહાં = અચાનક મૃત્યુ
કાસા = ભિક્ષાપાત્ર

હમઝા ઈએ વસ્સલામ = ઉર્દૂ બારાખડીના અંતિમ અક્ષરો
નૂન = ઉર્દૂ બારાખડીનો અક્ષર 'ન'
ગુન્ના = 'ન'નો અનુસ્વાર દા.ત. બયાબાનમાંથી બયાં
તીરગી = અંધકાર
તકતીઅ = છંદ પ્રમાણે કાવ્યપંક્તિની ચકાસણી

BOX 422, HOBOKEN NJ 07030 USA

લ્યુદમીલા વ. સખેલ્યેવા
ગુજરાત વિદ્યાપીઠ
અમદાવાદ
૨૭.૧૨.૧૯૯૧

આદરણીય સુરેશભાઈ,

આપના પુસ્તકોનું પાર્સલ મળ્યું. મને ઘણો જ આનન્દ થયો. આપનો ઘણો ઘણો આભાર. હવે ગુજરાતી અર્વાચીન કવિતા વિશે મારું અને મારા રશિયન મિત્રોનું કામ વધારે સફળ થશે. Your 'Vibration' is beyond comparison.

હવે હું અર્વાચીન ભક્તિ કવિતાને વાંચું છું તો આપના 'એકાન્ત' સંગ્રહમાંથી 'એકરાર', 'મોરલી', 'ટહુકો' 'કેમ સાંખું', 'ઊગતે પરોઢે', 'મનને એકાન્ત', 'તો જાણું', 'નામ' મધુર તમ', 'નિકટ નહીં ઘનશ્યામ' કવિતાઓનો અનુવાદ કરવા માગું છું. આપની સર્જનાત્મક પ્રક્રિયા વિશે 'સંપર્ક'માં સરસ લેખો વાંચું છું.

તા. ૧લી જાન્યુ.થી શરૂ થતાં નવા વર્ષના આપને અભિનંદન સાથે સાથે આપના સારા આરોગ્યની શુભકામના સાથે વિરમું છું. લ્યુદમીલાના સ્મરણ

▲

[આજે જ્યારે ગુજરાતીઓ જ ગુજરાતી ભાષાને અવગણે છે ત્યારે એક રશિયન સન્નારી ગુજરાતી ભાષાનો અભ્યાસ કરે છે અને આવો પત્ર લખે છે તે જાણ માટે પ્રગટ કરું છું.]

# મારે મારા સંબંધોની કુંડળી માંડવી છે

□ સુરેશ દલાલ

મારે આત્મકથા લખવી છે.
હું મને પૂછયા કરું છું
કે આ આત્મકથા કોને માટે ?
શા માટે ?
વર્તમાનથી છૂટવાની આ છટકબારી તો નથી ને ?

મારી સ્મૃતિ
ભૂતકાળની શેરીઓમાં
સત્યને શોધવા માટે
નીકળી પડી છે,
જેમ કોઈ અભિસારિકા
કાળી રાતે
પ્રિયતમના સંકેતસ્થાને
મળવા નીકળી હોય એમ.

મારે ભવના ભોંયતળિયામાં
ઠેઠ પહોંચીને
મારી વાતને
આકાશની અગાશી પર
મૂકવી છે.
કેટલાયે દટાઈ ગયેલા સૂરજને
આકાશમાં ચંદ્રની જેમ
નક્ષત્ર - તારા - ગ્રહોની જેમ
ફરી પાછા
રમતા મૂકવા છે,
જેથી હું મારું વીતી ગયેલું
જીવન નવેસરથી જીવી શકું.

શૈશવની કેટલીય લીલા
જીવવાના પ્રયત્નોના ચીલામાં
સમેટાઈ ગઈ છે.
બધી ભુલાઈ ગયેલી રમતો
ફરી પાછી રમી લેવી છે.
કેટલીય જિદ્દ, કેટલીય મમતો
વીસરાઈ ગયેલાં કેટલાંય વ્હાલ,
વ્હાલને યાદ કરી લેવાં છે.
મારે ચૂપ રહેવું છે
અને કાગળને બોલતો કરવો છે.
ઘટનાઓ તો કેટલીય ઘટી છે,
પણ એ ઘટના સાથેનાં
સ્પંદનો મેં જ જાણ્યાં છે,
મેં જ માણ્યાં છે.
મારે કેવળ ઘટનાઓ નથી કહેવી,
પણ એ ઘટનાઓના નેપથ્યમાં
જે સ્પંદનો છે, એને
ધબકતાં કરવાં છે,
વહેતાં ઝરણાંની જેમ,
ઘાયલ હરણાંની જેમ,
તૂટી ગયેલાં તરણાંને
ભૂમિમાં ફરી પાછાં રોપવાં છે.
તરણાં પર બાઝેલાં ઝાકળબિંદુઓને
એક રેશમી દોરામાં પરોવીને
રચવી છે એક
વૈજયંતીમાળા.
વર્ષોથી આ માળા
કોઈકના કંઠ માટે ઝૂર્યા કરે છે.
એની ઝૂરણાની વાત,
એની સ્ફુરણાની વાત
મારે કહેવી છે
કોઈ પણ પ્રકારના
ઢાંકપિછોડા વિના.
મારે મને થયેલા
અન્યાયોની જ વાત નથી કરવી,
પણ મેં કરેલા
અન્યાયોની વાત પણ
અન્યને અને મને
ફરી પાછી કહી જોવી છે.
મારા અરીસામાં હું કેવો લાગું છું,
કમમાં કમ એટલું જાણી શકું
તો પણ ગનીમત.
અરીસો ક્યારેક - ધૂસર છે,
ક્યારેક મલિન.
એમાં પાર વિનાની
તિરાડો પડેલી છે.
તરડાયેલાં પ્રતિબિંબોની
હાંક પણ સંભળાય છે.
અરીસો ક્યારેક ચોખ્ખો પણ થયો છે,
તો ક્યારેક મેલોદાટ.
શું સારું કે શું ખરાબની
તુલના નથી કરવી.
તુલના કરવાનું કામ તો
હું કાળ સિવાય કોઈને ન સોંપું.
મારે તો
હું જે હતો અને હું જે છું
એની જ વાત કરવી છે.
તમારી પાસે કેવો લાગીશ
એનું મહત્ત્વ મને કાંઈ નથી.
મારી પાસે હું કેવો લાગીશ
એનું જ મમત્વ છે,
એનું જ મહત્ત્વ છે.

હું જેટલું લાગણીથી જીવ્યો છું.
એટલું બુદ્ધિથી જીવ્યો નથી,
એવો એકરાર કરવામાં
જો કોઈને અસભ્યત્વ લાગતું હોય
તો મને એની પરવા નથી,
શરમ નથી.
હું ગૃહસ્થી ભલે હોઉં,
પણ ભીતરથી જિપ્સી છું.
મેં બિનસલામતીની વાતો કરી
પણ ક્યારેક
સલામતીની ચિંતા પણ કરી છે.
વિરોધોની વચ્ચે વહેવામાં
હું ખૂબ વહેરાયો પણ છું
અને વિરોધોની વચ્ચે
વહેવાનો આનંદ પણ
મેં મબલખ માણ્યો છે.
પ્રવાસે નીકળું છું
ત્યારે મને ઘર છોડતું નથી
અને ઘરે હોઉં છું
ત્યારે પ્રવાસની ઝંખના જાગે છે.
હું માણસોની વચ્ચે રહ્યો છું,
પણ એકલો.
હું એકલો રહ્યો છું,
પણ માણસોની સ્મૃતિથી ભર્યોભર્યો.
હર્યાભર્યા જીવનને
અગ્નિદાહ અપાતો પણ મેં જોયો છે.
અને નવજાત શિશુને
પારણામાં ઝૂલતું જોયું છે,
તો એને માટે ખોદાતા ખાડામાં
એના ઉપર માટી અને ફૂલો
પણ મૂક્યાં છે.

સ્મશાનેથી પાછા વળતાં
જાણે કે હું સ્મશાન તરફ જતો હોઉં
એવું પણ અનુભવ્યું છે.
સંબંધોનાં શિખર અને ખીણ
બંને જોયા પછી
બેસ્વાદ જીભે
નવા સંબંધોને પણ જાણ્યા છે.
સંબંધ તો એક જ,
સ્વ સાથેનો.
મારે મારા
આ સંબંધોની
કુંડળી માંડવી છે.
કવચ અને કુંડળ
ઉતારી નાખીને
કર્ણની જેમ
મારે અર્જુન અને કૃષ્ણ
બંનેને ઓળખતાં ઓળખતાં
એમનાથી જ ઘાયલ થઈને
પ્રયાણ કરવું છે
મારા જ મરણ તરફ.

□ કિશોર શાહ

રોજ
એક સોદાગર
રોશની ખરીદવા નીકળે છે
અને
કેટલાંય ઘરોમાં
અંધારું થઈ જાય છે.

સૂર્યગ્રહણ કે ચંદ્રગ્રહણ વખતે જ જે હાથી જન્મે છે એના માથામાં મોતી પાકે છે એવી એક માન્યતા છે.

ઘર, કુટુંબ, સમાજ, ધર્મ અને શાસન એક રીતે જોઈએ તો ચાંદ અને સૂરજ સમાં છે. આ બધાં જ્યારે ગ્રહણથી ગ્રસ્ત હોય ત્યારે સ્વાભાવિકપણે જ કોઈ કવિ કે લેખકની ચેતના વિક્ષુબ્ધ થતી હોય છે અને એ હકીકત છે કે એના અંતરમાં પણ પહેલાં હાથીની જેમ મોતી પાકતાં હોય છે પણ આ મોતી છે દર્દનાં મોતીઓ.

ચેતનાની યાત્રા બહુ લાંબી હોય છે – ઘર-કબીલાને જ્યારે તૂટી રહેલા સંબંધોનું ગ્રહણ લાગે છે ત્યારે જે ચેતનાનો વિસ્ફોટ થાય છે એના દર્દની પરાકાષ્ઠા આપણી વેદના જેવી જ હોય છે...

સમાજ ઊપર જ્યારે અન્યાયનું ગ્રહણ લાગે છે ત્યારે ચેતનાના એહસાસની તીવ્રતા આપણને થાય છે તેવી જ હોય છે...

મજહબના ચાંદને જ્યારે જાતીયતાનું ગ્રહણ નડે છે, ત્યારે આસમાનની આભા તડપે છે, એવી તડપનભરેલી ચેતના આપણા જેવી જ હોય છે...

અને જ્યારે રાજનીતિને સત્તાના હવસનું ગ્રહણ ઘેરી લે છે ત્યારે ધરતીનો આત્મા જે ચિત્કાર પાડે છે, એ ચેતના પણ આપણાં જેવી જ હોય છે...

વિશ્વના સાહિત્યિક ઇતિહાસમાં દર્દનાં મોતી મળે છે, પરંતુ એક કલમનવેશની ચેતનાને જિંદગીમાં કેટકેટલાં ગ્રહણોનો સામનો કરવો પડે છે અને બરદાસ્ત કરવા પડે છે એનો અંદાજ કોઈને હોતો નથી...

જ્યારે સંબંધોના વિચ્છેદથી મનનો વિશ્વાસ ઊડી જાય છે ત્યારે આપણા માનસ પર એક એવી ઘટના ઘટે છે જાણે કે આપણી આંખોએ ચાંદ-સૂરજના તેજનો કેટલોક હિસ્સો ખોઈ નાખ્યો છે.

જાતીયતા અને વાડાબંધીમાં રાચતા હાથો વડે જ્યારે જીવનદીપો બુઝાવી દેવામાં આવે છે ત્યારે આકાશમાં રહેલા ચંદ્રને ગ્રહણનો વેધ લાગે છે.

જ્યારે સત્તાનો હવસ કાળાંડિબાંગ વાદળાંની જેમ છવાઈ જાય છે અને લોકોનાં પોતાનાં મકાનોની રોશની પણ ખોવાઈ જાય છે ત્યારે આકાશમાંના એ સૂર્યને ગ્રહણ લાગે છે.

કોસ્મિક શક્તિઓના જ્ઞાન-વિજ્ઞાનને જાણનારાઓએ મોતીના રંગ ઓળખ્યા, તાસીરને જાણી અને કહ્યું કે – જે મોતીનો રંગ ચંદ્ર જેવો હોય એનો દેવતા ઈન્દ્ર હોય છે. મોતીનો રંગ પીળો હોય તો તેનો દેવતા વરુણ હોય છે. પાકી ગયેલા દાડમના દાણાની જેવો જે મોતીનો રંગ લાલ હોય તેના દેવતા વાયુ હોવાનું મનાય છે અને મોતીનો રંગ અગ્નિશિખા જેવો ચમકતો હોય તો તેના દેવતારૂપે અગ્નિ હોય છે અને જે મોતીનો રંગ ઘેરો શાહી જેવો

હોય તો તેનો દેવતા યમ હોય છે.

દર્દના કોણ જાણે કેટલા રંગ હોય છે અને આ દર્દ જેને મળ્યું હોય છે એને ઇશ્વર જાણે કંઇ કેટલાયે રંગો જોવા પડતા હોય છે, કંઇ કેટલાયે દેવતાઓને સાંખી લેવા પડતા હોય છે.

હું કહી શકું છું કે મેં આજ સુધી જે કાંઇ લખ્યું છે એ એક લાંબી ગ્રહણ-ગાથા છે...

આ ચેતના કોણ જાણે કે ક્યાં ક્યાંથી ઉદ્‌ભવે છે અને મેં એવી એ ચેતનાને શબ્દોમાં ઉતારી છે જેમ કે -

હું દ્રવિડ દેશની કન્યા
દ્રવિડ દેશથી આવી છું
હું એક લાભ-કન્યા છું
હું એક કાળ-કન્યકા છું

યુગોની પ્રદક્ષીણા ફરતી
હવે પ્રજા કહેવાઇ છું.
હું દ્રવિડ દેશથી આવી છું

હું રાજમહેલોની સુવાસ છું
મંદિરના હવનનો ધુમાડો છું
અને ઝૂંપડીનો મૂંઝારો છું
જે હું મારા ખોળામાં લાવી છું
હું દ્રવિડ દેશથી આવી છું
ઇજ્જતની લાલ ચુંદડી હતી
દત્તકનું શ્યામ ઓઢણું હતું
એ જ પોશાક અને પાલવ બન્યાં
હવે હું ખુદમાં સમાઇ છું
હું દ્રવિડ દેશથી આવી છું

અને હું એમ પણ કહી શકું છું કે જ્યાં સુધી કોઇ પણ ગ્રહણગાથાને આપણાં આંતરિક મનનું ભાતીગળ પોત નસીબ નથી થતું ત્યાં સુધી એ ગ્રહણગાથા ખરા અર્થમાં ગ્રહણગાથા બનતી નથી. એનો પુકાર બહારથી નહીં પણ આપણી પોતાની નસનસમાંથી સંભળાવો જોઇએ.

નહીં, આ ખામોશીના ઝાડ પરથી
મેં આ અક્ષરો તોડ્યા નથી
આ તો વૃક્ષ નીચે વેરાઇ ગયા છે
એ અક્ષરો હું વીણું છું....

નહીં, હું તમને કે બીજા કોઇને

કંઇ જ કહેતી નથી
આ તો જે મારી રગેરગમાં બોલે છે
એ દર્દને હું સાંભળું છું...

એક લાંબી વીજરેખા હતી
જે મારી છાતી આરપાર પસાર થઇ હતી
આ તો થોડાક એના ટુકડાઓ છે
જેને હું મારી આંગળીઓને વેઢે ગણું છું...

અને ચાંદામામાની પવનપાવડી પર બેસીને
સફેદ પૂણી જેવાં વાદળાંઓ લાવી હતી
આ તો એમાંના જ થોડા તાણાવાણા છે
જે હું વણી રહી છું

નહીં, આ ખામોશીના ઝાડ પરથી
મેં આ અક્ષરો તોડયા નથી
આ તો વૃક્ષ નીચે વેરાઇ ગયા છે
એ અક્ષરો હું વીણું છું

અંધકાર કે અંધાધૂંધી સામે ન જાણે કંઇ કેટલા અવાજો ઊઠે છે, એની સામે ક્રાન્તિ પણ થઇ શકે છે પરંતુ આ બધી પરિસ્થિતિમાં મહત્ત્વની વાત એ છે કે આપત્તિરૂપી ગ્રહણ વખતે જો ચેતના પ્રકટે નહીં તો એ ચેતના વગરની છાતીમાં દર્દનું મોતી પાકી નથી શકતું.

ગ્રહણગાથા તો ત્યારે જ સાર્થક થઇ હતી. જ્યારે એમાંથી પસાર થતી વખતે મીરાંએ કહ્યું...

લાખ ચોરાસી બોરો ચૂડલો, પેઅરો મૈં કઇ બાર... મૈં લાખ ચોરાસી બુનાઇનો ચૂડલો પહેર્યો હતો, કંઇ વખત, કેટકેટલા જન્મ થયા, કેટકેટલા વિવાહ થયા પણ હું તો કુંવારી જ રહી ગઇ. મીરાં આગળ ઉપર કહે છે કે
જનમ જનમ કીયા પતિ કેતા
ઓ તો પતિ દેહી કે સંગી
સતિગુરુ મિલિયા નાહિં
કંવારી યૂં રહી.....

આ સતિગુરુ ગ્રહણ સમયે પ્રકટેલી ચેતનાના મોતી છે -

પ્રાચીન ભારતમાં એક ઋષિ થઇ ગયા. એમણે ઇશ્વર પાસેથી એક વરદાન માગ્યું હતું કે હે ભગવાન હું જે કંઇ બે હાથો વડે મેળવું એ હજાર હાથોથી લોકોને વહેંચી દઉં એવું વરદાન આપ. આજના સમયની વાત કરું તો હું દૃઢ વિશ્વાસપૂર્વક કહી શકું છું કે આ વરદાન સુરેશ દલાલને મળ્યું છે. એ પોતાના શબ્દો ભગવાન પાસેથી બે હાથથી બનેલા ખોબામાં ઝીલે છે અને

સહસ્રગણી રીતે લોકો વચ્ચે વહેંચી નાખે છે. એમની કવિતાની એક પંક્તિ યાદ આવે છે...'' આખરે તો કોઇ મારી સાથે નહીં ચાલે, ફક્ત આ એક રસ્તો જ મારો હમસફર હશે.''

ચેતનાની આ કેડી જેની સાથે ચાલે છે એમને હું નમસ્કાર કરું છું.

અંતમાં હું આપ બધાની સાથે આપણાં દેશ માટે દુઆ માગું છું -

કે દોસ્તો ! આ ઉદાસીભરી મોસમ બહુ લાંબી છે
દારૂગોળાની ગંધ લઈને આવતી હવાથી -
વૃક્ષોની કૂંપળો... વૃક્ષો પરથી ખરી પડે છે
ડાળોની કૂખ આક્રંદ કરે છે -
અને વૃક્ષનાં મૂળિયાં સામું જોઇને કહે છે કે -
આ તો કેવું તકદીર છે...
જે એક જ માટીના લોહીને
કંઇ કેટલાયે ફિરકાઓમાં વિભાજિત કરે છે
નસનસમાંથી ફૂટતી નફરત...
તમામ બદદુઆઓ, માતાઓની કૂખને ઉજાડે છે

ઓ મારા ઈશ્વર !
બીજાઓની પીડા જાણનારા તારા બંદાઓએ તને એક પત્ર લખ્યો હતો જેમાં વર્ણવી હતી હાલની દાસ્તાન અને લખ્યું હતું કે પ્રકાશ દરરોજ ચાડીચુગલી કરે છે અને અંધકાર મકાનોની બારીઓ ખોલીને પ્રવેશે છે

રોજ રાતે નીંદરનો ચંદરવો ચુએ છે
બહાર શીસોની  ધાર  પડી રહી છે
એનો અસબાબ પાણીપાણી થઈ જાય છે
એ લોકો હાંડલાંઓમાં દાળ નહીં પણ ભય પકાવે છે
અને બેસ્વાદ સાલન માટે
કોઈ શ્રદ્ધારૂપી - વિશ્વાસરૂપી ચપટીભર મીઠું
કોઇ દુકાનમાંથી મળતું નથી
પરંતુ એમનો આ પત્ર ક્યાંય પહોંચ્યો નહીં
કારણ કે એ પત્રને સત્યનું સરનામું મળતું નથી.

મિત્રો ! દુઆ કરો કે શાન્તાનુકૂલ પવન
અને કલ્યાણકારી માર્ગ મળે
આ કુહાડીઓની ધારદાર મોસમ ખત્મ થઇ જાય
અને વૃક્ષોની આવરદાને આંચ ન આવે
કળીઓ અને કૂંપળોના પાલવમાં

લીલાં પાંદડાઓની જવાની ખીલી ઊઠે
વટેમાર્ગુઓના નસીબમાં છાંયડાઓ હોય
અને એમનો પંથ પુષ્પોથી મહેકતો હોય !

દોસ્તો ! પ્રાર્થના કરો કે દુર્ભાગ્યના દિવસો પૂરા થાય
સૂર્યકિરણો દિમાગને હૂંફ આપતાં મિત્રો બને
તો માતૃભૂમિના કાગળ પર ચમનની તારીખ આંકી શકાય છે
ચાંદ-સિતારાની જ્યોત રસ્તાઓની રાહબર બને
તો આપણાં પગને ઠેસ વાગતી નથી
અંધકારનું મુકદ્દર પણ બદલી નાખે છે
દુઆ માગો કે સૂરજનાં કિરણ
ઇન્સાનના મસ્તક સાથે મૈત્રી કરી લે
અને ચન્દ્રરૂપી દીપક, અંધકારમય રસ્તાનો સાથી બને.

મિત્રો ! વતનથી વધારે મોટી કોઇ પવિત્ર દરગાહ નથી હોતી
દેશવાસીઓ ! તમારા દિલના દીવાને રોશન કરો.
અને આ આપણી પ્રાર્થના સ્વીકારાય એવી માગણી કરો

કહેવાય છે -
કે મનુષ્યના વૃક્ષ પર દુઆઓની ફૂલવેલ લાગે
તો ખુદ ખુદા મહેકી ઊઠે .છે
પ્રેમ-દીપક પ્રકટાવીએ
તો દરેકમાં ઇશ્વર નજરે પડે છે
વાતાવરણમાં વાસુદેવ મહેકી ઊઠે
તો ભક્તોની પ્રાર્થના સ્વીકારાતી હોય છે
દોસ્તો ! દુઆ માગો



('અમૃતાવિશેષ'ના સમારંભમાં આપેલું પ્રવચન)

## મુક્તક □ નીતિન વડગામા

બંધ રોજેરોજ સઘળાં બારણાંઓ હોય છે.
સાવ નિરાધાર હૈયાધારણાઓ હોય છે.
એમ વાગોળ્યા કરો ને એમ એ દૂઝયા કરે,
કેટલાં કરપીણ આ સંભારણાંઓ હોય છે ?

## છલ્લા બસ ◻ કૃષ્ણ રાહી ◻ કિશોર શાહ
(સિંધી)

સમય મને
પ્રતીક્ષાની લાઈનમાં
ઊભો રાખી ગયો છે

એમ કહીને કે
મારી બસ મને
અહીંથી મળશે.

ઊભા ઊભા થાકી ગયો છું હું
અથવા કદાચ
થાકીને ઊભો રહી ગયો છું હું.
બસ આવી
છતાં ચઢ્યો નહીં
સાચી બસમાં
ખોટા લોકો જોઈ
ઊતરી પડ્યો
ખોટી બસમાં
સાચા લોકોને જોઈ
હું ચઢ્યો જ નહીં
વખત વીતી રહ્યો છે
અને પ્રશ્ન પૂછી રહ્યો છે
હજી સુધી અહીં જ ઊભા છો ?
હું જવાબ આપું છું
"હજી સુધી સાચા લોકોથી ભરેલી
સાચી બસ નથી આવી."

બસ સ્ટૉપ પર
હું એકલો રહી ગયો છું

સમય ચેતવણી આપી ગયો છે
કે હવે જે બસ આવશે
તે છેલ્લી બસ હશે.

થોડી વાર પહેલાં
વિચારી રહ્યો હતો હું
આ બધા લોકો
ખોટી બસમાં બેઠેલા સાચા લોકો
અથવા સાચી બસમાં બેઠેલા ખોટા લોકો
ક્યાં જઈ રહ્યા હતા ?
ક્યાં ગયા ?
ક્યાં પહોંચ્યા ?

વિચારું છું
આ છેલ્લી બસમાં
ચઢવા ન ચઢવાથી
શો ફરક પડે છે ?

## કંટાળો

◻ બહાદુરભાઈ જ. વાંક

ઝેરોક્સ કૉપી જેવા
એક સરખા
દિવસો જીવી જીવીને
હું એટલો કંટાળી ગયો છું કે
હવે વહેલી સવારનો
સૂરજ પણ મને
વાસી લાગવા માંડ્યો છે !

## આજનો તારો સાજ ☐ મનમોહન ☐ જયા મહેતા

(મરાઠી)

હવે 'અસ્ત' જાસૂદના ઢગલા પર પીઠ ટેકવીને બેઠો છે
તે વાટ જુએ છે રજનીનો સાજશૃંગાર હજી પૂરો થયો નથી
થોડી વારમાં તે મંદમંદ પદન્યાસ કરતી તેની પાસે આવી પહોંચશે
તું તો ક્યારની સાજશૃંગાર કરીને અહીં બેઠી છે.

આજનો તારો સાજ તો જરા જગન્નિરાળો જ થયો છે
પોતાને હાથે જ પોતાનો સુંદર અંબોડો વીખેરીને તું બેઠી છે
તે અંબોડામાં મેં બાંધેલો ગજરો દૂર ફેંકી દીધો છે
હાથનાં કંકણો પણ ધચાધચ કાઢીને તેં રસ્તા પર ફેંકી દીધા

હું એ સહન કરીશ... ફરી હું પાસે આવતાં જ તું લાતો મારવા લાગી છે,
હવે તને ક્ષમા નથી; તારા હાથપગ તારા જ લાંબાલચ વાળની
ચાર જુદીજુદી દોરી કરીને મેં જોરથી વળ ચડાવી દીધા છે.
હવે તું બિલાડીની જેમ મને દાંતથી બટકાં ભરવા લાગી છે.

ગાલ પર બેચાર લગાવીને લાલલાલ કરેલા તારા મોઢા પર
મેં મારા હોઠ મૂક્યા કે તરત જ વિજયનું હાસ્ય કરવા લાગી છે.

☐ કિશોર શાહ

પીળા ઘાસમાં
લીલું પતંગિયું

જવા દો
સુખની વાતોથી
હવે
મન નથી મહેકતું.

## મુક્તક ☐ મનોહર ત્રિવેદી

વિસ્તરેલું આભ ખગ પાસે હશે, અટકી જશે
કોઈ વળા પંથ પગ પાસે હશે, અટકી જશે
એક સુરભિત સાંજ અંતિમ શ્વાસમાં ભરતો હઈશ
દીપનો અજવાસ શગ પાસે હશે, અટકી જશે

## કવિતા □ મનમોહન □ જયા મહેતા

(મરાઠી)
રસિકો ! આ 'કવિતા' એટલે
    ખુદ કવિને જ એક 'કોયડો' હોય છે.
સારા કાગળ, સારી શાહી
    સારો વિષય... એવી તૈયારીમાં
તે ઘણી વાર પોતાનું...
    શબ જ સજાવીને આણે છે.
દરેક વખતે... દરેક સત્કવિના
    મૃત્યુ સાથે મરતી ને
જન્મ... મરણ તેને આધીન

    જે ખુદ કવિને જ એક કોયડો હોય છે...
દીટિયાને જ જે ફૂલ ફસાવે
    તે શું બીજાઓને સુવાસના અણસારા આપશે ?
રસિકો ! ઘણી વાર
    આ 'કવિતા' આમ આવે છે...
અને આંખનાં પાણી ઉપર
    રેખા દોરી જાય છે.
તે રેખા પર પછી કવિ મજકૂર લખે છે
    અલબત્ત 'રેખા' જ ભૂંસાઇ જાય છે.

## શે'ર □ 'રાઝ' નવસારવી

જીવન ગણીને જેને અમે જીવતા હતા,
મૃત્યુની દોડધામ હતી, કોણ માનશે ?

## અભિલાષા ! □ વીરુ પુરોહિત

(ગીત)

તને મળો વરદાન ! તું ઇચ્છા મુજબ ફરે દર્પણમાં !
તું બિંદી કરતાં ચમકી ઊઠે, મને જુએ પાંપણમાં !

તું રતીભાર ના પલકે તારી આંખ, નીરખતાં અમને,
આ એનું કારણ હશે, આગિયા ઝબકે મારાં સપને !
'ને આઠ પ્રહર તારા રોમે શરણાઈ મંગલ વાગે,
સહુ કુંવારી કન્યા તારાં વ્રતનાં ફળને માંગે !
તું મૂકે પૂજાપા બદલે મારાં ગીત હવે સ્થાપનમાં !
તને મળો વરદાન ! તું ઇચ્છા મુજબ ફરે દર્પણમાં !
તું બિંદી કરતાં ચમકી ઊઠે, મને જુએ પાંપણમાં !

તું મથે ઘણું પે તને નીરખવા તોપણ હું નજરાઉં,
છે અચરજ કે હું તારા ચહેરે તલ માફક ચિતરાઉં !
તું ફૂલ વીણવાનો સ્વાંગ કરીને છાતી ઉપર ઝૂકે,
'ને દંતકથાનું નગર મઝાનું મારા કરમાં મૂકે !
તું બધું ભુલાવે જાદુગરની જેમ મને કામણમાં !
તને મળો વરદાન ! તું ઇચ્છા મુજબ ફરે દર્પણમાં !
તું બિંદી કરતાં ચમકી ઊઠે મને જુએ પાંપણમાં !

.

## ગઠબંધન □ ઇષત્ - કવિ

શી મોજમાં
મળ-મલિન-ભોજી કાગ-ટોળી
ગીધડાંની ચઢવણીથી
ચાંચ-ચણુકે હંસનાં શિર ઠોલીઠોલી
વૃંદગાન કરી રહી
ચોપાસ ને ચોદિશ !

## એ લોકો પૂછે છે : શું ઇશ્વર ખૂબ એકલવાયો છે !

☐ કાર્લ સેન્ડબર્ગ ☐ સુરેશ દલાલ

ઈશ્વરે કોદાળીથી મુઠ્ઠીભર માટી ખોદી કાઢી,
અને એ એના પર થૂંક્યો
અને એને માણસના આકારમાં ઢાળી,
અને એમાં ફૂંક મારી
અને કહ્યું ચાલવાનું -
એ એક મહાન દિવસ હતો.

અને ઇશ્વરે આ કર્યું
તો શું એ એકલવાયો હતો ?
ઇશ્વરે શું પોતાને એમ કહ્યું હતું
કે મને સાથસથવારો જોઇએ છે
અને એથી જ એણે માણસને ધરતી પર ચાલતો હતો કર્યો
અને ઇશ્વર સાથે વાણીવ્યવહાર થઇ શકે
અને ગીતો ગવાઇ શકે
એટલા માટે જ શું એણે દેવળોને અલગ તારવ્યાં ?

આ બધા પ્રશ્નો છે
ગડબડિયા અક્ષરોમાં જૂનીપુરાણી ગુફાઓમાં લખાયેલા
મોટાં દેવળોમાં એ ચિતરાયા છે
પુરુષો અને સ્ત્રીઓ પણ એટલાં બધાં એકલવાયાં છે
કે એ લોકો માને છે
કે ઈશ્વર પણ ખૂબ એકલવાયો છે.

## અંધ અને બંધ ☐ વ્યાસ

બુદ્ધિજીવી-ગાંધારીની આંખે પાટા-બંધ
ધૃતરાષ્ટ્ર આજનાયે જન્મથી જ અંધ.

## પછી □ મનમોહન □ જયા મહેતા

(મરાઠી)
આ છૂટા વાળવાળી અમાસના ચોકઠામાં
તું પણ વાળ છૂટા મૂકીને ઊભી છે હવે
શ્રાંત હું તારી સામે પડયો પડયો જોઉં છું
તોફાનમાં ટકી રહીને આવેલા જહાજ જેવી તું.

તુષારે તારા ગૌરાંગ પર ટપકાં કર્યાં છે
તારા અંબોડાનો ગજરો જ હું વચ્ચેવચ્ચે સૂંઘું છું
અંધારું આંધળાનું ચિત્ર દોરે તેવું તે અછડતું ચિત્ર
ધૃતરાષ્ટ્ર વેચાતું લે, તેવો હું અને તું ચિત્રલેખા.

થોડી વાર તું એમ જ ઊભી રહે ગૂઢ થઈને
અંધારામાં તારી કોણીઓ, હાથના પંજા, કટિના દીર્ઘ ઉભાર
ષટપદ જેવા દેખાય છે, તારા જાળામાં હું સપડાયો જ,
થોડી વાર પહેલાં મારા બંને હાથ તેં વાળથી બાંધ્યા જ હતા.

પરંતુ હવે પડછાયા જેવી ઊભેલી તારી
પ્રકૃતિ હું છું, મારો પારો લાગેલી તું બિલોરી.

## ટોળે વળે □ આહમદ મકરાણી

પાંખમાં આખું ફલક ટોળે વળે;
ને ગળામાં કૈં હલક ટોળે વળે.

એ પળે હું એકલો હોતો નથી
જે પળે આખું ખલક ટોળે વળે.

## સંગોપિત □ કાવાફી □ સુરેશ દલાલ

(ગ્રીક)
મેં જે કેં બધુંયે કર્યું અને બધુંયે કહ્યું
એમાંથી હું કોણ હતો એ જાણવાનો કોઈ પ્રયત્ન ન કરો.
મારા જીવનની રીતભાતને અને મારાં કાર્યોને
અવળાંસવળાં કરે એવો અંતરાય તો હતો જ
અનેક વાર એવો પણ અંતરાય હતો
કે જ્યારે હું કૈક કહેવાની શરૂઆત કરું
ત્યાં તો મને અટકાવતો.
મારાં મોટે ભાગે ઉપેક્ષિત કાર્યોમાંથી
કે મારાં મોટા ભાગનાં નકાબી લખાણોમાંથી-
ફક્ત એમાંથી જ હું સમજાઇશ
શક્ય છે કે કદાચ એની એટલી નિસ્બત ન પણ હોય
કે ખરેખર હું કોણ છું એ શોધવાનો
આટલો પ્રયત્ન પણ આવશ્યક ન હોય.
પછીથી, આથી વધુ પૂર્ણ સમાજમાં
કોઈક મારા જેવા જ બંધારણનો મારા જેવો જ
એ નક્કી જ પ્રગટશે અને વધુ મુક્તિ માણશે.

## બારીઓ □ કાવાફી □ સુરેશ દલાલ

આ અંધારા ખંડોમાં હું જીવું છું મારા ખાલીખમ દિવસો,
હું ગોળગોળ રઝળ્યા કરું છું
મથ્યા કરું છું બારીઓને શોધતો
બારી ખૂલશે ત્યારે કેવો મોટો હાશકારો થશે.
પણ બારીઓ ત્યાં જડતી નથી -
અથવા હું તો એને નથી શોધી શકતો અને કદાચ
એને શોધી ન શક્યો એ સારું પણ હોય.
કદાચ પ્રકાશ કોઈ બીજો જ જુલમ પૂરવાર કરે
કોને ખબર બીજી કઈ નવી વસ્તુઓ એ ઉઘાડી પાડે ?

## જોયા કરવાનું ગીત- □ ચંદ્રકાન્ત શાહ

જોયા કરવાને એક આપી દે નામ, હવે આંખ કાન નાક હોઠ થાકીને બેઠાં
ધીમેથી કાનમાં તું એટલું તો કહી દે, 'અમે કેમ કરી સપનામાં પેઠાં ?'

પંખીની જેમ મને ફૂટે જો પાંખ અને વૃક્ષોની જેમ ફૂટે પાંદડાં કે ડાળી
ઝુલાવું આંખ તારી ડાળ મારી ટગલીએ, ફફડાવું હોઠ તારા હોઠ ઉપર ઢાળી
સ્પર્શવાની વારતાને આપી દે શીર્ષક, કે અંત એનો 'તારાથી રહેવું ના છેટાં'

જોયા કરવાને એક આપી દે નામ-

લે તને હું આપું એક બાગ, થોડાં ફૂલ, એક બાંકડો,
એકાંત અને અજવાળી રાત
સન્નાટો આપું 'ને સપનાં પણ આપું,
જો બદલામાં આપે તું તારી આંખોની મિરાત
ટગર-મગર આંખોમાં આંજી લે મૌન, હવે શબ્દોનાં મૂકી હથિયાર બધાં હેઠાં

જોયા કરવાને એક આપી દે નામ, હવે આંખ કાન નાક હોઠ થાકીને બેઠાં,
ધીમેથી કાનમાં તું એટલું તો કહી દે, 'અમે કેમ કરી સપનામાં પેઠાં ?'

## અહિંસા

□ મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

"એક કાંકરે બે પક્ષી" મારીને
ખુશ થતા હે ગણતરીબાજ !
કાશ ! તને ખબર હોત
એક પણ કાંકરો માર્યા વગર
જિવાડી શકાય છે
બધાં પક્ષીઓને.

## જોડણીકોશમાં જોઈને કહી શકીશું ☐ સુરેશ દલાલ

આપણામાંથી ઝાડ ઊખડી ગયાં છે
આપણામાંથી પ્હાડ પીગળી ગયા છે
માથા પરથી આકાશ ઊડી ગયું છે
પંખીઓ ઝાડ પર નથી
કે નથી આકાશમાં
ધરતી અને આભ
એક ઉજ્જડ વેરાન
વાદળોનો કાફલો પણ વહી ગયો છે
ઉઘાડી બજારમાં
નદી-સરોવર સુકાઈ ગયાં છે
સાગર શોષાઈ ગયો છે
હવે પ્રકૃતિનાં દૃશ્યો જોવાનાં પુસ્તકમાં
જોકે આપણાં પુસ્તકનાં પાનાં
થઈ ગયાં છે પીળાં અને બરડ.

ઈશ્વર મંદિરમાંથી ભાગી છૂટ્યો છે
હવે એને પણ સમજાયો છે
મોક્ષનો મહિમા.
ફૂલોના રંગો કાબરચીતરા થઈ ગયા છે
ધૂળ પર ડામરનું સામ્રાજ્ય છે
સૂર્ય સત્તાધીશ થઈ ઊગે છે
અને ચંદ્ર રાંક ગરીબડા જેવો લાગે છે.
ચાંદની કોઈ રોગની જેમ પ્રસરે છે.
જીવલેણ કૅન્સરથી પ્રકૃતિ મરી ગઈ છે.

બધાને જ બોલવું છે
અને કોઈને કોઈની સાથે વાત કરવી નથી
બધાને જ બોલવું છે
અને કોઈએ કોઈને સાંભળવા નથી

આપણે વાહનો હાંકીએ છીએ
અને ક્યાંય પહોંચતાં નથી
આપણા લોહીમાં એક વાર હણહણતો અશ્વ
આજે તો રેસકોર્સના નકામા ઘોડા જેવો ખોડંગાય છે
(મરણ સિવાય હવે એનો આરો નથી)

દરિયાનો ભૂરો રંગ
ચેકબુક પરની સહીમાં ઢોળાઇ ગયો છે.
ટેલિફોનના વાયર પર
આપણે બાંધીએ છીએ સુગરીના માળા
પવને અને ધરતીને
ચંપલબૂટ જેટલું છેટું છે
ટી.વી. સેન્ટરમાં
ધૃતરાષ્ટ્રે આંખની હૉસ્પિટલ ખોલી છે.
હવે ચશ્માં સાથે જ
બાળકનો જન્મ થશે.

વરસાદમાં કોરા રહેવાની કળા
આપણને કોઠે પડી ગઇ છે.
વસંત સાથે
આપણો પરિચય ગ્રીટિંગ કાર્ડ પૂરતો પણ નથી રહ્યો.
ઍરકન્ડિશનર ઉનાળાને વશમાં રાખે છે
અને શિયાળાને વશમાં રાખે છે હીટર
આપણે પ્રકૃતિને પરાજિત કરી છે
અને વિજયના નશામાં
આપણે છીએ સાવ બેહોશ.
એકમેકને ફૂલો આપવાનો
ક્રિયાકાંડ ચાલે છે.
પણ આ ફૂલોની લેવડદેવડમાં
મહિમા તો રૂપિયાની લેવડદેવડનો છે.
આપણી અંદર

એક મોટું શેરબજાર ધમધમે છે
સંસ્કૃતિનું દેવાળું કાઢીને
આખ્ખું શહેર સટોડિયા જેવું થઇ ગયું છે.

આકાશના તારાઓમાં
પરચૂરણ દેખાય છે
બધા જ રંગો
શોક પાળતા હોય એમ
કાળા રંગમાં વિલીન થઇ ગયા છે.
આપણી એક જ પ્રાર્થના હોય છે
કે વૃક્ષોને પાંદડાં નહીં
પણ રૂપિયા ફૂટવા જોઇએ.
પ્હાડની ઊંચાઇઓને માપવાની નથી હોતી
પણ એને ઢાળીને
સ્કવેર ફીટમાં એની ગણતરી કરવાની હોય છે.

પડદા પહેરેલી બારીઓ
અને સ્મિત પહેરેલા માણસોમાં
કોઇ ફરક નથી.
મેઘધનુષને આપણે
પોલાદી પુલમાં ફેરવી નાખ્યું છે.
વૃક્ષોને આપણે ફેરવી નાખ્યાં છે.
થાંભલાઓમાં.

આપણે આપણને ફેરવીએ છીએ
આપણે આપણને ભેરવીએ છીએ
આપણે કોઇકને ખેરવીએ છીએ
ફેરવવું, ભેરવવું, ખેરવવું
એ જ આપણો ક્રમ
આહાર, નિદ્રા, ભય, મૈથુન.
આપણને એક જ ધૂન

ધનની ધૂન,
સાધનની ધૂન,
સગવડની ધૂન,
સુખનું ખૂન
(ખૂની કદી પકડાયો નથી)
આપણને એક જ ધૂન.

આપણે રૂપિયા પહેરીને ચાલીએ છીએ
રૂપિયામાં સ્મિત
રૂપિયામાં આંસુ
રૂપિયા વિનાનું જીવન ત્રાંસું.

હવે અમને મંદિર નહીં જોઈએ
દેવભૂમિ નહીં જોઈએ
ચારે બાજુ સ્થાપી દો બૅન્ક
બૅન્ક અમારું મંદિર
બૅન્ક અમારી ધરતી
બૅન્ક અમારું આભ
સેફ્ ડિપોઝીટ વૉલ્ટ સલામત
તો બધું સલામત
અમે સૂર્યને પણ વિઝિટિંગ કાર્ડ વિના
ઘરમાં પ્રવેશવા દેતા નથી.
ચંદ્ર પાસે પાસપોર્ટ માગીએ છીએ.
ચાંદની પાસે કસ્ટમ ડ્યૂટી
આ જ અમારી ડયૂટી

એકલતા અમને બહારવટિયાની જેમ
લૂંટે છે
અને એકાંત શું છે
એનો અર્થ કોઈક દિવસ
સમય મળશે તો
જોડણીકોશમાં જોઈને કહી શકીશું.

આમ્રપાલી □ નલિની માડગાંવકર

સદીઓની ઊંચી અટારીએ,
ખીલું ખીલું થતી
જાસૂદ-કળીની જેમ
હું સૂર્યની પ્રતીક્ષા કરી રહી છું.
તોય
હું ફુતા નથી.

જિંદગીની આગંતુક જેવી
કેટલીય પીળી ક્ષણોને
મેં ખેરવી નાખી છે.
તોય
મારા કનક પ્રાસાદના
તૂટેલા કાંગરાઓ
ભીતરનાં શરચિહ્નોની
ચાડી ખાય છે.

આમ્રકુંજમાં સચવાઈ
એ તો
મારી સાથે ઊછરેલું
એક રંગીન સપનું...
હું ખીલી - કરમાઈ
કામનાથી.

આજે
લિચ્છવીઓના રથોના
ખખડાટ
મોટરના હૉર્નમાં
ઓગળી ગયા છે.

હું બની છું...
નશ્રીન નગરવધૂ..

સામા કાંઠાનો પુરુષાર્થ મેં
છોડ્યો નથી
તોય
તમને પૂછું છું
મારે શું યુગે યુગે
તથાગતની પ્રતીક્ષા જ કરવાની!

□ કિશોર શાહ

એક દિવસ
ફાનસે બીનને પૂછયું
"અંધારું ક્યાં?"
સાંભળી
મલકી ઊઠી મેશ.

કવિતા - લીલા છંદોલયની

કવિતા : તંત્રી સુરેશ દલાલ

સળંગ અંક : ૧૪૮

વર્ષ ૨૫, અંક ૪, એપ્રિલ ૧૯૯૨

મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ




કવિતા



**સૌરાષ્ટ્ર ટ્રસ્ટ તરફથી હાસ્યકટાક્ષ અંકના (ક્રમાંક - ૧૪૫) કાવ્યમય મુખપૃષ્ઠ માટે દિનેશ દલાલને પારિતોષિક રૂા. ૧૦૦૦/-- આપવામાં આવ્યું છે.**

ખાસ સૂચના : કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહિ. અપ્રગટ કાવ્ય જ મોકલવું.

*પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.*

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કૅપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પુરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ્ વિભાગ સાથે કરવો.


*લવાજમ : દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૧૨૦/-, ઍરમેલ રૂા. ૨૦૦/-, આ અંકના છૂટક ૧૨ રૂપિયા.*

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.

પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.





ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ
૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી
ફોર્મ નં. ૪ (જુઓ રૂલ નં ૮.)

| | | |
|---|---|---|
| ૧. | પ્રકાશનનું સ્થળ | : જન્મભૂમિ મુદ્રણાલય, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ - ૪૦૦ ૦૦૧. |
| ૨. | પ્રકાશનની સામયિકતા | : દ્વૈમાસિક |
| ૩. | મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૪. | પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૫. | તંત્રીનું નામ | : ડૉ. સુરેશ દલાલ |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ - ૪૦૦ ૦૦૫. |
| ૬. | જે વ્યક્તિઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમના નામ તથા સરનામાં | : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બૉમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-'૯૨

ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ
પ્રકાશકની સહી

I am in search of a face

Which is beyond all faces.

I address him as a God

For whom I am searching.



Between my words and your silence
There is a space.
Is it fulfilment of love or vacuum?

Between your words and my silence
There is a space.
Is it fulfilment of love or vacuum?

When nothing is decided
I am like a drowning boat
Between the two shores
Looking at deaf lighthouse.



## સંભારણું ? આપો ! □ નિર્મિશ ઠાકર

અર્થનું ઝીણું જલે છે તાપણું, તાપો !
શબ્દનું શો-પીસ છે સોહામણું, છાપો !

આ ક્ષિતિજે મૌન-ઢળતા સૂર્યની સાખે
"આપનું-મારું" બને છે "આપણું", માપો !

ઝાકળોની જેમ ઢોળાતો રહું છું ત્યાં
વેદનાનું વૃક્ષ છે લોભામણું, કાપો !

કૈં યુગોની આવ-જા તો છે - હતી - રહેશે
છે ક્ષણોનું મ્હેકતું સંભારણું ? આપો !

## ઢાળ મળ્યો ને– □ જગદીશ વ્યાસ

ઢાળ મળ્યો ને ઢળ્યા,
અમે તો ઢાળ મળ્યો ને ઢળ્યા.

ચાલી દોડી લસરી કૂદી સઘળા પસાર કીધા,
રસ્તા સીધા ન્હોતા ત્યારે અમેય ન્હોતા સીધા;
વળાંક આગળ વળ્યા,
અમે તો વળાંક આગળ વળ્યા.

ગયા અમે તો નદી જોઈને અમથા પાણી પીવા,
ઘૂંટે ઘૂંટે અંદર જઈ પ્રગટાવી દીધા દીવા;
ઝળળ ઝળળ ઝળહળ્યા,
અમે તો ઝળળ ઝળળ ઝળહળ્યા.

થયું કેમ એ જાદુ એની ખબર જરાયે ન્હોતી,
પણ ઓચિંતું પડ્યું અમારી નજરે જેવું મોતી;
દરિયાને જઈ મળ્યા,
અમે તો દરિયાને જઈ મળ્યા.

## અર્જુનપ્રશ્ન કે યક્ષપ્રશ્ન ? □ શર્દ

'જ્યારે જ્યારે –
ધર્મની ગ્લાનિ થતી
ઉત્થાન થાતું અધર્મનું,
ત્યારે ત્યારે –
સાધુનું પરિત્રાણ ને વિધ્વંસ કરવા દુષ્ટનો
હું યુગેયુગ અવતરું.'

તો સ્થાપના - ઉત્થાપનાનો
ક્રૂર લીલારાસ જે ખેલ્યા જ કરતો
એ જ શું ઈશ્વર ? –
શ્રીકૃષ્ણને, ભાઈ, કોક તો પૂછો.

## ર્ગના જોષીને □ મેઘનાદ હ. ભટ્ટ

ુની રેખા રગદોળાઈ કોણના ભાગ્ય ખૂટયાં ?
ાના કોમળ વ્હેણમાં કોળ્યાં સપના કોણે લૂંટયા ?

રે જોષી જોષ રે તારાં ફટ રે તારા પોથાં
ગુની વિફળ આશનાં તારે રચવા ઠાલી થોથાં ?

યગ ભાગ્ય સમજ્યાં જોષી, જોષમાં નથ રે જોસ
ગાળાના વેશ છે આ તો હાથના ન કૈ દોષ.

ક જોઈને, નોક જોઈને મુખવટા તું ખોલ
થમાં મૂકી હાથ તું તારા સખના સકન બોલ

મના દહાડા દોહ્યલા જોષી સપનાના નહીં કોડ
લને તારી આંખથી ભોળા આંખમાં ઉગેલ છોડ.

['નવનીત-સમર્પણ' દીપોત્સવી અંક ૧૯૯૧માંની શ્રી રાધેશ્યામ શર્માની "સર્પપથ" વાર્તા
થી આ ગીત સ્ફૂર્યું છે તેનો ઋણ સ્વીકાર]

## એક વિદાયગીત (સ્મશાનમાં) □ મેઘનાદ હ. ભટ્ટ

બડભાગી જીવ જરા આડા પડો અહીં અંધારું આભ થઇ ઊગે
અજવાળું અજવાળે એવી 'કો દિશા નહીં અંધારું આભ લગી પુગે.

અંધારી વર્ષાની વાછટથી ભીંજું હું અંધારે અવરોધું અંધારું
અંધારે ઉજમાળી કાયા, આ કાયાને કેમ છતાં અંધારે ધારું ?

સૂરજના રાજ હવે હેરાયા, ઘેરાયા. ઘેરાઈ ચંદરની સીમા
તારાયે આંખોને પલકારે ખોવાયા, ધરતીના વાયસાય ધીમા

સ્પર્શોના હર્ષે સુગંધ શી વેરી ? નજરે જોવાના નહીં ઓળા
અધરોએ, હાથોએ ઝંખી જે વારતા, વારતાના બોલ નહીં ભોળા

અંધારા સમશાને અંધારી ચિતા પર અંધારું આજ હવે સૂતું
અંધારી જવાળાએ અજવાળું ઓગાળ્યું બાવળનું બળ બધું તૂટયું

## મહાકથા કાં આધીઅધૂરી ? □ ચિકિત્સક

ધૃતરાષ્ટ્ર અંધ
દ્યૂતવિલાસી ધર્મ
એકવસ્રા અધોનીવી દ્રૌપદીનું વસ્ત્રહરણ
અધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર
શિખંડીવીંધ્યા, બાણશય્યા - ઢળ્યા ભીષ્મ
કુરુવંશ-નિ:શેષક અશ્વત્થામા
યાદવાસ્થળીના મૂક નિરીક્ષક, જરાવિદ્ધ કૃષ્ણ
કાબેલૂંટયો ગાંડીવધન્વા
સ્વર્ગપંથે ઢળી પડયા બચ્યાખૂચ્યા પાંડુપુત્ર
શ્વાનરૂપે ધર્મરાજ–
ઊધઈભરખ્યા, ખોખરખોખલ, જીવન્મૃત એ સંસ્કૃતિપુરુષનાં
કેવાં કેવાં બૃહત્ -અરે, વિરાટ પ્રતીકો !

    એના નિર્માતા તો
    વિશ્વે એકમેવ ને અનન્ય
    યુગદ્રષ્ટા શા કૃષ્ણદ્વૈપાયન ઋષિ વ્યાસ.
    અધર્મ ઊથલ્યો, અધર્મી ઊથલ્યા–
પરંતુ નહીં શું યુગાન્તની એ મહાકથા રહી આધીઅધૂરી ?
ધર્મની ગ્લાનિ, ભવ્ય નિરૂપી, ત્યાં બધું પૂરું ?
બંધાવી દીધી વિષાદ ને નિર્વેદ તણી પાથેય-પોટલી–
તેથી ઇતિશ્રી ?
યુગવિનાશ પછી નવસર્જનના,
ધર્મોદયના, નવલાનૂતન અરુણોદયના
યુગસંકેતો આર્ષદૃષ્ટિએ કેમ દીઠા ના ?
કાં ભાખ્યા ના કો શુકદેવે ?
ઉત્તર-ભારત રચનારા કો, ગાનારા કો
વૈશંપાયનના, સૂતમાગધના કેમ કથા ના વાવડ ?
    મહાપ્રશ્નના ઉત્તરરૂપે કદાચ
    પ્રગટયા હોય નહીં શું
    ધર્મચક્ર પ્રવર્તક, યુગપુરુષ સમ્માસંબુદ્ધ ?

## યાયાવરી છે ? □ ભરત ભટ્ટ "તરલ"

ગુલાબી ક્ષણોએ કચેરી ભરી છે,
અહીંયાં ફૂલોએ ગઝલ પાથરી છે.

છતાં દૃશ્ય અળગું કરી ક્યાં શક્યો છું,
સદંતર હવે બંધ આંખો કરી છે.

પવન, પ્રશ્ન, પત્રો, પડળ, પુષ્પ, પર્વો–
સરેરાશ સઘળુંય યાયાવરી છે,

તને ફક્ત રણનું મેં સરનામું પૂછયું–
અને તેં તરત આ હથેળી ધરી છે!

છે ઈચ્છા સરેરાશ ફાટેલું પ્હેરણ–
એને કોઈએ ક્યાંક રફ્ફુ કરી છે,

ફકીરોય એનામાં ચકચૂર છે, લ્યો–
ગઝલ શબ્દ પોતે ગુલાબી પરી છે!

## ફૂલોના નગરમાં... □ બેન્યાઝ ધ્રોલવી

ફૂલોના નગરમાં કવિતા જડી છે,
ભ્રમરને સુગંધી ગઝલ સાંપડી છે.
ન દોડો, જીવન દોડ, લાંબી કે ટૂંકી
અમે પણ તમામ ઉમ્ર કાઢી હડી છે.
અમે સાચવી છે, ખિસ્સામાં હયાતી,
સમયની રૂમાલ જેમ રાખી ગડી છે.
હથેળી છલકતી જુઓ એક દરિયો,
કિસ્મતની લકીરોની ભરતી ચડી છે.
અષાઢી દુઃખોના ફૂંકાતા પવનમાં,
નયનમાં અશ્રુની સતત વા'ઝડી છે.

## મારું શહેર □ કિશોર શાહ

(૧)

મારા શહેરનાં ઊંચાં મકાનો
એક દિવસ
બની જશે ઝૂંપડપટ્ટીના પાયા
મારા શહેરમાં
કોઈ નહીં મરે
બધા જ વહી જશે ગટરોમાં.

(૨)

મારા શહેરના રસ્તાઓ
એક દિવસ
વીંટળાઈ જશે
મોટરનાં ટાયરોમાં
રેલવેના પાટાઓ
દૂર દૂર ઢસડાઈ જશે
કદીક ટ્રેનની સાથે

(૩)

મારા શહેરમાં
વિમાનનો પડછાયો નહીં પડે
તે દિવસે
એક બળદગાડું પસાર થઈ જશે
શહેર સોંસરવું.

## □ કિશોર શાહ

કોઈને ક્યાં કૈં ખપનું છે
સપનું એ તો સપનું છે.

ક્યાંક અધૂરા ક્યાંક મધુરા
ક્યાંક ઝંખના ક્યાંક ઝુરાપો
કૈં કેટલી હોડી ડૂબી
ક્યાંક તરતો જાય તરાપો
મારી પાસે ખૂલ્લંખૂલ્લું
તોયે છાનુંછપનું છે.

સપનામાં તો હોય ઉઝરડા
સપનામાં ચંદનના લેપ
નીંદરમાં મ્હાલે છે આંખો
પાછી લઈને ખાલી ખેપ
ઓછપનું છે વ્હાલપનું છે
સપનું એ તો સપનું છે.

□ કિશોર શાહ

મોજાંથી ફીણ પડયા છૂટા : ફીણ પછી રઝળ્યા કરે
વીણાથી તાર પડયા છૂટા : તાર પછી રઝળ્યા કરે

ડાળીથી ખરી ગયું પાંદડું
પાંદડાને આશરામાં એક છે જમીન
ક્યારેક એ વાયરામાં ઊડે ને વાયરામાં બૂડે
એનો રંગ લીલો થાય ગમગીન
તારો આ ભવભવનો સાથ સદા છૂટયો : હસ્તરેખા રઝળ્યા કરે
સળગેલો એક દીવો એવો બૂઝયો : આંખ હવે પ્રજળ્યા કરે

ધરતીથી એક વાર તરણું તૂટયું
તે તરણું નહીં પણ સગપણ તૂટયું
તૂટ્યાં સગપણ કદી સાંધ્યાં સંધાય નહીં
તૂટયા સગપણ કદી બાંધ્યાં બંધાય નહીં
આયખાના મારગ પર ચાલ્યા કરો
પણ સગપણ વણસ્યાં તે પછી વણસ્યાં રહે

## કૂંપળ ફૂટવાની ઘડી □ વિશનજી નાગડા

હું તારી અપેક્ષાઓ જાણું છું
તું મારી અપેક્ષાઓ જાણે છે
આપણે બંને જાણીએ છીએ કે
આપણે
એકબીજાની એક્કેય અપેક્ષા
પૂરી નથી કરી શકતા
છતાં
આપણા સંબંધની લીલાશ તો જો !
કૂંપળ ફૂટવાની ઘડી માટે
મરુભૂમિમાંયે મ્હોર્યા કરતા થોરને
જોયા વિના
ભલા,
જીવનના મર્મને
હે મિત્ર
આપણે પામી શક્યા હોત ?!

## સાગર મારો સાયબો ☐ હર્ષદ ચંદારાણા

સાગર મારો સાયબો
હું તો મળવાને ખળખળ હાલી રે
હોડી મારું બેડલું
માથે ઈંઢોણી લેર્યુંની ઘાલી રે

દાદા પર્વતજીએ ઢાળ દીધા રે
દુઃખણાં વનરાજી દાદીએ લીધાં રે
ભાઈ વાયરે સૌરભની વેણી આલી રે
સાગર મારો સાયબો

મારી ઊડતી'તી ફીણોની ઓઢણી અરે
છેડો ખેંચીને બોલી લજામણી રે
અલી, દેતી જા એકાદી તાલી રે
સાગર મારો સાયબો

અલી, ઘાંઘી થઈ આમ તું દોડય મા રે
તૂટે ઘુઘરિયું વમળુંની જોડય મા રે
આમ કહીને કાંઠાએ મુંને ઝાલી રે
સાગર મારો સાયબો.

## બહાર નીકળ ☐ જગદીશ વ્યાસ

ઘર વાસીને શું બેઠો છે ? બહાર નીકળ,
ઝાલ ઝૂલતો હાથ હવાનો, તડકાને મળ
તારા માટે પથરાયાં છે લીલી લીલી જાજમ જેવાં અખૂટ જંગલ,
વહી રહ્યાં છે ભરત ભરેલા ધોળા ધાગા જેવાં ઝરણાં કરતાં કલકલ;
તારી વાત કહે તું એને, એની સાંભળ.

બોલાવે છે તને ક્યારની જો સામેની સૂની સૂની પર્વતમાળા,
એકલતા લઈ ઠંડી એના પથ્થર પથ્થર તલસે તારા પગ હૂંફાળા;
પગલાંનાં ગલગલિયાં કરતો તું ઘૂમી વળ.

વળાંક લેતી તરે માછલી સરવરજલમાં એમ તરે છે નભમાં પંખી,
પ્હેલવારુકી પાંખ પ્રસારી એ જ ઘડીથી એણે તારી આંખો ઝંખી;
તારામાં ભેળવ એને કે તું એનામાં ભળ.

શું બેઠો છે ? બહાર નીકળ ખોલી સાંકળ,
તારું જીવતર તુજથી છેટું છે બે આંગળ.

# આપણે કઈ ન્યાતમાં ?

□ નંદિની મહેતા □ હર્ષિદા પંડિત

હિન્દુસ્તાનની દરેક છોકરી સાવકી છે
બાળકી, કન્યા, યુવતી હોય
કે પ્રૌઢા, વૃદ્ધા હોય
દરેક ઠેકાણે વ્યવહાર સાવકો છે
એટલે જ હિન્દની દરેક છોકરી સાવકી છે–
    આ પતિનું ઘર, આ બાપનું ઘર,
    ત્યાં કદાચ છે પુત્રનું ઘર
    સ્ત્રીનું સ્ત્રીઘર ક્યાં ?
બાપને ઘેર પારકી, પારકે ઘેર જવાનું છે
પતિને ઘેર પારકી, પારકે ઘેરથી આવી છે
પુત્રને ઘેર પણ પારકી, કદાચ જૂની છે.
એવી જગ્યા ક્યાં, જ્યાં એ પારકી નથી ? આ રીતે...

સ્ત્રી સ્વાતંત્ર્યનાં સૂત્રો વર્ષોથી બોલાયાં છે
પણ સ્ત્રીની અસ્મિતા કોને માન્ય છે ?
સ્ત્રી-જાગૃતિ પર પુષ્કળ ભાષણો થાય છે
પણ સાચી જાગૃત સ્ત્રી કોને ગમે છે ?
અને સ્ત્રી-જાગૃતિનો અર્થ શો છે ?
એની ફરજોની જાગૃતિ ?
સ્ત્રીની ફરજોની આમ જ યાદી...
હજારો હજારો વર્ષ લાંબી છે,
પૃથ્વીના આ ખૂણેથી પેલા ખૂણા સુધી પહોળી છે,
ધરતીથી માંડીને આકાશ સુધી પહોંચે તેવી ઊંચી છે.
દયાની દેવી, કરુણાની મૂર્તિ, સાક્ષાત નમ્રતા, સેવાભાવી
તેમ જ સૌથી વધુ તો મૂંગી - જીભવાળી મૂંગી
એને ચૂપ રહેવાનું શીખવ્યું છે
બધું સહેજે, કાંઈ કહીશ નહીં
એના મૂંગાપણાને મહાનતાની ચૂંદડી ઓઢાડી છે

હિન્દુસ્તાનની દરેક છોકરી મૂંગી છે... એટલે જ...
સીને સંસ્કૃતિના આવરણમાં દગો નહીં જોઈએ
જૂઠી આધુનિકતાની ફરેબી સમાનતા નહીં જોઈએ
સુંવાળા શબ્દોમાં લપેટેલું અપમાન નહીં જોઈએ
તત્ત્વહીન ચૈતન્યવિહોણા રિવાજોની શૃંખલાઓ નહીં જોઈએ
એને પોતાની ખુશીઓ દાનમાં નથી જોઈતી
એને પોતાનો હક ભિક્ષામાં નથી જોઈતો
એને પોતાને માટે પોતાનો અધિકાર જોઈએ છે
સામાજિક અધિકાર, આર્થિક અધિકાર, ધાર્મિક અધિકાર
મનુષ્યની જેમ જીવવાનો અધિકાર
કોણ આવો વીર છે જે એને આ અધિકાર આપશે ?
અને કોઈ આપે એટલે થોડો આ અધિકાર મળી જાય છે ?
હવે તો પૃથ્વીની પુત્રીએ સ્વયં જાગવું પડશે
જ્વલંત દીપશિખાની જેમ ચમકવું પડશે
નહિ તો, હજુંય જાણે કેટલી રૂપકુંવરીઓને બાળી નાખશે
અમને બાળીને નૃશંસ ખૂનીઓ ઉત્સવ ઊજવશે
એમની ગગનભેદી ચીસોને ભજનના સૂરોમાં ઢાળશે
એમની ચિતાની ભસ્મનું ચંદન બનાવશે
અને એમનાં હાડકાંથી મંદિર રચાવશે
તો શું હિન્દુસ્તાનની દરેક છોકરી સાવકી જ રહેશે ?
હવે સ્રી-પુરુષોએ વિચારવાનો વખત આવ્યો છે
સ્રીના શોષણનું હું તો નિમિત્ત નથી ને ?
મેં ક્યારે એનું કોઈ પણ પ્રકારે અપમાન તો નથી કર્યું ને ?
કારણકે જે પણ સ્રીના દમનનું સાધન બને છે
તે રૂપકુંવરના હત્યારાઓનો સગો છે
જો રૂપકુંવરના ખૂનીઓની આથી ન્યાત વધશે
તો હિન્દુસ્તાનની દરેક છોકરી સાવકી જ મરશે...
એક બીજી પણ ન્યાત છે,
કૃષ્ણની - કૃષ્ણનો કબીલો -
ભરી સભામાં દ્રૌપદીના ચીર પૂરનારની
નિઃસહાય સ્રીની ખુદ ઢાલ બનનારાઓ–

–કૃપાળુ કૃષ્ણની ન્યાત–
જેણે પણ સ્ત્રીની તરફ સાચી મદદનો હાથ લંબાવ્યો
તે થઈ ગયો સગો કૃષ્ણનો
જો સ્ત્રી ઊઠીને પોતાની મદદ કરે
તે સાક્ષાત કૃષ્ણની પ્રતિનિધિ છે
હવે વિચારવાનું છે–
આપણે કઈ ન્યાતમાં રહેવું છે–
ક્યાં સુધી આ સાવકુ ચાલુ રાખવું છે–
બાકી હજુય હિન્દુસ્તાનની દરેક છોકરી સાવકી છે...

## નગ્ન સત્ય !

□ વિશનજી દેવરાજ

શહેરના રાજમાર્ગે પર
એક
અર્ધનગ્ન સ્ત્રી
કશુંક શોધતી ફરે છે.

સામે મળે
એને એ
"દીકરા, મારા દીકરા !"
કહીને બાઝી પડે છે.

"અરે ગાંડી
હું તારો દીકરો નથી
હું તો
ફલાણો છું, ઢીંકણો છું"

એમ બરાડી
એની પકડમાંથી છૂટેલા
નગરવાસીઓ
દૂર જઈ
પાછા વળીને જુએ છે
તો
એની ખુલ્લી પીઠ પર
લખેલું હોય છે
"સભ્યતા" !

## છાલક

'છાલક' બાબુભાઈ પટેલનો ત્રીજો ગઝલ સંગ્રહ. આ પહેલાનાં સંગ્રહો 'સ્વપ્નોત્સવ' અને 'મોસમ'. ૧૯મી સદીમાં આપણા સાહિત્યમાં ગઝલપ્રવેશ થયા પછીના દોઢસો વર્ષના ગાળામાં આ કાવ્યસ્વરૂપે ઘણું ગજું કાઢ્યું છે અને જમાને જમાને ઉત્તમ ગઝલકારોએ ગઝલના સ્વરૂપની નવીનવી દિશાઓ ને નવી નવી શક્યતાઓ તલાશી છે અને ગઝલે સનમ ને સાકી, સુરા અને સુંદરીથી શરૂ કરીને શૂન્યતા, એકલતા, મરણ ઈત્યાદિનો પ્રવાસ ખેડીને જીવનના અનેકાનેક ભાવ-સંવેદનોને ઝીલ્યાં છે અને ગીત-ગઝલ, સૉનેટ-ગઝલ, ગઝલમાં ગીતા વગેરે વિવિધ પ્રયોગો પણ થયા છે. ગઝલનું સ્વરૂપ કવિઓમાં ને ભાવકોમાં અતિપ્રિય રહ્યું છે, એટલું જ નહીં, સંગીતકારો ને ગાયકોને પણ આ સ્વરૂપની માયા ઓછી નથી.

કાવ્યકલા હોય કે કોઈ પણ કલા હોય, સામાન્ય રીતે તે તે કલાના સુજ્ઞ ભાવક એ વધુ માણી શકે. બાબુભાઈની ગઝલો સામાન્ય ભાવક પણ માણી શકે એવી સરળતા ધરાવે છે એ એની નોંધપાત્ર વિશેષતા છે :

"વિશ્વાસથી મેં જ્યારે રમત આદરી હતી;
હાર્યો છું ત્યાં, જ્યાં જીતવાની ખાતરી હતી."

□

"તે દિવસ હું સાવ ખાલી થઈ ગયો;
મુઠ્ઠીઓ ખોલ્યા પછીની વાત છે."

નવીન કલ્પન અહીં દૃશ્યાત્મક મનોહારિતા પ્રગટાવે છે :

"સ્પર્શને આકાર જેવું હોય તો;
ફૂલની ખુશ્બૂનો પડછાયો પડે."

□

"રાત અચાનક પડખું બદલે
બેઠો થાય સફાળો સૂરજ."

આસપાસનું માનવ જગત કેવું છે તે આ બે પંક્તિમાં એટલી જ ચિત્રાત્મકતાથી ઊપસે છે :

"છબછબિયાં કરનારા લોકો;
દરિયાનાં ઊંડાણો નાગે."

પ્રસ્તુત સંગ્રહને ચીનુ મોદી અને રમેશ પારેખની પ્રસ્તાવના પણ મળી છે. જે આ કવિને સમજવા - માણવામાં ઉપકારક થાય છે.

–જયા મહેતા

[બાબુભાઈ પટેલ : 'છાલક'. પ્ર. આ. - ૧૯૯૧, નવભારત પ્રકાશન મંદિર, અમદાવાદ. પૃ. ૧૩૨, મૂલ્ય રૂ. ૫૦/-]

## ક્યાંક કશુંક □ નીના રામૈયા

ક્યાંક કશુંક ભૂંજાતું બાફ થઈને
ઘાસલેટ સાથે રવાના થતું ક્યાંક
કોઈ ખૂણે છાપામાં દેખાતું કે
રહેતું વણનોંધાયેલું ખૂણે-ખાંચે
ક્યાંક કશુંક ટૂંકું થતું આવે છે
એક દોરડાના બે છેડે
ક્યાંક કોઈક ઘરમાં કે
ઝાડની છાયામાં
ક્યાંક કશુંક
ભફાંગ કરતું
જઈ પડતું
કૂવાની લીલ-શેવાળ વચ્ચે
પરપોટા થઈને વિરમતું
ક્યાંક કશુંક બળબળતું
કશું રડરડ-તું ક્યાંક
છાને ખૂણે
ફફડતું ક્યાંક કશુંક
પડતું ઠેબા ખાતું
જીવતું મરવા વાંકે
વગર વાંકે મરતું
ક્યાંક કશુંક સ્ત્રી જેવું
વાદળ ને વરસાદ જેવું
ધરતી ને ઘાસ જેવું
શબ્દ જેવું ને શબ્દના અર્થ જેવું
કર્તા, કર્મ ને ક્રિયાપદ જેવું સ-
ળંગ સૂત્રબદ્ધ કવન જેવું ઊગી આવે
તેની ક્યાં સુધી રાહ જોવાની
ઊગી આવે તેવું ક્યાંક કશુંક સ્ત્રી જેવું
પૂર્ણ એક જીવન જેવું

## દોસ્તી એટલે
□ નીના રામૈયા

દોસ્તી એટલે
ડૂબતાં રહેવું
દરિયામાં
બેસુમાર
આનંદના
કે પછી
જોયા કરવું
બેવકૂફની જેમ
ક્ષણે ક્ષણે
તૂટતી છૂટતી
વછૂટતી
સીંદરીના
અવળાસવળા
વળને

# ઓચ્છવલાલનું આત્મજ્ઞાન □ હરિહર જોષી

[ઓચ્છવલાલ ખુરશીમાં વિચારમગ્ન બેઠા છે. અચાનક નાકના ફોયણામાંથી એક લાંબો વાળ કાઢી ચપટી વચ્ચે રાખી જોયા કરે છે]

(ઓચ્છવલાલ સ્વગત :)

હે મારા નાસિકાના વાળ !
તું ઊગ્યો નાકમાં
મનમાં જેમ વિચાર ઊગે
    (ગાય છે)

વિચાર ઊગે તો ઝીણું કાંતીએ રે ભેરુવા
વાળના ઊગે શું રાંધીએ રે !
વિચાર ઊગે, વણાય લાંબી ચાદરો
વાળને હણે ન પમાય ક્યાંય આદરો
વાળને હણે ન મપાય ક્યાંય આદરો

અમે કબીરજીના વંશજ
ચાદરો વણવી અમારો વડીલોપાર્જિત વ્યવસાય
પણ વાત એટલી જ કે
હાથની ચપટીમાં ખેંચાઈ આવેલા સ્થાનચ્યુત વાળ
જેટલા આદરની એષણા વમળાય
વમળાય એ તો સમજ્યા ભઈ પણ આ ઝીણુકેરો
વાળ કેય કે, અમારા માટે કશુંક રચો ઓચ્છવલાલ !
(પ્રશ્નાર્થ થઈ ચપટી વચાળ ઊભેલ વાળને જોતા ઓચ્છવલાલ :)

તારામાંથી શું નિપજાવું ?
તું ઊગ્યો એ પહેલાંની ઉગેલ આ નાસિકા કે, જેની સમસ્ત લંબાઈ પર
અમારાં કુળ એકોતેરની આબરુ ટીંગાડેલા પહેરણની જેમ ટકી રહી
એની પ્રશસ્તિય રચી શક્યા નથી અમે
અને તું ચાંચડના પગ જેટલું ક્ષુદ્ર જંતુ આત્મસ્તુતિ જ્વરથી પીડાય
છે ?
હવે, તું દાઢીમાં પ્રથિતયશ ટાગોર અથવા
નર્યા જિપ્સી જેવા મકબુલ ફિદાહુસેન તણા

સ્હેરે લ્હેરાતો, ફરફર થઈ હોત રમતો
સજાવી પંપાળી સતત કરતે લાડ તુજને
ઉન્મૂલિત આજે, અવશ કરમાં શ્મીલ નયને!
હે મિત્ર!
હવે જ્યારે ઊગી, ઊગીને તું ઓચ્છવલાલના નાકનો વાળ થઈ
ઊગ્યો છે તો, શોક ન કર!

લાકડાને વ્હેરતી કરવતની જેમ કશાક વિચારો અમને વ્હેરે
પછી કવિતા તો ઠીક, કાગળ પર વિચારોનું ભૂસુંય ન પડે
એ ક્ષણો અમારે માટે કેવી હશે?
જવાબ આપ!
માટે જ કહું છું, તું જે નથી થઈ શક્યો એનો શોક ન કર
પણ જે થઈ શક્યો છે એના ગૌરવના ગુલદસ્તાની ખુશ્બૂ મહેસૂસ કર
ઓચ્છવના હાથની ચપટી વચ્ચે ખેંચાઈને ખરી પડવું
એ જ મોક્ષપદપ્રાપ્તિનો સાચો રસ્તો છે મિત્ર!

એ ન ભૂલતો;
ચાંચડના પગ જેટલો તોય તું
ઓચ્છવલાલના નાકનો વાળ છે!

□ સુરેશ દલાલ

'પડયું પાનું નિભાવી લે',
સમાધાનની પરંપરા પર
તારી સેજ બિછાવી લે.

આ લાંબી લાંબી રાત
અને આ 'મન વિનાનું મ્હાલવાનું'
આ જીવ વિનાની વાત,
અને આ 'ચિત્ત વિનાનું ચાલવાનું'
દુનિયા ખાતર તારી દુનિયા
મનથી તું મિટાવી લે
'પડયું પાનું નિભાવી લે'.

જાણું છું કે બોલવા જેટલું
જીવવાનું કંઈ સ્હેલું નથી
માટીમાંથી રાખ થવાનું
રમવા જેવો ખેલ નથી.
અંધારને અપનાવીને
અજવાળાં ઓલાવી લે
'પડયું પાનું નિભાવી લે'.
(ક્લેવન પરથી કાવ્ય)

## કેમ લખવી કવિતા ? □ ભાનુપ્રસાદ પંડ્યા

મિત્રો, તમે કહો કે
લખી આપો કવિતા,
પણ કેમ લખાય કવિતા ?
કશુંક લખવા જાઉં ત્યાં
શબ્દે શબ્દે ચંપાય પલિતા !
છતાંય...
હું ગોરંભાના આષાઢનું ગીત આરંભું...
ગરજતા મેઘનું કલ્પન આલેખવા જાઉં...
ત્યાં અચાનક સંભળાય ક્યાંક બૉમ્બવિસ્ફોટ !
લાગે કલમને ચોટ...
ધુંવાધાર સ્ટેનગનોના અવાજોમાં
દબાઈ જાય છે મારા કાવ્યની
ગ્રામનારીનાં વર્ષાગીત !
ઋતુઓ પણ લાગે છે હવે ભયભીત !
વાસંતી મિજાજને ઓળખાવવા મથું-
કેવાં એનાં ફૂલ અને કેવી એની સુગંધ...
આસપાસમાં જે ધસી આવે બારુદની ગંધ,
એકાએક આંખ થતી બંધ !
નાના હતા ત્યારે રમત રમતા :
સાત-આઠ સાંઠીકા ધૂળમાં હારબંધ ખોડીને
એને દૂરથી કાંકરીથી આંટી દેતા,
એ નિર્દોષ વિજેતાને શાબાશી દેતા - હસતા !
પણ અહીં તો જબરદસ્તીથી બસમાંથી
બાહાર ખેંચી કઢાયેલી આઠ-દસ થથરતી
કાયાઓનાં ઢીમ ઢળીને પડછાયા થઈ જાય પલાયન !
સનનન... સન્ન... ગન... ગન... ગન !
વસંતનાં ખીલેલાં ફૂલમાં પણ
ભાસે તણખા ઉડાડતી અગન !
પેલો ગુલમ્હોર...

શું રક્તથી કરી રહ્યો અંઘોળ ?
શિયાળાને સીમાડે તાપણાં પાસે
બુકાની બાંધેલા કિસાનોના ભોળા ચહેરાઓને
કાવ્યમાં ઉપસાવી રહું.. ને..
અનેક કરડા બુકાની બાંધેલા ચહેરા
ચોપાસ ઉભરાતા જોઉં... ઘાલતા ઘેરા !
સરહદ-સીમ અને નદી-નવાણ...
ઠેરઠેર ફૂટયાં શું લાલ જળનાં સરવાણ ?
ક્યારેક લાગે કે આ કલમમાંથી
ઊતરતી શાહી પણ કાં થઈ જાય લોહીલુહાણ ?!
હું ઝંખી રહું...
શું નુપુર ઝંકારતી સોળ વરસની કન્યા
બહારથી મારા ગામમાં મધરાતે એકલી
સલામત ઘેર પાછી આવી શકે
એવા દિવસો નહિ આવે ?
મારા દેશનો કિસાન બેધડક
એની સીમમાં રાત્રે નહિ
ગૂંજ્યાં કરે હરિભક્તિનાં ગાન ?
મારે નિષ્કંપ હૈયે ગુરુદ્વારામાં જઈને
મસ્તક ટેકવી નમવું સાષ્ટાંગ,
મસ્જિદમાંથી સાંભળવી
મુલ્લાની નિર્ભય બાંગ,
દેવળમાં જઈને કરવી ચૂપચાપ ક્ષમાયાચના,
ગૂંજતી ઝાલરો વચ્ચે મંદિરમાં કરવી પ્રાર્થના...
અને ઘરને ખૂણે વિશ્રાંત હૃદયે લખવી કવિતા !
શાંત ઉપવનમાં બરુની કલમથી
રામાયણ લખનારા, હે કરુણામૂર્તિ વાલ્મીકિ !
શ્રીગણેશને મહાભારત સાતત્યથી લખાવનારા
હે વિશાળબુદ્ધિ વેદવ્યાસ !
આપો કંઈક ઉજાસ,
વંદી રહું વહાવતો નયનસરિતા...
કહેશો, કેમ લખવી કવિતા ?

## કાવ્યનો પથ □ સુરેશ દલાલ

**મનને**

ઘણુંય કહીએ પાછું વળવા મનને
પણ ક્યાં સાંભળવું છે એ દુરિજનને !
જરા લપસણીમાં જઈ બેસે
ગલીઓમાં અંધારી પેસે
હઠનો પકડી હાથ ફરે છે, અવગણતું અનુભવને !
વારો તો વીફરી બેસે છે
પોતાને જ પીડે રહેંસે છે
અવગુણ આપતણા દુઃખે ને દોષ દિયે ગુણીજનને !
જાવાનું ત્યાં જવા ન ચાહે
નહિ જવાના ધસતું રાહે
વાર્યું ન વળે, ને હાર્યું પણ, – શું કહેવું અણઘડને !

–જયન્ત પાઠક

સ્વામી ચિન્મયાનંદે એક વખત એક સરસ ઉદાહરણ આપ્યું. આપણે આપણા મનને ખૂબ વિચિત્ર રીતે, આપણને પણ ખબર ન પડે એમ વશ થઈએ છીએ. મન આપણું છે, તો ખુદ મન આપણી પાછળ ભટકે એવું હોવું જોઈએ, એને બદલે આપણે મનની પાછળ ભટકીએ છીએ. આપણે કૂતરો પાળીએ અને એ કૂતરો આપણી પાછળપાછળ ચાલે એ બરાબર છે, પણ આપણે જ્યારે કૂતરાની પાછળપાછળ ચાલીએ તો એ વિચિત્ર છે. આપણો ને મનનો સંબંધ પણ કંઈક આવો છે. કવિએ મનને દુર્જન કહ્યું છે. જ્યાં જવાની ના પાડીએ, ત્યાં મન જાય. જાય એ તો ઠીક, પણ પાછું વળવા સમજાવીએ તો એ હઠીલુ થઈને વર્તે. એને સ્થિર થવામાં રસ નથી, એને લપસવામાં રસ છે; એને અજવાળામાં રસ નથી, અંધકાર જ એને માફક આવી ગયો છે. અનુભવે પણ એ બદલાય એવું નથી. હઠનો હાથ પકડે એને બદલે જો અનુભવની આંગળી પકડે તો એનો ઉદ્ધાર થઈ જાય. પણ માનવા જેવું માને તો એ મન શાનું ? કહીએ એનાથી ઊલટું જ કરે. શ્રીમંતના ઉદ્ધત સંતાન જેવું મન, વારવા જઈએ તો વીફરી બેસે. માત્ર બીજાને નહિ, પણ પોતાને પણ પીડયા કરે. પોતાના જ અવગુણને કારણે એ દુઃખી થાય, પણ પોતાના અવગુણને સ્વીકારે નહિ ને દુઃખનો દોષ બીજા પર ઢોળે. મન કદી સમજાવ્યું સમજતું નથી. જાણીતા શ્લોકની પંક્તિ યાદ આવે છે. ધર્મને જાણે છે છતાં એમાં પ્રવૃત્ત થતું નથી અને અધર્મમાંથી નિવૃત્ત થતું નથી. એ વાર્યું વળતું નથી કે હાર્યું પણ વળતું નથી. આવા અણઘડ મનને કહેવું પણ શું ! ગીતાકારે તો એક પંક્તિમાં, ફ્રોઈડની પહેલાં સદીઓ અગાઉ કહી દીધું કે મન જ આપણાં બંધનમોક્ષનું કારણ છે.

□ બાલુભાઇ પટેલ

સીમને રગદોળે ખેતરનો અજંપો;
ગામને ઘેરી વળે ઘરનો અજંપો.

મન સુધી પણ પ્હોંચવાની શી જરૂરત;
આંખમાં સળગે છે અંતરનો અજંપો.

ફૂટતા ઝરણાને ક્યાં રોકી શકે છે;
કાળમીંઢ પર્વત કે પથ્થરનો અજંપો;

પશ્ચિમી પીડાઓ પજવે પૂર્વને પણ;
કોતરે દક્ષિણને ઉત્તરનો અજંપો.

'બાલુ' આજે જીવવું પણ દંભ ગણજે;
આ તે જીવન છે કે જીવતરનો અજંપો.

□ બાલુભાઇ પટેલ

એકમાંથી એકને તું બાદ કર;
શૂન્યના ઘરને ફરી આબાદ કર.

ક્ષણને માટે લડ, સમય માટે નહીં;
એક ક્ષણ માટે સદી બરબાદ કર.

કોણ છે તું ખ્યાલ આવે છે તને;
ક્યારે તું ખુદને મળ્યો'તો યાદ કર.

ફૂંક મારીને બુઝાવી દે દીવો;
ને પવનનું નામ દૈ ફરિયાદ કર.

'બાલુ' ખોલી દે સમજનું પીંજરું;
તારી ઇચ્છાઓને તું આઝાદ કર.

## કાવ્યનો પથ ☐ સુરેશ દલાલ

'અનિત્ય નિવારીએ'

ભયથી શાને ફફડી ઊઠીએ : નિર્ભયને નિખારીએ

મોસમ આવે જાય છતાંયે
વૃક્ષ કદી નહીં વાંકું પાડે,
સૂરજચંદર આવે જાય
દિવસેરાને રાતેદહાડે.
પળ પળ પલટાય વાદળનાં દળ,
પણ આભ ઉપર ઓવારીએ,
અનિત્ય નિવારીએ.
વ્હેણ નદીનાં ભલે વહે,
પણ કાંઠાઓ તો સ્થિર રહે;
શ્વાસ તો આવેજાય છતાંયે,
અહીં સનાતન સમીર વહે,
વાણી ને આ મૌનની વચ્ચે,
પ્રેમ હૃદયમાં ધારીએ,
અનિત્ય નિવારીએ.

પ્રથમ પંક્તિ લોકગીતની છે. બાકીનું રચનાકર્મ આ લેખ લખનારનું છે. માણસજાત હંમેશાં ચિંતામાં કંતાતી હોય છે. આ ચિંતા તે આવતી કાલની ચિંતા. "કાલ કોણે દીઠી છે રે" એવું આપણે જાણીએ છીએ છતાં પણ આવતી કાલની કલ્પિત ચિંતામાં ભયથી ફફડતા હોઈએ છીએ. કવિ દયારામના એક પદનો ઉપાડ યાદ આવે છે : 'ચિત્ત તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે.' જે અનિત્ય છે, જે અનિશ્ચિત છે એની આપણે નિશ્ચિંતપણે ચિંતા શું કામ કરીએ. માણસ પોતાને કે અન્યને જો કોઈ દાન આપી શકે તેમ હોય તો તે અભયદાન છે અને આનાથી શ્રેષ્ઠ દાન કોઈ નથી.

મૂળિયાં ઊંડાં નાખીને ઊભેલું વૃક્ષ કોઈ દિવસ કાલે કઈ મોસમ આવશે એની ચિંતામાં કરમાતું નથી. અનેક મોસમના અનુભવ લે છે છતાં એ ત્યાંનું ત્યાં 'આસન સે મત ડોલ' એમ સ્થિર ઊભું હોય છે. સૂરજ-ચંદ્ર આવે કે જાય, વાદળનાં દળ પળેપળે પલટાય છતાં પણ આકાશ પોતાનો ગુણધર્મ ત્યજતું નથી. નદીનાં વહેણ વહે કે થીજી જાય પણ કાંઠાઓ તો સ્વસ્થ અને સ્થિર છે. શ્વાસની આવનજાવન થતી રહે પણ પવન સનાતન છે. સાચો પ્રેમ પણ મોસમ પ્રમાણે પલટાતો નથી હોતો. આ પ્રેમ પણ વાણી અને મૌનની વચ્ચે હૃદયમાં ધર્મની જેમ ધારણ કરેલો જ રહે છે.




શ્યામ સાધુ

□ સુરેશ દલાલ

'નહીં બોલ્યામાં નવ ગુણ'
મૌન કમળની પડખે ભમરો
ગુંજ્યા કરતો ગુન ગુન ગુન.

શબ્દોને તો અર્થ હોય છે,
હોય અર્થને સીમા
અર્થઘટનનો અર્થ નથી,
જ્યાં મૌનને હોય ગરિમા
કબીરની જેમ મૂંગા મૂંગા
તું તારી ચદરિયા બુન
'નહીં બોલ્યામાં નવ ગુણ.'

'બોલે તેનાં વેચાય બોર'
એ વાત પણ સાચી હોય,
જેની જીભમાં ઝાઝું જોર
એની સમજણ પણ કાચી હોય
શબ્દોને પણ માણસ જેવા
સત્ત્વ, રજસ્ ને તમસ ગુણ
'નહીં બોલ્યામાં નવ ગુણ.'

(કહેવત પરથી કાવ્ય)

□ સુરેશ દલાલ

'પડશે એવા દેવાશે',
ચિંતાકોર્યું મન
પછીથી એક ઝાટકે ટેવાશે.

પ્હાડ ઢળે તો પ્હાડ.
ને વીજ પડે તો વીજ,
એવું પણ થઈ શકે
કે નભમાં ઊગે આછી બીજ;
પૂનમ હશે કે અમાસ હશે,
પણ તેજતિમિર કૈં રેલાશે,
'પડશે એવા દેવાશે'

થઈ થઈને શું થાય,
બીકને નજીક નહીં હું રાખું,
જે ફળ ટપક્યું નથી
એના સ્વાદને શાને ચાખું
કાંટા ફૂલને ભલે ચીરે
પણ ફોરમ હશે તો ફેલાશે,
'પડશે એવા દેવાશે.'

(કહેવત પરથી કાવ્ય)

□ કિશોર શાહ

ઘોમ ધખતા ઉનાળામાં
ગાયો સાંજે
તડકો ચરીને પાછી વળે છે.

# THREE POEMS □ **DHIRU PARIKH** □ **Tr. NITA RAMAIYA**

## 1.

A Cockroach,
Its antenna flickering : a lizard
Doting behind, motionless

● ● ●

A Squirrel
Climbing up a tree :
A bull-dog watching.

● ● ●

Old leaves
Of a calendar, pointing
To the New Year.

## 2. SO CLOSE TO EACH OTHER

These two wooden chairs are placed so close to each other ?
The meeting is already over.
The person sitting next to me...
But we didn't even call each other then.

Are the chairs really made of wood ?
The tree - the whole of its being –
Carries the water of the earth amply
Right from the roots to the leaves - flowers - fruits.
Does anyone observe that ?
Does anyone hear it say anything ?

But in those wooden chairs
We were sitting so close to each other,
Alas, we didn't even speak a little to each other...
And
The meeting is already over ?

## 3. AT NIGHT

At night when
I do not get sleep
The limpid moments and clumsy shapes of
Number ONE come rolling
To me like marbles,
Dust-covered as I am, I rush out of the gate of my school
Struggling hard to free myself from the heated hittings of
School-bags and dash into this bed-room,
The dreamy eyes are brimming over with the embarrassment of my tender heart,
One can knock water out of a rock, such is the strength of
Uproarious youth which sounds and resounds
In each and every limb of my body at this time...
How every bliss is at my arm's length ! Happiness, prosperity, heaven !

The breeze from the ocean of joy blows
Across my room and fills it to the fullest;
Like the Creator Himself, with my eyes open in my bed I am floating
And dying at the very next moment again
Whenmy eyes are closed...
Memory, the creeper of eternity, comes clinging to me
Whereas I distance myself from it with my strategical gait;
The state of my mind, O brother, is such that the moment
The eyelids open I inflate my chest : Tut, I'll survive without memory !
And that's how the day gets over.
Oh no; it is the ditch of forgetfulness that I jump over !
Again, at night when...
It seems then :
The very moments of reminiscences are the moments of life itself.

લઘુ કાવ્ય □ દિનેશ દેસાઈ

મારી વેદનાને
જગ સમજી નહીં શકે !
અશ્રુ વહે જવાની
ઘટના વ્યર્થ છે -

## ચીલા પર તેઓ ચાલે

□ સર્વેશ્વરદયાલ સકસેના □ સુશી દલાલ

(હિન્દી)

ચીલા પર તેઓ ચાલે જેમના
ચરણ દુર્બળ અને હારેલા છે,
અમને તો જે અમારી યાત્રાથી બનેલા
અનિર્મિત પંથ વહાલા છે.

સાક્ષી હોય રસ્તો રોકીને ઊભેલો
પીળા વાંસનાં ઝુંડ,
એનામાં ગાથ છે જે હવા
એનાથી લપેટાયેલાં સપનાં અમારાં છે.

બાકી જે કાંઈ છે-
વક્ષ ખોલીને ડોલે અમરાઈઓ,
ગર્વથી આકાશ રોકીને ઊભાં
તાડનાં આ ઝાડ,
હાલતી ક્ષિતિજની ઝાલરો;
ઝૂમતી દરેક ડાળ પર બેઠેલી
ફૂલોથી મારતી
ખિલખિલાટ કરતી ચંચળ અલ્લડ હવા;
ગાયક મંડળીની જેમ કંપતા ગગનમાં મેઘ,
વાદ્ય યંત્રોની જેમ પડેલી ટેકરી,
નદી બનવાની પ્રતીક્ષામાં, કયાંક નીચે
શુષ્ક નાળામાં નાચતું એક ચમકતું જળ,
બધા, દૃઢ થઈ રહ્યો છે કયાંક જે વિશ્વાસ
જે સંકલ્પ અમારામાં
બસ એના જ આધારે છીએ.

ચીલા પર તેઓ ચાલે
ચરણ દુર્બળ અને હારેલા છે,
અમને તો જે અમારી યાત્રાથી
અનિર્મિત પંથ વહાલા છે

## રૂપનો આ તડકો

□ સર્વેશ્વરદયાલ સકસેના □ સુશી દલાલ

(હિન્દી)
રૂપનો આ તડકો !
ઝૂકી રહ્યું છે આકાશ
ખોલીને કેશકલાપ ઊંચ વૃક્ષોનો,
પાછળ ચૂપ પડ્યું છે તળાવ
તંદ્રામાં સુપ્ત ધ્રૂજતો પડખાં બદલતો
સુખદ સામીપ્યથી બેહાલ !

પ્રેમ શું છે ?
પૂછે છે હવા
અચકાતી, અટકતી, ફરીફરીને વારંવાર ભટકયા કરતી,
દૃષ્ટિ ઊડી જાય છે પક્ષીની જેમ દૂર,
કમલની આંખ મીંચાઈ જાય છે.
અધર લહેરોના ધ્રૂજતા
નિ:શબ્દ ખુલતા, બંધ થતા,
મૌન... મૌન !

ગરમ ચાદર જેવો
ઢાંકતો શરીરને,
નહીં મનને,
નહીં સંપૂર્ણ જીવનને
રૂપનો આ તડકો !

□ મનોજ રામાનુજ

આપીને ભૂલી જવું ભૂલી જવાની છે મજા
ખીલીને ખૂલી જવું ખીલી જવાની છે મજા

આવી અને બેસી અને ટહુકો કરી ઊડી જવું
ક્ષણ બે ક્ષણ ડાળ પર ઝૂલી જવાની છે મજા.

## બે અક્ષર આનન્દના □ જયન્ત પાઠક

'બે અક્ષર આનન્દના'ના નાનકડા નિવેદનમાં જયંત પાઠકે બહુ જ સરળપણે કવિતા વિશે એક મહત્ત્વની વાત કહી દીધી છે કે "હું બોલું ને બધું માની લે એવા રસિકો ભોળા છે એમ હું માનતો નથી, ને એવા રસિકો માટે કદાચ આ કવિતા પણ નથી." કવિતા કે કોઈ પણ કલા સુજ્ઞ ભાવક માટે હોય છે એમ અહીં સૂચિત થાય છે. આ વાત ભાવકપક્ષે, તો કવિપક્ષે કેવળ આનંદની જ વાતનું એમણે પ્રતિપાદન કર્યું છે.

એસ.એન.ડી.ટી. વિમેન્સ યુનિવર્સિટીનાં અન્ય સર્વ પ્રકાશનોની જેમ આ સંગ્રહ પણ આંતરબાહ્ય સુઘડતા સાથે પ્રગટ થાય છે; છેલ્લાં થોડાંક જ વર્ષોમાંયે આ યુનિવર્સિટીના ગુજરાતી વિભાગ તરફથી સુરેશભાઈ દલાલે જે ગુણવત્તા, વિવિધતા અને સંખ્યાત્મક વૈપુલ્યથી ઉત્કૃષ્ટ પ્રકાશનો કર્યાં છે, તેનો જોટો ભારતમાં તો ક્યાંય કોઈ વ્યક્તિ કે સંસ્થારૂપે પણ નહીં જડે, એવું કહેવાય છે તે અતિશયોક્તિ નથી.

જયન્તભાઈનો આ સંગ્રહ વાંચતાં એવી પ્રતીતિ થાય છે કે આપણે પરિપક્વતાની પડખે બેઠાં છીએ. અહીં આવેશ નથી, ઉપદેશ નથી, જાત સાથેની વાત અને ભાવની અભિવ્યક્તિમાં પ્રૌઢી અનુભવાય છે, રમેશ પારેખ, ઉદયન ઠક્કર ઈત્યાદિની કવિતા વાંચીએ ત્યારે એમ થાય કે એની ઉમ્મર સોળ વર્ષની છે, જયન્તભાઈની કવિતાની ઉમ્મર પચાસ વર્ષની અનુભવસમૃદ્ધિની પ્રતીતિ કરાવે છે. જીવનના સમવિષમ અનેક અનુભવો પછી જ જે પરિપક્વતા આવે છે તે અનુભવાય છે, પણ કવિએ એ સમવિષમ અનુભવોને ઉપસાવ્યા નથી. જીવનના 'આનંદના બે અક્ષર' પાડવાનું જ એમનું લક્ષ્ય રહ્યું છે, ક્યાંક વાર્ધક્યની વેદના છે, તો ક્યાંક 'ચોતરફ મૃગજળ' છે એની વ્યથા પણ નથી એમ નહીં. આખી નદી તરી આવ્યા પછી કિનારે ઊભા રહીને વર્ણન કરતા હોય એમ કેવી કેવી થપાટો ખાધી, કેવાં કેવાં મોજાંના પડકાર ઝીલ્યા, કેવાં વિસ્મયો, કેવા ભય, કેવી વેદના અનુભવ્યાં- ને એ બધાંથી પાર કેમ ઉતરાય, આ બધાંથી પર કેમ થવાય એની મથામણ જેવી અભિવ્યક્તિ છે.

અહીં કવિતાનું વસ્તુ પણ ત્રણ વિભાગમાં વહેંચાઈ જાય છે. પરમાત્મા, પ્રકૃતિ અને જીવન. પરમાત્માલક્ષી કાવ્યો અમુક અંશે મધ્યકાલીન ભાવાભિવ્યક્તિ સાથે અનુસંધાન સાધે છે એટલું જ નહીં, કે કદાચ એટલે જ મધ્યકાલીન કવિઓની પંક્તિઓ સામ્યવિરોધે વણાઈ જાય છે. 'સંસારે ના સરસીજી (સંસાર શું સરસો રહે ને મંન મારી પાસ), 'કેમ પગલું હું નિદ્રામાં મૂકું ! (નિશ્રેના મહેલમાં), અભિનવો આનંદ કેમ રે પમાય (આજ મારે અભિનવો આનંદ....), રવિ રવિ કાં રટે, રજની રટણાથી ને મટે ? (રવિ રવિ કરતાં રજની ના મટે), પાણીમાં માછલી તરસે મરે ને (પાનીમેં મીન પિયાસી).... પણ આ કવિતામાં આટલું જ નથી. કવિની પોતાની ચેતનાની ને અભિવ્યક્તિની રીતિની ઝલક અહીં સરસતાથી પ્રગટી જ છે.

ગુરુજી, તમે માળા આપો તો એવી આપો
કે ફેરવતાં ફરતું મન થીર થાય ઘડી.

અહીં માળાને ફેરવવી ને મનને સ્થિર કરવું ના વિરોધની ચમત્કૃતિ આસ્વાદ્ય છે. વળી આ કવિમન આમ પણ કહે છે :

મારે ક્યાં ગેબી ગહનોમાં ગળવું છે ?
ઊડવું છે, ટહુકા કરવા છે, પળ બે પળ રમવું છે.

આમ છતાં કવિની ઝંખના જુદી છે તેમ વરતાયા વગર રહેતું નથી.

તું તને ક્યારે સાંભળશે ભાઈ ?

પ્રકૃતિકાવ્યોમાં કવિહૃદય શરદપૂનમ, ગ્રીષ્મ, તડકા, પાનપંખી, જીવજંતુ, નદી, શિયાળુ સવાર ઈત્યાદિમાં ફરી આવે છે. પ્રકૃતિ કવિનો પહેલો પ્રેમ છે. ને એટલે જ 'સર્જનની ક્ષણ'ની વાત પણ કવિ પ્રકૃતિમાં જ કલ્પનોથી કરે છે.

મા, ભલાજી, ઘર, વતન, શૃંગાર, કવિ, કવિતા શબ્દ ઈત્યાદિ તો આ કવિના સનાતન વિષયો છે ને તેનાં કાવ્યો અહીં હોય એ સ્વાભાવિક છે. વિષયવસ્તુ કોઈ પણ હોય, રીતિ કોઈ પણ હોય, આ કવિની કવિતાનો શાંત સૂર છે, એમાં હળવાશ છે, ભાષાનો ભાર નથી. વિચાર-ચિંતન છે, પણ એનો બોજો નથી. એક પ્રકારનું રમતિયાળપણું, નિજલીલા આ કવિનો સ્થાયીભાવ છે એવી પ્રતીતિ થયા કરે છે.

જયા મહેતા

(બે અક્ષર આનન્દના, પાઠક જયન્ત, પ્ર.આ. ૧૯૯૨, મૂલ્ય રૂ. ૩૦, શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, પૃ. સંખ્યા ૬૦)

## ડાળખી □ વિશનજી નાગડા

કૈંક સૂરજને શ્વસી ગઈ ડાળખી
છાંયડો થઈને હસી ગઈ ડાળખી

વૃક્ષનું વાત્સલ્ય ને વિસ્તાર થઈ
આંખમાં સહુની વસી ગઈ ડાળખી

ઘર બન્યું આકાશનું અસ્તિત્વ ત્યાં
બારીએથી જ્યાં ધસી ગઈ ડાળખી !

લ્યો સમેટીને વસંતો આ બધી
ફૂલ આપીને ખસી ગઈ ડાળખી

આટલી લીલાશ ને આ શહેરમાં ?
આ ભલા કેવું હસી ગઈ ડાળખી !?

□ સુરેશ દલાલ

"અક્કલ બડી કે ભેંસ ?"'

અમને અહીં કૈં ખબર પડે નહીં
        ખભો મોટો કે ખેસ ?

સૌ સૌનાં છે જુદાં માપ-તોલ :
        અપની પસંદ છે જુદી
અનહદની કોઈ વાત : કોઈને
        લાગી શકે બેહૂદી

કોઈને કાજળ વહાલું લાગે : કોઈને બળીઝળેલી મેશ
અમને અહીં કૈં ખબર પડે નહીં : ખભો મોટો કે ખેસ ?

        પૂછો એટલે પ્રશ્ન થયો
            પણ નહીં પૂછો તો શું ?
        આંખકાન ઉઘાડાં રાખી
            સાંભળશું ને જોશું

સુરેશને પણ ખબર પડે નહીં કે કોણ છે સાચો સુરેશ ?
અમને અહીં કૈં ખબર પડે નહીં : ખભો મોટો કે ખેસ ?

(કલેવર પરથી કાવ્ય)

□ પન્ના નાયક

ના,
હવે
કશું જ નહીં.
માત્ર
સામે અગાધ સાગર
કિનારો છોડતાં
એકાકાર થઈ ગયેલાં પાણીમાં
નાંગરેલી નાવની
છાપ શોધતાં
ગલવાખસ...

□ પન્ના નાયક

વિહ્વળ ચીસ
પતંગિયાની, મૃત
ફૂલોને જોઈ

□ સુરેશ દલાલ

"આમદાની ટોપી મામદાને માથે
ને આમદો ફરે ઉઘાડે માથે."
આમ ગબડતું ગાડું મારું,
દેવું ચૂકવવું ખુદાને હાથે.

આપણી પાસે કાંઇ નથી,
પણ કાંઇ નથી એ ઘણુંઘણું

ઘર ગજવા જેવું ખાલી છે :
ખાલી ઘર છે એ જ ઘરેણું.

હવા, ધુમ્મસ કે તડકાને
કેમ કરીને લેવાં બાથે ?

ચાર્વાક મારો ગુરુ છે,
દેવું કરું પણ પીઉં ઘી;

લેણદારો ભલે જાગતા રહે
હું સુખેથી જાઉં ઊંઘી

શેખચલ્લીનાં સપનાં જોતાં
ઊંઘ મને આવે નિરાંતે.

(કહેવત પરથી કાવ્ય)

□ સુરેશ દલાલ

'ડુંગરા દૂરથી રળિયામણા'
પાસે આવું છું તો ઊંચાઈ ઓગળે
લાગે છે એવા એ વામણા.

પહાડ જેવા પહાડ પણ પોચા નીકળ્યા,
જાણે માટીના લથબથ લોચા નીકળ્યા;
એમની ભીતરનાં ભોંયતળિયાં જોઈએ તો
લાગે છે એવાં બિહામણાં
'ડુંગરા દૂરથી રળિયામણા'

ગોદ જેને આપીએ તે આપે દગો,
અહીંયાં તો કોઈ નથી કોઈનો સગો;
સંબંધ બહારથી રૂપાળા લાગે
કેવળ શબ્દોને કારણ સોહામણા
'ડુંગરા દૂરથી રળિયામણા'

(કહેવત પરથી કાવ્ય)

## ફૂલ ફૂટો કે ન ફૂટો □ સુભાષ મુખોપાધ્યાય □ જયંત પારેખ

ફૂલ ફૂટો કે ન ફૂટો
આજ વસંત.

ફૂટસબંધ ફૂટપાથે
પાણામાં પાય ખોડીને એક સૂકુંઠઠ્ઠ ઝાડ
કૂણાં કૂણાં પાંસળાં ફાડીને હસે છે.

ફૂલ ફૂટો કે ન ફૂટો
આજ વસંત.

તેજની આંખે કાળા દાબડા બાંધીને
પછી ખોલીને
મૃત્યુને ખોળે મનુષ્યને પોઢાડી દઈને
પછી જગાડીને
જે દિવસો રસ્તે થઈને ચાલી ગયા છે
એ તો પાછા ફરતા જ નથી !

શરીરે પીઠી ચોળેલી સાંજે
બેચાર પૈસા રળીને
નકલખોર છોકરો
કોયલ બોલાવતો બોલાવતો જતો હતો
– એનેય સાદ પાડીને લઈ ગયા છે દિવસો.

લાલ શાહીથી છાપેલી પીળી કંકોતરી જેવા
આકાશને માથે ઓઢીને
આ શેરીની એક કાળાકૂબડી કુંવારી છોડી
રેલિંગે છાતી દબાવીને
આવા કંઈ સત્તર વિચાર કરતી'તી–

બરાબર એ જ ઘડીએ
ઊડી આવીને આંખો મીંચી શરીરે બેસી ગયું
ઓ માડી રે ! બળ્યા મોંના અભાગિયા પતંગિયા !

પછી ધડામ કરતો દરવાજો બંધ થવાનો અવાજ
અંધકારમાં મોઢું દાબીને
અમળાતું એ જ ઝાડ હજી પણ હસે છે.

## ક્યારેક □ સીતાકાંત મહાપાત્ર □ સુરેશ દલાલ

(ઉડિયા)

ક્યારેક જો તમે ભૂલી જાઓ તમારા ગામનું નામ
તમારું ઘર, તમારી જિંદગી
તમારી તમામ ગઈ કાલો અને આવતી કાલો
તમને જો એકલવાયાપણું લાગે,
ખોવાયેલા ખોવાયેલા હો,
તો ઉત્તમ રસ્તો એક જ છે
અંધકારને પૂછવાનો
"હું કોણ છું અને ક્યાં જઈ રહ્યો છું ?"

અંધકાર સિવાય
બીજું કોણ વધારે સારી રીતે જાણે છે
પ્રકાશનું સાચ્ચું સરનામું ?

જ્યારે આત્મા બેચેન થઈ ગયો હોય
હૃદય તરસ્યું હોય
આશ્વાસનોથી કંઈ વળતું ન હોય
અને
તમે જાણતા પણ ન હો
કે કોની પાસે તમારો ભાર હળવો કરી શકો.
જ્યારે દેવો, મા-બાપ, મિત્રો, પત્ની
પ્રિયતમા, તમારાં સંતાનો.
પ્રત્યેક જણ તમને દૂરદૂરના લાગે
ત્યારે કદાચ તમને જડી જાય
દૂરદૂરના પ્રદેશમાંથી
અંધકારમાંથી સરતો તરતો આવતો ચંદ્ર
તમારી પડખે રહેવા માટે

હજાર હજાર આજીજીઓ, પ્રાર્થનાઓ,
લવારો કરતાં શબ્દો
જો તમારા હૃદયના ઝીણા ક્રંદનને
કે આત્માના અજંપાને
નીરવ રીતે પણ વ્યક્ત ન કરી શકે
તો મૌનના વિશાળ સુંવાળા હાથને
તમે બધું જ સોંપી દેજો
કારણ કે મૌન સિવાય બીજું સમજશે કોણ
માનવ યાતનાના પ્રલંબ ઈતિહાસને ?

## બે ગીતસૉનિટ □ આનલ જાથા

### (૧)

### એક લાવારિસ હવેલીને જોતાં

સાવરે ઉઘાડફટી હવેલીના દરવાજે લટકે કરોળિયાનું જાળું
ભોણમાંથી રેશમના રેલાની જેમ, કૈંક નીકળતા સાપને હું ભાળું
ભીંત્યુના પોપડા ઉખડી ગયા બધે આડેધડ ઊગી ગયું ઘાસ
કાગડાકબૂતરની ચરક ગંધાય અને કોહવાતા લાકડાની વાસ
તમરાં સિવાય કોઇ બોલતું નથી જાણે ચૂપકીદી વીતકનો વાન
છેટ ફાડી નીકળતું પીપળાનું પાન અરે, ભીંતનેય હોઇ શકે કાન ?
જૂના કમાડની જાહોજલાલીમાં રહી ગયા સિંદૂરના ડાઘ
ઝાડી ને ઝાંખરાં પાછળથી ઘૂરકતો વીતકનો ખાઉંધરો વાઘ
દીવાન બહાદુર બધા પિત્તળના ઠામ ઉપર બની ગયા કોતરેલા નામ
અહીં સમયના પગલૂછણિયા સમા પીળા પાંદડાં ઊડે છે તમામ
તૈલચિત્ર માથે જરીક તડકો પડયો જાણે તિમિરના ખોળે અજવાળું !
વણઝારા વાયરાની ડેલીના નકૂચે ટીંગાતું ફેફસાનું તાળું
તૂટી મેડીના પગથિયાં તડકો ચડે છે જેમ ચડતો એકાંતરિયો તાવ
અહીં પાણીનાં ટીપાંના સમૂહગાન એટલે દરિયો નદી કે તળાવ.

□ પન્ના નાયક

સામાન્ય મનુષ્યની જેમ જ
હું
ખાઉં છું, પીઉં છું
હરુંફરું છું
ને
લખું પણ છું.
આકાશ તારા ને ચંદ્રમા
પાન ફૂલો ને પતંગિયાં
સૌને
નિહાળું છું

પણ
ત્યાં
હું
સામાન્ય મનુષ્ય જ હોઉં છું.
અહીં
કવિતામાં,
માત્ર કવિતામાં જ
વિશ્વના વિસ્મયને જીવતી
હું
કવિ હોઉં છું.

(૨)

હવેલીના પૂજાખંડમાં

રેડભફેડ ગોખલામાં ઠાકોરજી બેઠા છે એગરદમ દીવાની મેશ
ડામરની ગોળી મૂકીને જે સાચવ્યા તે માધવજી સાવ નરમઘેંશ !
વાયુના પર્વત મેં નાક ઉપર ઊંચક્યા તે તમે ટચલી આંગળીએથી ઊંચકો
અરજણિયાને હવે ગમતો નથી તમે ધિંગાણે કહ્યો'તો તે ટૂચકો
પીંછાની સાવરણી બની જતા મોરલાની એટલી કમજોર બની પાંખ
જેમ અગરબત્તીને સાવ છેવાડે સળી ઉપર ટીંગાતી સુખડની રાખ !
મોરપિચ્છ હતાં તે બધા લૂંટી ગયા નથી કળાયેલ મોરલાના નાચ
વાગીશ્વરી લિફ્ટ માગતી ફરે ને ફૂટ્યા ઉંદરની ટૅક્સીના કાચ
તારી ઘરવખરીમાં પંચપાતર, તરભાણું, આચમની, ટોકરી ને છત્તર
દીવાની વાટમાં અવગતિયું રૂ, ઘાવબાઝ્યા રૂમાં છે કૈંક અત્તર
અંધારાની ગોખણપટ્ટી સમા ઘુવડ માફક ઘૂરકતો ગવાક્ષ
માળામાંથી દોરો નીકળી જતા વેરણછેરણ વેરાયા રુદ્રાક્ષ
સમી સાંજના શમિયાણામાં પરણ્યાં તિમિર - ઉજાસ
અમાસ હતી ને પૂનમ થઈ ગઈ પૂનમ હતી તે અમાસ.

## બોજે પથ્થરોનો, વિચારોનો

□ ફિલિપ જેકોતે □ જયા મહેતા

(ફ્રેંચ)

બોજો પથ્થરોનો, વિચારોનો

પર્વત અને સ્વપ્નો
વિષમ સંતુલન

રહીએ છીએ આપણે હજી સુધી બીજા જ સંસારમાં
કદાચ અંતરાલમાં.

## રાતની સહેલ

□ ઑક્તાવિયો પાઝ □ જયા મહેતા

(મેક્સિકન)

રાત પોતાના શરીરમાંથી એક પછી એક પ્રહર કાઢે છે. દરેક
ભિન્ન, દરેક ઓચ્છવી, દ્રાક્ષ, અંજીર, શાંત કાળાશનાં
મીઠાં ટીપાં. ફુવારા : શરીરો. ઉજ્જડ બાગના પથ્થરોમાં હવા
પિયાનો વગાડે છે. લાઇટ હાઉસ પોતાની ગરદન ઊંચી કરે છે,
વળે છે, બહાર નીકળી પડે છે, ચીસો પાડે છે. વિચારથી ફિક્કા
પડી ગયેલા સ્ફટિક, કોમલતા, આમંત્રણ : રાત, અદૃશ્ય વૃક્ષ
પરથી તોડેલું વિચાર અને ચમકતું એક પાંદડું, જે
ફેલાય છે સંસારના કેન્દ્રમાં.

વળાંક પર પડછાયા : એક છોકરી, એ તમારા સ્પર્શથી જ
કરમાયેલાં પાંદડાંના ઢગલામાં, એક અજાણ્યો જે પોતાનું મહોરું
ઊતારે છે ને ચહેરા વગરનો બની જઇને એકીટશે
તાકીને જુએ તમને, એક બેલે-નર્તકી જે ઘૂમે છે એક
ચીસની અણી પર, એક કોણ જાય છે ત્યાં ? એક તમે
કોણ છો ? એક ક્યાં છું હું ? એક છોકરી જે પાંદડાંના
સરસરાટની જેમ ચાલે છે, અનિર્ણયિક વિચારથી નષ્ટ
થયેલ એક મહાન સ્તંભ, આકાશમાં ખૂલે છે બેમાં
વિભક્ત કવિતાની જેમ, .....ના, એમનામાંથી એક પણ
નથી જેની તું પ્રતીક્ષા કરી રહી છે, એ સૂતેલી જે પોતાનાં
સપનાંની સંકડાશમાં તમારી પ્રતીક્ષા કરે છે.

વળાંક પર, વનસ્પતિઓ સમાપ્ત થાય ને પથ્થર શરૂ થાય
છે. એવું કંઇ જ નથી, જે તમે આપી શકો
મરુભૂમિને, પાણીનું એક ટીપું પણ નહીં, લોહીનું એક
ટીપું પણ નહીં, તું આંખ પર પટ્ટી બાંધીને પસાર થાય
છે વરંડાઓમાંથી, ચોગાનમાંથી, ગલીઓમાંથી, જ્યાં ત્રણ

નિકૃષ્ટ નક્ષત્રો ષડ્યંત્ર કરે છે. નદી બોલે છે ધીરેથી. તારી ડાબી
તરફ, તારી જમણી તરફ, આગળ, પાછળ : ગણગણાટ અને
અટ્ટહાસ્ય, તને ડગલે ને પગલે બાંધે છે એકાલાપ
પોતાનાં વિસ્મયોથી, પોતાનાં પ્રશ્નચિહ્નોથી, પોતાની ઉદાત્ત
ભાવનાઓથી, ચુંબનની વચ્ચે રાખેલી બિન્દીઓથી, શોકગીતની
પોતાની મીલમાંથી, તૂટેલા અરીસાના પોતાના ખજાનાથી.
ચાલ્યા કર, એવું કંઈ નથી જે તું કહી શકે પોતાને.

□ સુરેશ દલાલ

'દુ:ખનું ઓસડ દહાડા' રે,
સામે ઊભા કૈંક કેટલા
ઢળી પડયા છે
પ્હાડો અવળા-આડા રે,
કોણ કહે છે 'દુ:ખનું ઓસાડ દહાડા' રે.

આંખો સુક્કી થાય
છતાંયે હૈયું રડતું ઝીણું રે,
સુક્કો ભઠ્ઠ છે પટ રેતીનો
પણ ભીતરનું જળ ભીનું રે;
અમે સ્મિતમાં ઢાંકી દીધા,
જખમી હતા ઉઘાડા રે,
કોણ કહે છે 'દુ:ખનું ઓસડ દહાડા' રે.

સુખની વાતો ઝાકળ જેવી,
દુ:ખનું માથે આભ,
હવે જીવનમાં કાંઈ કશું નહીં,
નહીં શુભ કે લાભ;
પંથ લાંબો પણ શ્વાસ ટૂંકા છે,
ક્યારે થશે ઉપાડા રે,
કોણ કહે છે 'દુ:ખનું ઓસડ દહાડા' રે,

# મૃત્યુની ધીરજનો અંત નથી

□ સીતાકાન્ત મહાપાત્રા □ જયા મહેતા
(ઉડિયા)

મારાં માતાના ગર્ભાશયમાંથી
આ પૃથ્વીના ફિક્કા અજવાળામાં
એ પણ મારી સાથે બહાર આવ્યું,
એની નાનકડી બંધ મુઠ્ઠી
મારી ભીતર બરાબર ગોઠવાયેલી.

છાયા-નૃત્યકાર, હંમેશાં મારા આત્માનું જોડકું
મારા હાસ્ય અને રુદનમાં
એ હસે છે ને રડે છે,
એ મારાં સ્વપ્નોમાં સ્વપ્ને છે;
હું જ્યારે અજવાળામાં
કે ચીખતાં ટોળાંઓમાં અટવાઈ ગયો હોઉં
ત્યારે એ એકલું અંધારામાં તરાપ મારવા તત્પર
મારા પાછા આવવાની રાહ જુએ છે મૂંગુંમૂંગું.

હું જ્યારે ઘસઘસાટ ઊંઘતો હોઉં
ત્યારે એ પોતાના એકલવાયા સરવા
કાન મારી છાતીએ લગાડે છે
નિદ્રાહીન રાત્રિઓમાં
અને સાંભળે છે મારા હૃદયના ધીમા ધબકારા
કશાક આછાપાંખા અને અજાણ્યા ભયથી.

એ છે ધૈર્યવાન, વહાલો ભાઈ
આટલું વહાલભર્યું મારું પોતાનું બીજું હોણ કોઈ શકે ?
એને ભૂલી જવાના લાખો વારના મારા અમાપ ગુનાઓ
માફ કરીને મારા પાછા આવવાની રાહ જુએ
આંખનું મટકુંયે માર્યા વગર
દિવસો અને રાતોની

મરતા મહિનાઓ અને વર્ષોની
ગણતરી રાખીને.

અને છતાં પોતાના અદૃશ્ય હાથથી
એ પોતાની સાથેના મારા અંતિમ મિલન માટે
દરેક નાની નાની વિજ્ઞત સાથે મને તૈયાર કરે;
ફરી એક વાર, મમતાને કારણે
મારી જરાગ્રસ્ત બંધ મુઠ્ઠીને
પોતાની મુઠ્ઠીમાં લે અને
સાદ કરે પ્રેમળ ને ચાંદની જેવા મંદ અવાજે
વણજોયેલી ભૂમિ તરફ
અને એક વાર સ્વપ્નમાં જોયેલા
અને હવે સાવ ભૂલાઇ ગયેલા
સુંદર સ્વપ્ન તરફ
એની પાછળ જવા.

## નોટ

□ હેલમૂટ સ્રૅકર □ જયા મહેતા

(ઑસ્ટ્રિયન)

હું મારા બગીચાની સંભાળ રાખું છું
(મારી પાસે નથી એક પણ)
અને ફૂલ ચૂંટું છું
(જે મને આપવાના હતા)

હું મધમાખી પાળું છું.
(મારા એ જ બગીચામાં)
અને વેચું છું મધ
(ઘણા સમય પહેલાં મરી ગયેલા લોકોને)

## માર્ગરેટ એટવુડ □ નીના રામૈયા

માર્ગરેટ એટવુડ. કૅનેડિયન સાહિત્યમાં અગ્રહરોળનું નામ છે. એમની કવિતામાં જીવનને સ્પર્શતા બધા જ વિષયવસ્તુનું આલેખન હોય છે, તેમ છતાં નારીમુક્તિ ને નારીવાદ તરફનો તેમનો ઝોક પણ દેખાયા વગર રહેતો નથી. ગુજરાત સાહિત્ય અકાદમીએ સુરેશ દલાલના માર્ગદર્શન હેઠળ કાવ્યવિશ્વશ્રેણી શરૂ કરી હતી, તેમાં માર્ગરેટ એટવુડનાં કાવ્યોનો સંગ્રહ પ્રગટ થયો. ગુજરાતી અનુવાદ નીના રામૈયાએ કર્યો છે. નીના રામૈયા અંગ્રેજીના પ્રાધ્યાપક અને કૅનેડિયન સાહિત્યમાં ઘણો રસ ધરાવનાર અભ્યાસી છે.

પ્રસ્તુત સંગ્રહમાં નીના રામૈયાએ માર્ગરેટના સન ૧૯૬૧થી ૧૯૮૪ સુધીમાં પ્રગટ થયેલા અગિયાર કાવ્યસંગ્રહોમાંથી પસંદ કરીને કુલ ૪૨ કાવ્યો ગુજરાતીમાં અનૂદિત કર્યાં છે; એટલું જ નહીં કવિ માર્ગરેટ વિશે સમીક્ષાત્મક પ્રસ્તાવના પણ લખી છે. આરંભે સુરેશ દલાલે સંક્ષિપ્ત આમુખમાં માર્ગરેટની કવિતાની આબોહવાનો પરિચય આપ્યો છે.

સન ૧૯૩૯માં જન્મેલાં માર્ગરેટ બ્રિટીશ શાસનમાંથી માંડ મુક્ત થયેલા કૅનેડાની પ્રજાની ને ખાસ કરીને નારીવર્ગની સંવેદનાને વાચા આપે છે. પ્રેમને નામે નારી પર ચાલતું પુરુષનું શાસન, શિરજોરી, અત્યાચાર આ બધાંનો વિરોધ તેમની રચનામાં શબ્દદેહ પામ્યો છે, તો જેને પુરુષ કે સ્ત્રીની સંવેદના એમ ભાગલા પાડયા વગર પામી શકાય એવી માનવસંવેદના પણ વ્યક્ત થતી રહી છે. કહ્યા વગર, સીધેસીધું કહ્યા વગર કહેવાની કલાથી 'સ્ત્રીનું ગીત', કે 'સાગરખેડુ' વગેરે જેવી કૃતિઓ કે કલાકારના તાટસ્થ્યપૂર્વક રચાયેલી 'બબ્બે અવાજ' જેવી કૃતિઓ સવિશેષ નોંધપાત્ર બની છે, તો ઘણી કૃતિઓમાં કવયિત્રી કલાકારની તટસ્થતા જાળવી શક્યા નથી ને અતિમુખરિત થયાં છે. માર્ગરેટ જેવાં સક્ષમ કવયિત્રી પણ જ્યારે નારી પ્રત્યેની પ્રતિબદ્ધતાને કાવ્યકલાની આગળ મૂકે છે, ત્યારે સુભગ પરિણામ આવતું નથી; કોઈ પણ કલાકારની બાબતમાં આમ બનતું હશે. કલા અને સામગ્રીનો ઝઘડો સનાતન છે. કલાકારે આ બન્નેના અંતિમોથી દૂર રહી સુવર્ણમધ્ય શોધવો જ રહ્યો.

માર્ગરેટની કેટલીક ઉત્તમ પંક્તિઓ જોઈએ :

"આંખની કીકી ઉપર અસો
એક જૂના ચલચિત્રની એક વિગત છે.
તે સત્ય પણ છે.
નજરે જોનાર માણસે આ સહન કરવું પડે."

સંવેદનશીલ ચિત્તની વ્યથાને કવિ ઉપરની પંક્તિમાં વર્ણવે છે, તો નકલી સ્મિતનું વર્ણન પણ એટલી જ સચોટતાથી કરે છે :

"હું તને આ વાત કહું છું ત્યારે
તું કહે છે (બરફની તીક્ષ્ણ પતરી જેવા
નકલી સ્મિત સાથે)"

–જયા મહેતા

[કિટલાંક કાવ્યો : માર્ગરેટ એટવુડ, અનુ. નીતા રામૈયા, પ્ર. આ. ૧૯૯૧, ગુજરાત સાહિત્ય અકાદમી, મૂલ્ય : રૂ. ૧૦/-]

મુરબ્બી શ્રી સુરેશભાઈ,

આપનું 'કવિતા' દ્વૈમાસિક હું લગભગ છેલ્લા એકાદ વર્ષથી વાચું છું અને એમાં પ્રગટ થતાં અનેક પ્રકારના કાવ્ય વાંચવાનો આનંદ જ કંઈ ઓર હોય છે. 'કવિતા'નો એક અંક ખરીદવાથી આપણી નવી-જૂની પેઢીના કવિઓને એક જ પુસ્તકમાં વાંચવા મળે છે. ને કવિનું વાચન મેળવવું એ આપણા સર્વે માટે એક બહુમૂલ્ય તક કહી શકાય.

'કવિતા'ના ૧૪૮મા અંકમાં પ્રગટ થયેલ મુકતકો ખૂબ જ સારા છે તેમ જ માનવીના સર્જન વિષે આપણને કલ્પનામાં વિહાર કરાવતું શ્રી કાર્લ સેન્ડબર્ગનું (અનુ. ડૉ. સુરેશ દલાલ) કાવ્ય પણ ખૂબ જ સુંદર છે.

'કવિતા'ના ૧૪૮મા અંકમાં પ્રગટ થયેલ મૌલિક કાવ્યનો વિચાર કરીએ તો મારી દૃષ્ટિએ શ્રી જોસેફ મેકવાન લિખિત 'મનનો તાવ' શ્રેષ્ઠ કાવ્ય છે.

બકુલ યુ. રાવલ

કવિતા... આકાશ અવકાશનું
કવિતા : તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૪૯
વર્ષ : ૨૫, અંક : ૫, જૂન-૧૯૯૨
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ


કવિતા



**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહિ. અપ્રગટ કાવ્ય જ મોકલવું.

પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ એમ તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કૅપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ ચોડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિમિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થતા અંગેનો પત્રવ્યવહાર ઍકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૧૨૦/-, ઍરમેલ રૂ. ૨૦૦/-,
આ અંકના છૂટક ૧૨ રૂપિયા.
બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.
સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.



ROGER McGOUGH

Roger McGough was born in Liverpool and lives in London. A former teacher and ex-member of Scaffold, Roger is now a full time poet and playwright. He has had many books of poetry published, the latest of which is *Unlucky For Some*, Turret Books, 1981. He has also edited an anthology for Kestrel Books entitled *Strictly Private*, published this year. Roger's play, *Lifeswappers*, was produced at the Edinburgh Festival in 1980 and then transferred to the Round House in London. *All The Trimmings*, his latest play, was on at The Lyric, Hammersmith until the beginning of 1981.



EDWIN MORGAN

Edwin Morgan lives in Glasgow where he was born and educated. He lectured in English at Glasgow University from 1947-80 and was Titular Professor there from 1975 until his recent retirement. He is more than a poet: he is also a translator, critic, editor, librettist and practitioner of concrete/visual poetry. The Third Eye Centre in Glasgow have published his recent works: *Colour Poems* (1978) and *Stargate: Science Fiction Poems* (1979). In 1980 he edited an anthology of *Scottish Satirical Verse* published by Carcanet Press.



PETER PORTER

Peter Porter is a freelance writer who was born in Australia and now lives in London. He writes regular reviews of poetry for the Observer and also writes for the New Statesman, the Guardian and a wide range of literary magazines. He has had many collections of his poetry published, the most recent of which are *The Cost Of Seriousness*, OUP 1978, and *English Subtitles*, OUP 1981. Peter also works for the BBC as a presenter of arts programmes on Radio 3 and Radio 4.

કવિતા... આકાશ અવકાશનું
કવિતા : તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૪૯
વર્ષ : ૨૫, અંક : ૫, જૂન-૧૯૯૨
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

 કવિતા



**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહિ. અપ્રગટ કાવ્ય જ મોકલવું.

*પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.*

સૂચના : વરસમાં ૭ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કૅપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળવા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ્ વિભાગ સાથે કરવો.


લવાજમ : દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૧૨૦/-, ઍરમેલ રૂ. ૨૦૦/-, આ અંકના છૂટક ૧૨ રૂપિયા.

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.

વ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.



### ROGER McGOUGH

Roger McGough was born in Liverpool and lives in London. A former teacher and ex-member of Scaffold, Roger is now a full time poet and playwright. He has had many books of poetry published, the latest of which is *Unlucky For Some*, Turret Books, 1981. He has also edited an anthology for Kestrel Books entitled *Strictly Private*, published this year. Roger's play, *Lifeswappers*, was produced at the Edinburgh Festival in 1980 and then transferred to the Round House in London. *All The Trimmings*, his latest play, was on at The Lyric, Hammersmith until the beginning of 1981.



### EDWIN MORGAN

Edwin Morgan lives in Glasgow where he was born and educated. He lectured in English at Glasgow University from 1947-80 and was Titular Professor there from 1975 until his recent retirement. He is more than a poet; he is also a translator, critic, editor, librettist and practitioner of concrete/visual poetry. The Third Eye Centre in Glasgow have published his recent works: *Colour Poems* (1978) and *Stargate: Science Fiction Poems* (1979). In 1980 he edited an anthology of *Scottish Satirical Verse* published by Carcanet Press.



### PETER PORTER

Peter Porter is a freelance writer who was born in Australia and now lives in London. He writes regular reviews of poetry for the Observer and also writes for the New Statesman, the Guardian and a wide range of literary magazines. He has had many collections of his poetry published, the most recent of which are *The Cost Of Seriousness*, OUP 1978, and *English Subtitles*, OUP 1981. Peter also works for the BBC as a presenter of arts programmes on Radio 3 and Radio 4.

## વર્ષા □ હર્ષદ ચંદારાણા

ગમ્યું તે ગાઈ લેવાનું વરસતું ટાણું છે વર્ષા
કે વાદળ નામના કવિએ લખેલું ગાણું છે વર્ષા

રહો ના બંધ ઘરમાં, નીકળો ખુલ્લી જગા જોઈ
ઊકલશે નહિ જ ભીંજાયા વગર; ઉખાણું છે વર્ષા

બરાબર એક સોનામ્હોર જેવો એક છાંટો છે
ખજાનો એનો છલક્યો છે, વરસતું નાણું છે વર્ષા

સજી શણગાર નવવધૂના પરણતી પુત્રી ધરતીને
પિતા ઘનશ્યામદાસે દીધું મોંઘું આણું છે વર્ષા

સવાશ્રી, સાતસોછયાંસી, વરસતું આભ શુકનિયાળ
દિવસ ચોવીસ, મહિને સાત, સાલે બાણું છે વર્ષા.

□ કિશોર શાહ

સુખના વનમાં દુઃખના વનમાં અહો -અરે કઠિયારા રે
સપનાંઓની ભારી બાંધી દિવસે જોતા તારા રે

માથા ઉપર ભારી મૂકી પગને નળિયે ભાર રે;
લખચોરાશીના ચક્કરમાં ફેરા વારંવાર રે
દુઃખ વળગે છે સુખ સળગે છે ઊડે છે અંગારા રે
સુખના વનમાં દુઃખના વનમાં અહો, -અરે કઠિયારા રે

કોઈ નથી આરો ઓવારો ક્યાં મૂકવાનો ભારો રે
સાથ નથી સંગાથ નથી ને કોઈ નથી સધિયારો રે
અમે અમારા નહીં રહ્યા કે નહીં રહ્યા તમારા રે
સુખના વનમાં દુઃખના વનમાં અહો -અરે કઠિયારા રે.

□ કિશોર શાહ

એક હાથમાં અંગારો ને એક હાથમાં ફૂલ
વિધાતા! આ તે કેવી ભૂલ ?!

એક આંખમાં મૃગજળ ને એક આંખમાં વાદળ
વિધાતા! કોણ શાણું, કોણ પાગલ ?!

માથે તૂટતું આભ ને પગની નીચે ધરતી ખસતી
વિધાતા! કેવી અવળ આ મસ્તી ?!

હાથમાં મારો હાથ નહીંને નહીં કોઈનો સાથ:
વિધાતા! કેવો આ સંગાથ ?!

સુકાઈ ગયેલી નદીઓ જેવી મારા હાથની રેખા
વિધાતા! મોરની મૂંગી કેકા!

એક હાથમાં ફૂલ ને એક હાથમાં શૂળ
વિધાતા! આ કેવું વર્તુળ ?!

## ગત જન્મની સ્મૃતિનું ગીત □ 'પ્રણય' જામનગરી

નાગરની છોકરીના જેવું તળાવ
મને ડુબાડી દેવા આતુર છે.
અમથો અવકાશ જરી ક્ષણનો મળતાં જ
મને જુએ તરસી-તરસી આંખે
આવું તળાવ જેની પડખે બેઠું હો
એ ઝાંખે તો બીજું શું ઝાંખે
એકમેક - એકમેક માંહે સમાઈએ
એવી વેળાઓ તો દૂર છે.
નાગરની છોકરીના જેવું તળાવ
મને ડુબાડી દેવા આતુર છે
રૂપાની ઘંટડી રણકતી ન હો !
એવા સાકરિયા સાદે બોલાવે
સામું ન જોઉં એની હું તો છતાંયે
મારા મન-મોરને ડોલાવે
અક્ષર એકેય નથી કહેવાનો એને
ને કહેવાનું કેટલું ભરપૂર છે !
નાગરની છોકરીના જેવું તળાવ
મને ડુબાડી દેવા આતુર છે.

[અર્પણ : ભવોભવની નાયિકાને]

## હાઇકુ
□ ધનસુખલાલ પારેખ

ઘર છોડીને
નહીં જનારો, આજે
દુનિયા છોડે.

## પાંચ લઘુકાવ્યો □ મફત ઓઝા

આ નગર
કણસી રહ્યું કલરવ થકી
ચોક્કસ કોઈ પંખી અહીં આવ્યું હશે!
□
ગઈકાલથી
આ વૃક્ષ સુકાતું ગયું
નક્કી એને જંગલનું સ્વપ્ન આવ્યું હશે!
□
તણખલું
ઊડી આવી આંખમાં પડ્યું
પછી તો બસ પછી છેક સુધી ઘાસ વિસ્તર્યું હતું!
□
એક ટહુકો સીમે એવો કર્યો
પછી તો આકાશ સતત વરસતું રહ્યું!
□
મુઠ્ઠી ખૂલી
હસ્તરેખાઓ બધી
ખળખળ વહેતી થઈ નદીઓ બની!

□ સુરેશ દલાલ

હું
કોઈ પણ વૃક્ષની છાયામાં
એટલા માટે ઊભો રહું છું
કારણ કે
મને ખબર નથી
કે કયા વૃક્ષને લાકડે
મારો દેહ બળવાનો છે.

કવિતા

## બંધ ચોપડીના વાચકનું ગીત □ જગદીશ વ્યાસ

કાંઈ ન જાણું પડશે એમાં કેટલું ખોટું કેટલું સાચું,
ક્યારનો હું તો એક માણસની બંધ પડેલી ચોપડી વાંચું.

રાતમાં એને ઝબકી પડી ઝાંઝરી પાછળ દોડતો જોઉં,
વચમાં પેઠી ઝાંઝરી ખોદી કાઢવા ખડક તોડતો જોઉં,
ઝાંઝરી ખડક તૂટતાં મળી જાય તો આખી રાત હું નાચું.

એક દી' એને જોઉં તો કાંઠે નીરખી રહ્યો મીન નદીમાં,
મીન એ થયો અડધો પોતે એટલો થયો લીન નદીમાં;
અડધા એના મીનપણાને વારવા કયા દેવને જાચું ?

ચોપડી એની હોય ને એમાં ક્યાંક મારી પણ વારતા આવે,
માગવા મળે તક તો માગું એટલા એ સંબંધના દાવે;
થાય એવું કે જેટલાં વાંચું એટલાં પાનાં સોંસરો રાચું.

□ શ્યામ સાધુ

પાછલા જન્મોના પડછાયા ન શોધો
એ અકળ માયા હશે, માયા ન શોધો.

આપ વ્હેતી મહેંકનો આભાર માનો,
ત્યાં વસંતે કોણ વીંટળાયા ન શોધો

આંખ, પથ્થર ને મહોબત એ ભલા શું ?
જાવ જઈ ખુદ તલાશો - વાયા ન શોધો.

પારદર્શક જળ મળે તો પારદર્શક,
અમથી અમથી આભની કાયા ન શોધો.

દોસ્ત, સૂની ભીંતનો સૂનકાર ભૂંસો,
કેમ ઘર ફૂલોમાં કરમાયા ન શોધો.

## નાયગરા સમીપે □ મકરન્દ દવે

શ્વેત લીલમ જળ તણી અવિરામ
ભીષણ શક્તિનો ઉદ્દ્ઘોષ,
ને ધરાતલ ભેદવા મથતા સતત
ખૂંખાર જલન્તોખારનો આક્રોશ,
ને અગણ જલકણ તણો
હળવો હવામાં મુક્તિનો સંતોષ,
ભવ્ય, ભીષણ, સૌમ્ય કેરા સંગમે
રમણીયતા કેવી રમે !
સૂરજ કિરણ પર
જલ શીકર
શો સપ્તરંગી મેઘધનુ કેરો અમૃત સેતુ ધરે !
મર્ત્ય પર અભિષેક
મૃત્યુંજય ઝરે.
ઊંચે નિહાળું,
ધોધમાંથી મલમલી વાદળ કશું જાગે ધજાળું !
પૃથ્વી ચહે પાતાળગામી શક્તિને
ઊર્ધ્વમાં સ્થિર ધૂર્જટિ સંગે ફરી સંગોપવા,
નયન નયને રોપવા,
રુદ્ર કેરો લોચનાગ્નિ લોપવા.
ઊછળી પડતા, પડીને ઊછળી
પાછાં ફરીને
ફીણધોળી આખરે પાંખો ધરીને
ઊડી રહ્યાં મોજાં અહીં સીગલ બની ગગને !
ને મને
શું થતું ? શું શું થતું ?
પાતાળ ફોડી ત્રાડનો શત શત મુખે
આ મુક્તકેશી ધોધ
ને મારી જ આ મારી નસોમાં

ધસમસે જનમો જનમની શોધ
ક્યાંક બંને આજ એકાકાર થઈ
પામે અહીં નિજ શૂન્યનું
એકાંત ગર્ભાગાર,

સ્વપ્નમાં સરતું જતું
સાચે ધરે ધબકાર
સામે તરે સાકાર!

આજ મારા પ્રાણને શી પાંખ ફૂટે!
ક્યાંક શીર્ણવિશીર્ણ, બુંદે બુંદ બનતા ધોધમાંથી
સ્વાતિનાં મોતી વછૂટે.

## અવસાદની ક્ષણોમાં □ જયન્ત પાઠક

**૧. મધરાત**
મધરાત
શાન્ત શાન્ત –
પથારીમાં આમતેમય હાથ ફેરવી
શોધી રહ્યો છું ઊંઘ
ચોરની જેમ
ચોંકી ઊઠું છું
ચકળવકળ કાન સાંભળે છે
ઘડીઆળની ટક્ટક્
હૃદયની ધક્ધક્
કલાન્ત કલાન્ત...

**૨. અંધારામાં**
અંધારામાં
કોઈને શોધવા જાઉં છું, ને
અથડાઈ જાઉં છું મારી સાથે –

**૩. એકલતા**
જે કોઈ આવે છે
તે થોડી એકલતા લાવે છે
આપણીમાં ઉમેરવા;
જે કોઈ જાય છે
તે થોડી એકલતા લઈ જાય છે
પોતાનીમાં ઉમેરવા;
એકલતા જ એકં સત્
પ્રતીક્ષા ને આગમન
વિરહ ને મિલન-બધું વિપ્રા બહુધા વદન્તિ.

**૪. અશક્ય**
છૂટી ગયેલા ગ્રંથનાં
પાર વગરનાં પાનાંની આ ઊડાઊડ
એમને ભેગાં કરવાનું
ક્રમમાં ગોઠવીને વાંચવાનું
હવે અશક્ય –

ન્યોછાવર ▫ પ્રીતિ સેનગુપ્તા

● સમરકદ-

અનજાન વક્તના રસ્તાના મોડ પર
અનાર-ફૂલની ગીચ ફસલ
દેખાયા કરે છે.
આવતા-જતા શખ્સનાં કદમો તળે
ચંપાય છે
સલામ આલયકુમના પડઘા.
ખાતુનોના નકાબ જેવા સાયા
મિહારબની ખાલી જગ્યાને
લપેટાઈ રહ્યા છે.
ખરતી જતી દીવાલોને
ખોવાયેલી સજાવટની યાદ જલાવે છે
દરવાજના આસ્તાન પર
નમ્મર ખાઈને પડયા છે
પીરની દુવાના પ્રાણ.
પથ્થરોની જબાન દટાઈ ગઈ છે
*તિમુરલંગની કબર થઈને,*
સંગેમરમરના સર્દ સીનામાં
કોઈ અજીબ નાસમઝીમાં પૂછી બેસે છે,
"કોને ?"

● બુખારા-

ગુલાબની પત્તી પત્તી પર
બેઅસર અશ્કનાં લાલ ધાબાં પડ્યાં છે.
ચમનમાં સન્નાટો છે.
શીશમહલના પારા પારામાં
રાતની ચુપકીદી જડાઈ ગઈ છે.
ચૉકમાં પડેલા એકલવાયા ખાટની માયૂસી

મુસાફરથી બરદાશ્ત નથી થતી.
ખુદાયા, આ ખાનાખરાબીમાં
હજી પણ કશી આરઝૂ બચી લાગે છે.
રહમત કરો એ નાદાન પર-
જે બંધ દરવાજાને ખટખટાવે છે.
એને માલૂમ નથી કે કસ્બામાં
ના કોઈ બુત સલામત છે કે ના કોઈ રૂહ.

● ખિવા

શહનશાહોની બાઅદબ સવારીઓ જ્યાંથી નીકળતી તે ગલીઓમાં
હવાના લેબાશવાળું કોઈ કહકહા લગાવે છે.
હુરીઓના ખુશ્બૂદાર ખૂતૂત જેવાં કબૂતર
ગુંબજને પરેશાન કરી રહે છે.
બુર્જ સુધી પહોંચે છે સિર્ફ ગર્દ.
મર્હૂમ જમાનાના મકબરાની પાસે
બુઝાયેલી એક મીણબત્તી પડી છે.
નેકી ને નાકામીના આસાર છે.
ઈમામ લાપતા છે.
એક સુનસાન કમરામાં
એક તખ્તપોશ
પોતાની મુહતાજીની શરમમાં
જાન ગુમાવી બેઠું છે.
કોઈ
કયારેક જિંદગી ન્યોછાવર કરવા તૈયાર હતું.
એ આલમ કયાં છે ?
જતાં જતાં મુસાફર
અટકીને એક નજર પાછળ જુએ છે-
ને ગુમનામ બસ્તીના ખ્યાલમાં
જિગર ફના કરી બેસે છે.

## ભગવાન બચે અને બચાવે ☐ સુરેશ દલાલ

જે માણસ શેરડીનો રસ પી જાય છે, પછી પૂછે છે :
આ શેરડી એટલે શું ?
એવા માણસોને હું જાણગાંડા કહું છું.

જે માણસો ગજવામાં માલમત્તા ઘાલ્યા પછી
પોતાનું ગજવું ખાલી છે એવી ફરિયાદ કરે છે
એવા માણસોને હું કંગાળ અને દંભી કહું છું.

જે માણસો આખી શેતરંજને પોતાની અનુકૂળતા પ્રમાણે ગોઠવીને
બધું જ પૂર્વનિર્ણીત કર્યા પછી રમવાનો ચાળો કરીને
પોતે અંચઈપૂર્વક જીતી ગયા પછી કહે કે
આ જીત તો ઈશ્વરની કૃપાનું પરિણામ છે.
એવા માણસોને હું ઢોંગીધુતારા કહું છું, ખેલાડી કહેતો નથી.

બધી જ ખબર હોય અને છતાંયે કશી ખબર નથી,
એવો બનાવટી વિસ્મય પ્રગટ કરે
એવા માણસને ધૂર્ત કહું છું.

આવા માણસોને ખબર નથી હોતી કે સામો માણસ
એમના જેટલો હોશિયાર ભલે ન હોય,
પણ મૂરખ અને ભોળો તો નથી જ.

આવા માણસોને હું ધિક્કારતો નથી,
પણ એમની દયા ખાઉં છું અને ઈશ્વરને પ્રાર્થના કરું છું.
અને કહું છું કે ભગવાન ! તમે પણ ચેતીને ચાલજો,
ક્યાંક એ તમને પણ છેતરી ન જાય.

# માણસને ખ્યાલ જ ન આવ્યો

□ સુભાષ મુખોપાધ્યાય □ નલિની માડગાંવકર

ડાબી બાજુનું છાતી પરનું ખિસ્સું સાચવતાં સાચવતાં
અરેરે
માણસનો જન્મારો ગયો.

જોકે
જરાક નીચે
હાથ ફેરવતાં જ એને મળ્યો હોત
અલાઉદ્દીનનો જાદૂઈ ચિરાગ,
એનું હૃદય.

માણસને ખ્યાલ જ ન આવ્યો.

એના કોડીના ઝાડ પર, કોડી ઊગી
લક્ષ્મીજી પધાર્યાં
ઉતાવળે પગલે
દીવાલે ચોકીપહેરો કર્યો
સામાન્ય હવા
પણ જેથી પેસવા ન પામે-

પછી
એક દિવસ કોળિયા ભરતાં ભરતાં
બે આંગળીઓની વચ્ચેથી
કઈ ઘડીએ
પોબારા ગણી ગયું એનું જીવન

માણસને ખ્યાલ જ ન આવ્યો.

## બિંબ-પ્રતિ-બિંબ

□ નલિની માડગાંવકર

દર્પણમાં જાગ્યો છે આજે
બિંબોનો કલરવ,
માથેમાથાં આંખેઆંખો
ટકરાતો પગરવ.
અડાબીડ આ ઊગ્યાં બિંબો
નાખું વાઢી વાઢી,
દાતરડાની ધારે ધારે
ત્રીસી આમ જ કાઢી.

દર્પણમાં ગુરુ-મંગળ-કેતુ
જીવતી હાથની રેખા,
આટાપાટા હોંશે રમતી
ઠરે નહીં મીનમેખા.
સૂરજ-ચાંદો ત્યાં અટવાતા
ઘર પોતાનું છોડી,
ઘાટીલાં થઈ આવે તો તો
કમખે રાખું જોડી.

ચાંદરણાંની જાળી રચતાં
બિંબો અગણિત નાતાં,
થઈ નિમાણાં સાવ અચાનક
ભોં ભેગાં થઈ જાતાં.
દર્પણની ભીતર દર્પણમાં
ઊંડે ઊંડે જોતું....
સોય નાકે નાકે ટળવળતું
ઝીણું ઝીણું રોતું,
જીવતર મારું ઘૂંટડે ઘૂંટડે
બિંબો પાછું પીતું.

## કાવ્યનો પથ

☐ સુરેશ દલાલ

'તનખા હોય તો તોડિયે, પ્રીત ન તોડી જાય'
પોતીકાને વછોડિયે તો દશા કફોડી થાય -
નાતો જેની સાથે
એની સાથે જનમ-મરણ,
એક વાર પ્રગટ્યું તે પ્રગટ્યું,
નહીં પાછું વળે ઝરણ,
વાંસળીના સૂર સાંભળે ત્યાં તો રાધા દોડી જાય.
તનખા હોય તો તોડિયે, પ્રીત ન તોડી જાય.
સૂરજના મુખડાની માયા
સૂરજમુખીને લાગી;
સ્વાતિબિંદુની તરસ સદાની
ચાતકકંઠે જાગી;
ડૂબે ભલે તોયે દરિયાને નહીં હોડી છોડી જાય.
તનખા હોય તો તોડિયે, પ્રીત ન તોડી જાય.

અહીં લોકગીતની પ્રથમ પંક્તિનો આધાર લીધો છે. લોકગીત હોય કે અન્ય ગીત હોય, એની જીવાદોરી પ્રથમ પંક્તિ હોય છે- વાંચતાં કે સાંભળતાંની સાથે વસી જાય એવી. તણખલું હોય તો તોડી પણ શકાય, પણ પ્રીત કેમ તોડાય ? મીરાંનું ગીત યાદ આવે છે : "જો તુમ તોડો પિયા, મૈં નાહી તોડું રે, તોરી પ્રીત તોડી પિયા, કોન સંગ જોડું રે ?" એક વાર જેને પોતીકાં કર્યાં હોય એને આઘાં હડસેલાય નહીં અને પોતીકાંને વછોડીએ તો આજે નહીં તો કાલે, વછોડનારની દશા કફોડી થયા વિના રહે નહીં. એક વાર જેની સાથે નાતો જોડયો, એ તૂટે નહીં. પ્રેમ એ કાંઈ વૃક્ષ નથી કે મોસમ પ્રમાણે પલટાયા કરે. આ જનમ-મરણનું સગપણ છે. ઝરણું પથ્થરમાંથી પ્રગટે છે પછી પથ્થરમાં પાછું વળતું નથી. એ સુકાઈ જવાનું કબૂલ કરે, ચૂપ થવાનું કબૂલ કરે, પણ પાછા વળવાનું કબૂલ ન કરે. પ્રીતનો સ્વભાવ તો રાધા જેવો છે. એ

નો વાંસળી સાંભળે ન સાંભળે ત્યાં તો આપમેળે દોડી જાય.

સૂરજમુખી કદી અન્યમુખી થતું નથી. સૂરજ એનું સારસર્વસ્વ છે. ચાતક કોઈ દિવસ સ્વાતિબિંદુ સિવાય પોતાની તરસ છિપાવતું નથી. ડૂબવાની અવસ્થા ભલે આવે, પણ હોડી કોઈ દિવસ જળને છોડતી નથી. બટકણો હોય તે પ્રેમ ન હોય. અહીં અનન્ય પ્રેમની વાત છે.

## એક ગઝલ

□ બાલુભાઈ પટેલ

ફૂંકથી કૂણી ત્વચાને સેરવે,
એમ જાણે કોઈ પીંછું ફેરવે.

ચાંદનીમાં મીણ ક્યાંથી ઓગળે,
જૂઠને પણ કોઈ સાચું ઠેરવે.

નામ લખવું'તું કોઈનું રેત પર,
લખલખું આવી ગયું છે ટેરવે.

મનની ઈચ્છાઓનું કૈં કહેવાય ના,
મન અચાનક ક્યારે પડખું ફેરવે.

કોણ ખંખેરે છે ભીના કેશને,
કોણ 'બાલુ' ક્યાં મોતી ખેરવે ?

□ સુરેશ દલાલ

'અમે રખડતા રામ
જ્યાં બેઠા ત્યાં મુકામ'

અમે પવનની લ્હેરખી જેવા
જ્યાં ત્યાં હરીએફરીએ
ફોરમમાં છે જીવ અમારો
અમે કશું નહીં કરીએ
કાંઈ કશું નહીં કરવું
એવું એક અમારું કામ
'અમે રખડતા રામ.'

અમે પલાંઠીવાળી બેઠાં
હાયવોય કોઈ હોય નહીં
હસતાં હસતાં જીવી જઈએ
આંખ ઉઘાડી રોય નહીં
નામ અને સરનામાં અમને
લાગી રહ્યાં નકામ
'અમે રખડતા રામ.'

(કોરવત પરથી કાવ્ય)

## રાજીવ ગાંધીને □ નીતા રામૈયા

હું અટકું છું અદ્ધર શ્વાસે આજ
ઝીણી ઝીણી બીકે બટકું છું
કાળા સાથે કાળું ભળતું જોઈને
ફફડું છું આજ વારે વારે
આજ હું બની જાઉં છું
ખોપરીમાં પડેલું કાણું
વીંધાયેલા શરીરનું લોહિયાળ બાકોરું-

અહીં આસપાસનાં ગુલમહોર
મને દોરી જાય છે તેના રંગ ભણી
અને આ ધરતીનાં રૂપ સાથે એકરૂપ થવાની
મારી ઉત્કંઠા વધતી જાય છે
બરાબર તેવા સમયે
આતંકના કેન્દ્રમાંથી પડતું લોહી
ધરતી ઝીલે છે
ત્યારે હું બની જાઉં છું
હિંસક ચલચિત્રનાં પાત્રોની જેમ મુફલિસ અને તરકટી.

જેને વાસંતી ઉદ્યાન ધારતા હતા
તે ધરતી ઉપરનાં આપણે બધાં
આજે યુદ્ધ અને મોત અને ત્રાસવાદના ભારથી
ખૂંધાળાં થઈ ગયા છીએ.

રોજ સવારે આવતું દૂધ
પોતાની ધવલીય હાજરીથી
અનિષ્ટ નકારે ત્યાર પહેલાં તો
ચોરી લૂંટ ખૂનખરાબાનો ઢગલો લઈને
છાપાં હાજર થાય છે
પસ્તી કાઢી નાખીએ તેની સાથે

રોજરોજ દેખા દેતી
ઉગ્રવાદી ખરાબી ઘટતી નથી -
સુખશાંતિ વહી ચૂકેલી વાર્તા છે
કેમ કરીને નવો હપ્તો લખાતો નથી.

તો વાંસળી સાંભળે ન સાંભળે ત્યાં તો આપમેળે દોડી જાય. સૂરજમુખી કદી અન્યમુખી થતું નથી. સૂરજ એનું સારસર્વસ્વ છે. ચાતક કોઈ દિવસ સ્વાતિબિંદુ સિવાય પોતાની તરસ છિપાવતું નથી. ડૂબવાની અવસ્થા ભલે આવે, પણ હોડી કોઈ દિવસ જળને છોડતી નથી. બટકણો હોય તે પ્રેમ ન હોય. અહીં અનન્ય પ્રેમની વાત છે.

## એક ગઝલ

☐ બાલુભાઈ પટેલ

ફૂંકથી ફૂણી ત્વચાને સેરવે,
એમ જાણે કોઈ પીંછું ફેરવે.

ચાંદનીમાં મીણ ક્યાંથી ઓગળે,
જૂઠને પણ કોઈ સાચું ઠેરવે.

નામ લખવું'તું કોઈનું રેત પર,
લખલખું આવી ગયું છે ટેરવે.

મનની ઈચ્છાઓનું કૈં કહેવાય ના,
મન અચાનક ક્યારે પડખું ફેરવે.

કોણ ખંખેરે છે ભીના કેશને,
કોણ 'બાલુ' કાચાં મોતી બેરવે ?

☐ સુરેશ દલાલ

'અમે રખડતા રામ
જ્યાં બેઠા ત્યાં મુકામ'

અમે પવનની લ્હેરખી જેવા
જ્યાં ત્યાં હરીએફરીએ
ફોરમમાં છે જીવ અમારો
અમે કશું નહીં કરીએ
કાંઈ કશું નહીં કરવું
એવું એક અમારું કામ
'અમે રખડતા રામ.'

અમે પલાંઠીવાળી બેઠાં
હાયવોય કોઈ હોય નહીં
હસતાં હસતાં જીવી જઈએ
આંખ ઉઘાડી રોય નહીં
નામ અને સરનામાં અમને
લાગી રહ્યાં નકામ
'અમે રખડતા રામ.'

(ક્લેવન પરથી કાવ્ય)

## રાજીવ ગાંધીને □ નીતા રામૈયા

હું અટકું છું અદ્ધર શ્વાસે આજ
ઝીણી ઝીણી બીકે બટકું છું
કાળા સાથે કાળું ભળતું જોઈને
ફફડું છું આજ વારે વારે
આજ હું બની જાઉં છું
ખોપરીમાં પડેલું કાણું
વીંધાયેલા શરીરનું લોહિયાળ બાકોરું-

અહીં આસપાસનાં ગુલમહોર
મને દોરી જાય છે તેના રંગ ભણી
અને આ ધરતીનાં રૂપ સાથે એકરૂપ થવાની
મારી ઉત્કંઠા વધતી જાય છે
બરાબર તેવા સમયે
આતંકના કેન્દ્રમાંથી પડતું લોહી
ધરતી ઝીલે છે
ત્યારે હું બની જાઉં છું
હિંસક ચલચિત્રનાં પાત્રોની જેમ મુફલિસ અને તરકટી.

જેને વાસંતી ઉદ્યાન ધારતા હતા
તે ધરતી ઉપરનાં આપણે બધાં
આજે યુદ્ધ અને મોત અને ત્રાસવાદના ભારથી
ખૂંધાળાં થઈ ગયા છીએ.

રોજ સવારે આવતું દૂધ
પોતાની ધવલીય હાજરીથી
અનિષ્ટ નકારે ત્યાર પહેલાં તો
ચોરી લૂંટ ખૂનખરાબાનો ઢગલો લઈને
છાપાં હાજર થાય છે
પસ્તી કાઢી નાખીએ તેની સાથે

રોજરોજ દેખા દેતી
ઉગ્રવાદી ખરાબી ઘટતી નથી -
સુખશાંતિ વહી ચૂકેલી વાર્તા છે
કેમ કરીને નવો હપ્તો લખાતો નથી.

## બળ્યાઝળ્યા શહેરમાં

□ સુભાષ મુખોપાધ્યાય □ નલિની માડગાંવકર

મેલુંદાટ ચીકણું લીલું ઘાસ એક સાથે હારબંધ ખડું થઈને
માથું ઊંચકી જુએ છે-

કઈ રીતે આ બળ્યાઝળ્યા શહેરમાં
છાતી પરનો પાલવ આડો કરી
કેવી અનુરાગથી ભરી ભરી સૂતી છે
આસો માસની આ અદ્‌ભુત સવાર-
જેનો રંગ
અસ્સલ ચંપાના ફૂલ જેવો.

ઊભેલા માણસોને બગલમાં દબાવી
ઉપર ખેંચી લઈ
દસ વાગ્યાની ટ્રામ
ડોલતી ડોલતી ગઈ.

કાળાં કાળાં માથાંઓ અદૃશ્ય પગ પર ઊભા રહીને
જાણે આત્મસમર્પણની એક અદાથી
હાથ ઊંચા કરી રહ્યાં છે
કાળાંકાળાં માથાંઓ જ
નજરે પડે છે.

બહાર સાડીથી ઢંકાયેલા
બે ગોરાગોરા પગ
અમારા દૂરવર્તી ભવિષ્ય જેવા-
એનો ચહેરો કેવો છે
એ ક્યારેય જાણી શકવાનો નથી.

અચાનક
મને દોડીને ભાગી છૂટવાનું મન થયું.
ત્યાં જવાનું મન થયું કે

જ્યાં એની આંખોની
ચમકતી ભૂરી કીકીઓ જેવું આકાશ
જ્યાં તરંગો ઉછાળી ઉછાળીને નદી મને બોલાવી લેશે.
જ્યાં જઈને
પાછો આવીશ નહીં.

પછી ટ્રામમાંથી નીચે ઊતરી
એકીશ્વાસે દોડવા માંડયો
દોડતાં દોડતાં
દોડતાં દોડતાં
ઈંટ- લાકડાના એક વિશાળ ખુલ્લા મોઢાએ
મને સમાવી દીધો.

## કેમ કરીશું સંધ્યોપાસન ?

□ મૈત્રી ઉપનિષદ
□ હ. ભાયાણી

(સંસ્કૃત)

(૧)

આ કો અનન્ય, અદ્‌ભુત સૂર્ય -
કદી ન એનો ઉદય થતો, ના કદીયે એનો
અસ્ત :
સદાય ભાસ્વર રહેતું એનું વરેણ્ય ભર્ગ સમસ્ત
– કેમ કરીને હવે કરીશું
સંધ્યાવંદન, સંધ્યોપાસન !

(૨)

મૃત્યુ થયું અજ્ઞાન - માતનું
પ્રબોધ - પુત્રનો પ્રસવ થતાં તો –
બબ્બે સૂતક વળગ્યાં અમને
– કેમ કરીને હવે કરીશું
સંધ્યાવંદન, સંધ્યોપાસન ?

કઠપુતલી □ રાજેન્દ્ર ઉપાધ્યાય □ નૂતન જાની
(હિન્દી)।

એની ડાયરીમાં બધી તારીખો કોરી છે
અને વર્ષોથી કોઈ કૅલેન્ડરમાં
એની પોતાની કોઈ તારીખ નથી

કેટલીક ગણતરીની જાણીતી વસ્તુઓને
કોઈ અંધની જેમ ફંફોસીને
દરેક વખતે એને પોતાના હોવાનો અહેસાસ થયો છે
અને એ પણ કે એ આ ભીડનો ભાગ નથી
જે 'ઝેબ્રા ક્રૉસિંગ' પર ન જાણે ક્યારનીય ઊભી છે.

એને ભાગે દરેક વખતે લાલ બત્તી જ આવી છે
કદાચ લીલી બત્તી એના ભાગમાં નથી
કદાચ લાલ બત્તી હવે ક્યારેય લીલી નહીં થાય.

કદાચ ડામરની આ સડક જ એના ભાગે છે
લીલીછમ મહેંદીની વાડ
અને ભૂરું આકાશ એના ભાગમાં નથી.
ફક્ત ક્યારેક-ક્યારેક કોઈ અજાણ ક્ષણ
નવેમ્બરના ઊતરતા દિવસોની જેમ
એના સૂના આકાશમાં છવાઈ જાય છે
અને એની ભીતર એક મેઘધનુષ ગૂંથાવા લાગે છે
અને એને પોતાના હોવાનો અહેસાસ થાય છે
અને એ પણ કે એ હવે પોતાના વાસંતી દિવસોમાં છે.

નહિતર તો રોજ 'ઝેબ્રા ક્રૉસિંગ' પર ઊભા રહેતા
એ જ અનુભવાય છે કે એની દોરી
કોઈ બીજાના હાથોમાં છે
અને એનો અવાજ પણ એનો પોતાનો નથી.

## ખિસકોલી □ જ્યોતિષ જાની

(ત્રણ કાવ્યો)

[૧]

સાત વાદળો વીંધીને
સપ્તાકાશ ઉપર વહેતી તરલતાની
નદીને તીર રહે,

એક ઘેલી
સુગંધીદાર પુચ્છને ફરકાવતી ખિસકોલી!
ખસ અલી
કહું, તો ખસે નહિ,
આવ ભલી
કહું, તો આવે નહિ
દોડ જરી
કહું, તો દોડે નહિ
થોભ ઘડી
કહું, તો થોભે નહિ

હવાના તાંતણે તાંતણે ઊડે
સમયની પાંપણે પાંપણે બૂડે

અસ્તિત્વનો હું-હાકાર ગજાવી
પલકભરમાં, મલકભરમાં

સાત વાદળો વીંધીને
સપ્તાકાશ ઉપર વહેતી
તરલતાની નદીને તીર ઓ' સરકી જાય!

[૨]

રામકૃષ્ણ પરમહંસની
કરુણામય આંખોની સામે આંખો
ઉઘાડીને ચૂપચાપ બેસી ગઈ

□ પન્ના નાયક

સતત તડકાના
તાતા અસહ્ય સંતાપ
અને
ક્ષણિક ચાંદનીના
વધતા ઘટતા સુખથી
ન રીઝી શકતી
જૂઈ
આછુંપાતળું જીવી લે છે
સંધ્યાકાળે.

એક ઘેલી
સુગંધીદાર પુચ્છને ફરકાવતી ખિસકોલી !

'પાંખો આપો પાંખો, પ્રભુ !'
આંખોમાં છલકે પ્રાર્થનાનો મહાસાગર

બદામ ચાખે, રુમઝુમ નાચે
વડના થડને ગઢ માનીને ચઢે

ધરતીની ધૂળને મૂળ સમજીને
બઢે, આગે બઢે

અમથી અમથી લઢે,
દોડીદોડીને પાછી વળે,

પાછી વળીને આંખો નચાવી લળે
'પાંખો આપો પ્રભુ ! પાંખો'

'અસ્તુ ! તથાસ્તુ'ના એક જ મંત્રે
રામકૃષ્ણ પરમહંસની
કરુણામય આંખોની સામે આંખો
ઉઘાડીને ધરતીના કણેકણનો પરમ
તરવરાટ, પમરાટ ફેલાવતી
ઓ' સરકી જાય !

[૩]
માનુની
સાવ રે માનુની

ગલી ગલીએ ઘૂમે નહિ
અને ઘૂમે તો કોઈને ચૂમે નહિ !

એક એવી ઘેલી
સુગંધીદાર પુચ્છને ફરકાવતી ખિસકોલી !

તીખી નહિ તો તોરીલી
'સલામ' ! કહો તો શરમાઈ જાય

## તૃણ ને વૃક્ષ

□ રવીન્દ્રનાથ
□ હ. ભાયાણી

તૃણ શોધી રહી
નિજ સમૂહ - ભીડને
ધરતી - વક્ષે

વૃક્ષ શોધી રહ્યો
નિજી એકાંતને
અંતરિક્ષે -

આંખો મીંચીને ઊભા રહો
તો બે પગે કરે સલામ !

ચેતનની એ ચિનગારી
વાટેઘાટે મતવાલી

ગતિગતિનાં ઘુમ્મટ રચતી
ધૂળમાં નકશીકામ એ કરતી
ફરતી, તરતી, અહીં ઉભરતી, ત્યાં સરતી

ફરફરતી હવાથી દોડે
હળવે હળવે હૃદયકમળનાં
દ્વાર એ ખોલે

માનુની
સાવ રે કેવી માનુની
ઘાસનો ઘૂમટો તાણી પલકવારમાં ઓ' સરકી
જાય !

## ગીત □ 'પ્રણય' જામનગરી

દિવસો દરિયા જેવા ગયા
હવે તો ફકત ઝાંઝવાં રહ્યાં !

અભાવ કલરવનો લઈ પંખી સાંજ-સવારે ઊડે
રિક્ત ક્ષણોનો ભાર લઈ સપનાંઓ આંખમાં બૂડે
ન અંજન હવે આંજવાં રહ્યાં !

અડવાણું મન, ઊની રેતીઓ બળતાં આંસુ પીવે
લૂ દાઝયા સપનાઓવતી આંખો કેવું જીવે !
બધાંથી બધે દાઝવા રહ્યા.

[અર્પણ : કવિશ્રી 'ઉશનસ'ને]

## કાળી છોકરીનું ગીત □ જગદીશ વ્યાસ

ઘૂંટેલા કાજળની પૂતળી હું ચૂપચાપ એકલ ખૂણામાં પડી રહું

રહેવાનું હોય થઈ અંધારું ઘોર તો હું અંધારું થઈને રહું ખંડમાં
રહું છું હું કોણ જાણે કેમ બાકી પળભર રહેવું ગમે ન મને પંડમાં
વાસીને બારણાંઓ અંધકાર સાથેનો મારો જુદાગરો હું સહું

એટલે તો ક્યાં ક્યાંથી દરિયાને મળવાને નદીઓ પડે છે બધી નીકળી
દરિયો નદીને કદી પાછી ન મોકલતો હોય ભલે કાળી કે ઊજળી
પાછું પડે છે વ્હેણ મારું તો કોઈ તરફ ડગલું એકાદ જો હું વહું

લીલુંછમ ઝાડ લીલું સાંભળતું-બોલતું ને લીલપમાં લૂંબઝૂંબ ડોલતું
એ તો ન કાન ધરે કોઈ પીળું તરણું શું પીળી વાણીમાં હોય બોલતું
કાળી કથા હું મારી કહેવા ક્યાં જાઉં અહીં બહુ બહુ તો દર્પણને કહું

## એક ગઝલ □ બાલુભાઈ પટેલ

ઝાકળ કહીને વાતને ટાળી શકાય ના;
રોતી કળકળતી રાતને ટાળી શકાય ના.

આંસુને તો કદાચ છે પાંપણની રોકટોક;
કાજળના વલોપાતને ટાળી શકાય ના.

ફૂલો કદીયે મ્હેંકની લ્હાણી કરે નહીં;
કિન્તુ પવનની જાતને ટાળી શકાય ના.

સૌન્દર્યના વૈભવને તો ઘોળીને પી જવાય;
આંખોની અમીરાતને ટાળી શકાય ના.

'બાલુ' પછી ભલેને ખુલાસાઓ આંતરે;
અફવાની શરૂઆતને ટાળી શકાય ના.

# મુંબઈ સેન્ટ્રલ ☐ અવધેશ વ્યાસ
## ☐ માલા કાપડિયા

(કેલિડોસ્કોપ)
(૧)

મુંબઈ સેન્ટ્રલથી
એક રેલગાડી
એક દોસ્તને લઈ જાય છે

મુંબઈ સેન્ટ્રલ જેવી જગ્યા પર
હંમેશાં એક રહી જાય છે
બીજું ક્યાંક જતું રહે છે

મુંબઈ સેન્ટ્રલથી હંમેશાં
સફર શરૂ નથી થતી
મુંબઈ સેન્ટ્રલ પર ઘણી વાર
બહુ બધું સ્થંભિત થઈ જાય છે
(૨)
મુંબઈ સેન્ટ્રલ જેવી જગ્યા પર
હોય છે રેલના પાટા!
ક્યારેય મળતા નથી
એકબીજાને
અને જુદા પણ નથી પડતા
મુંબઈ સેન્ટ્રલ જેવી જગ્યા પર જ
મળે છે
જીવનના ખરબચડા સબક/પાઠ
(૩)
મુંબઈ સેન્ટ્રલ પર
તને વિદાય કર્યા પછી
મારા અસ્તિત્વમાં
કેવળ
મુંબઈ સેન્ટ્રલ રહી ગયું છે
મુંબઈ સેન્ટ્રલ જેવી જગ્યા
શા માટે હોય છે જીવનમાં?
(૪)
સાંજ જ્યારે ઢળશે
રાત જ્યારે ઘેરાશે
ત્યારે ફરી
યાદ આવશે-મુંબઈ સેન્ટ્રલ
જે સ્તબ્ધ ઊભું રહેશે
વર્ષો પર્યંત
લોકોની યાદ બનીને
મુંબઈ સેન્ટ્રલ જેવી જગ્યા
ફક્ત પાછળ ફરીને
જોવા માટે હોય છે?
શા માટે?
(૫)
તે દિવસે
ઘણા સમય સુધી
એક હાથ
હવામાં હલતો રહ્યો
પછી બધું જ
સ્થિર થઈ ગયું.
ફરી કોઈ હરકતની
પ્રતીક્ષામાં છું હું.

## ગઝલ □ હરિહર જોશી

અમે ચાલ્યા જશું પળમાં પરોઢી પહોર થાવા દો
સ્વયં વિખરાશું ઝાકળમાં પરોઢી પ્હોર થાવા દો

પડેલા માવઠા જેવો મહેકતો શ્વાસ ઓઢી લઈ
જરા લહેરાશું વાદળમાં પરોઢી પ્હોર થાવા દો

થયું ભળભાંખળું ક્યાંથી ! તિમિરનો પ્હાડ કોરીને,
પડ્યો છું એ જ અટકળમાં પરોઢી પ્હોર થાવા દો.

પ્રથમ ખુદના જ ડૂમાનો પરિચય મેળવી લઈએ
પછી અવતરશું કાગળમાં પરોઢી પ્હોર થાવા દો

અમે તો એટલા ખાતર સૂરજનું સ્વપ્ન જોયું છે
પ્રગટશે કૈંક ઝળહળમાં પરોઢી પ્હોર થાવા દો.

## તમને □ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુધી દલાલ

કંઈ પણ કહ્યા વગર હું પાછો વળ્યો
શબ્દ વામણા પડવા લાગ્યા
વેદના વધવા લાગી
ક્યારેક જે કહ્યા પણ હતા તે બધા થઈ ગયા અણકહ્યા,

રસ્તો વધતો રહ્યો
ઘર દૂર થતું રહ્યું
સાથે ચાલવા છતાંય આપણે કેટલા અજાણ્યા જેવા જ
રહ્યાં
હું જેટલો ફેલાતો રહ્યો
તમે એટલા સંકોચાતા રહ્યા.
મારા કરતાં તો કેટલાંયે વધારે દુઃખ તમે સહ્યાં.
કંઈ પણ કહ્યા વગર હું પાછો વળ્યો.

## Moment of nothingness □ યોસેફ મેકવાન

વર્ષાના જળબિન્દુનો પ્રથમ સ્વાદ
રહ્યો નથી જીભ પર, નથી યાદ...
વર્ષો પૂર્વે સૂંઘેલ પુષ્પની ગંધ
રહી નથી અકબંધ...
વૃક્ષના છાંયડાની શીતળતા
દેશ પર એનાં ચિહ્‌ન ક્યાંય નથી મળતાં...
એ તો દબાઈ ગઈ છે એરકન્ડીશન્ડમાં-
રાત્રિનો સઘન અંધકાર
જે ક્યારેક ગમતો હતો તે
ચોળાઈ-ફંગોળાઈ ગયો ક્યાંય...
ચાંદનીની મીઠાશ
સૂક્કાં પર્ણની જેમ બરડ બની
લીરા સ્વરૂપે બાકી રહી ચિત્તમાં-
પ્રેમની પહેલી નજર જે સત્ય હતી
તે ફરી મળી જ નથી..
'ચાહવું'નો અર્થ ચકળવકળ ?
વાઘના ચટાપટાની જેમ જ
રહ્યો અકળ...
ક્યાં ટકે છે જ સૌ ભાવ...?
કાલે હું નહિ હોઉં તોય ખેદ શો ?
કોઈ ફેર પડતો નથી-
લહર પેપ્સી પીઓ કે સિટ્રા કે થમ્સ અપ-
અહીં કશું જ ટકતું નથી
અને છતાં કશું અટકતું નથી !
ટકે છે માત્ર એ જ -અટકવું નહિ તે...
દે ધનાધન, દે ધનાધન દે
થૈ તા... થૈ તા... થૈ થૈ થૈ થૈ જે થઈ...

## કાવ્ય □ રમેશ પટેલ

જંગલમાંના
એક વૃક્ષે
એક કઠિયારાને કુહાડી
ભેટ આપી,
ત્યારથી-
દુશ્મની દોસ્તીમાં પરિણમી !

## વિવશ રાત □ ભાનુપ્રસાદ પંડયા

રાત્રિના સકલ
પ્રવાહમાંય ન સમાય એટલી
વાતો ઉરે સંઘરી !
જેટલી બુટ્ટી તારે
પાનેતરે ભરી
એટલી વાતો
રંગીન રંગીન નરી !
પોપચાંને બીડવામાં
નિદ્રાએ હાર કબૂલી !
એ ઘણું પાંપણે ઝૂલી,
કેફિલ લહર થઈ ખૂલી,
પણ પછી જાણ્યું કે
પોતે આંગણું જ ભૂલી !
આ ખુલ્લી આંખો
એકાન્તોમાંય નિહાળી રહે
એક પારિજાત,
જેની કેસરી દાંડીનાં
ફૂલોની છવાની બિછાત !
એમાં ઢળ્યા કોઈ
કોમળ ફૂણાં ગાત !
અંતે અનિદ્ર અપલક
નેત્રોને નિહાળીને શ્રાન્ત
એમ ને એમ જ
વહી જાય વિવશ રાત !
પ્રહરોને કરતી પાદાકાંત !

## ગીત □ 'પ્રણય' જામનગરી

સગપણ, ફૂલની માફક ઝરે
ડાળ નીચે હું ઊભો ન્હાવરો
મને સુગંધિત કરે
કો'ક ચમેલી, કો'ક છે ડોલર
કો'ક છે પારિજાત
કો'ક જૂઈ કો' રજનીગંધા
રંગરંગની ભાત
રંગ એ રંગરંગના ભરે
સગપણ, ફૂલની માફક ઝરે
કોઈ વેળા હું એને માણું
કોઈ વખત એ મને
સમય સરે સોના સરીખો
ને પછી હરિતના વને
સગપણ, કરમાઈને ખરે !
સગપણ, ફૂલની માફક ઝરે !

□ અશ્વિન ત્રિવેદી

કાનજીની આંખોમાં ઊગ્યું કદંબવૃક્ષ, માથે મુગટ કેશ ભાર.
પાંપણની પછવાડે યમુનાપૂર ઘૂઘવે, ને નેણાં ચૂવે છે ધોધમાર.

ડૂબતા સૂરજને જોઈ હોઠ એના ફફડયા.
ને શ્વાસની રફતાર થઈ વાંસળી.
લોથપોથ સૂતેલી રાધાએ
લોહીને ધબકારે એને સાંભળી.

સોનાની નગરીમાં અંધાર ઓણ ઊતર્યા કે નગરી બની ભેંકાર... કાનજી
ગાયોના ટોળાએ ડમરી ઉડાડીને
ઘમસાણ એવું તો મચાવ્યું
પીપળનાં પાનને ડાળીએથી ખરતાં
લાગણીના હાથે અટકાવ્યું.
અંધારી રાતે પછી અજવાળાં ઊગ્યાં, ને રાસે રાચ્યાં રસધાર ... કાનજી.

પાપાચરણ □ ભર્તૃહરિ □ અનુ. હ. ભાયાણી

(સંસ્કૃત)

કમલદલ પર ટકયા તોયબિંદુ સમા
આ બળ્યા પ્રાણ ખાતર
અમે ભ્રષ્ટવિવેક થઈ
શું નથી આદર્યું ?
ધનમદે છકી રહ્યા જડ ધનાઢ્યોની સંમુખ
નિર્લજ્જ થઈ નિજનું ગુણગાન કરવાનું
હા ! પાપ પણ આચર્યું.

## 'નોશિયા'ળ અવસાદ

□ ભાનુપ્રસાદ પંડયા

અંધકારમાં વીંઝાતી
ઉલૂકની પાંખથી છેદાતા
પવનચિત્કારમાં સંભળાતો,
દૂરદૂરની યંત્રભઠ્ઠીમાં
ઊકળતા લોહરસની
છરીધારથી બાટી
ગંધથી ગૂંગળાવતો,
હાથલિયા થૂવેરકાંટાની
અણીની જેમ રોમરોમમાં
તીણું ખૂંપી રહેતો,
અને...
દરિયાઈ મોજાં ઉપરથી
ફીણ, ભેજ અને ક્ષારના બેસ્વાદને
જીભ પર ભભરાવી ચચરાવતો-
ઉબકાવતો આ
'નોશિયા'ળ અવસાદ
ઘેરી રહ્યો ચોપાસ,
અને તેમાં તરફડી
રહ્યા આ શ્વાસ !

## હોય છે □ 'પ્રણય' જામનગરી

(મુક્તક)

આયખું આ રજકણોનું હોય છે
સ્વપ્ન તો થોડી ક્ષણોનું હોય છે
શ્હેર જેવું નામ એને પણ મળે
જીવવું જ્યાં વળગણોનું હોય છે

## નિજ ગીતની ખોજ

□ રવીન્દ્રનાથ

□ હ. ભાયાણી

વનસ્થળીને પથ
લટકતા તંતુજાળે
નેજ છાયા
પરસ્પરને સ્પર્શથી સંવેદતાં.

ઉન્નત બની તૃણ
નિજ કુસુમની
હાસ્યલહરીઓ ઉછાળે અંતરિક્ષે -

ક્ષિતિજને ટીકી રહું હું
ચકિત નયને
ખોજતો નિજ ગીત.

□ કિશોર શાહ

સાંજનો ડૂબતો સૂર્ય
સિગારેટના ધુમાડામાં લપેટાઈને
ધીરે ધીરે
ઍશ - ટ્રેમાં
આથમતો ગયો
.....
તું મારી સાથે નથી
એ સત્ય છે
પણ સૂની શેરીના સોગંદ :
હું તારી સાથે જ છું.

## દાણો ફેંકનાર □ એફ. આર. સ્કૉટ □ નીના રામૈયા

(કૅનેડિયન)

દિલ્હીની શેરીના અવાજ, રંગ અને જ્ઞાતિનાં
વમળ, અંતહીન અને બિન-આયોજિત,
તેને ખલેલ પહોંચાડતાં નહોતાં તે જમીન ઉપર બેઠો હતો ત્યારે
–તેની ચાતુરીના નાના કુંડાળામાં.

એક લીલું પંખી તેની આંગળી ઉપર ગોઠવાઈ ગયું.

તેણે હવામાં અનાજનો દાણો ફેંક્યો, અને ઝડપી પાંખો
ઉપર તરફ વીંઝીને પંખીએ પકડી પાડયું નાનકડું ઈનામ,
એકાદ ક્ષણ માટે એ માથા ઉપર છૂટથી ઊડયું,
ભારતની જમાનાજૂની પ્રસંગકથા.
પછી, પાંખ બીડીને, ઓચિંતાનું જઈને અટક્યું
રાહ જોતા હાથ ઉપર

ફરી પાછું પંખી સલામત હતું. એક નાનકડું લીલું પંખી.

એક દિવસ જીવંત હવામાં મેં ઉછાળ્યું કશુંક
જેને પોષણ ખાતર મેળવવા તેં ઉછાળો માર્યો,
તને ઉપર તરફ અને પેલે પાર લઈ જતું કશુંક.
પણ મેં તો મારા હાથની અદબ વાળેલી હતી
અને હું તને જોતો રહ્યો આકાશમાં ઊડી જતાં, ક્ષીણ થતાં.

## ઊંધી ખોપરી □ ભર્તૃહરિ □ અનુ. હ. ભાયાણી

(સંસ્કૃત)

મુખ તૃષાથી સુકાતાં પીએ સુરભિ, સ્વાદિષ્ટ પાણી,
ક્ષુધાથી પીડાતાં ગ્રસે શાક ને દાલશાલિ
યદા કામઅગ્નિ ભભૂકે, ભીડે નારીને બાથમાં :
શી ઊંધી ખોપરી લોકની !–
માત્ર વ્યાધિ-પ્રતીકારને સુખ સમજતા !

અભિશાપ □ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુશ્રી દલાલ

જો દરેક વૃક્ષ
પોતપોતાનો છાંયડો લઈને
મારી પાછળ દોડવા લાગે.
અને ચંદ્ર અંધારામાં
પૂંછડીની જેમ મને વળગી જાય તો ?
કેટલી મુશ્કેલ થઈ જાય આ યાત્રા !
નહીં, કેટલી તિરસ્કારભરી !
જો પક્ષીઓની પાછળ પાછળ
ઝરણાં ઊડવા લાગે.
અને વસંત હંમેશાં
દરેક કળીના ઝૂમખામાં ભરાઈ રહે, તો ?
કેટલી નાની થઈ જાય આ દુનિયા !
નહીં, કેટલી કુરૂપ !
વરદાન અભિશાપ છે,
વણમાગી સ્વાધીનતાનું
જે ઈચ્છા વિના લાદવામાં આવે તે
સુખ સંતાપ છે !

સુગંધ
□ મદનકુમાર અંજારિયા "ખ્વાબ"

સુગંધ કદી
કોઈ જગ્યા રોકતી નથી
એટલે જ
કોઈ જગ્યા
સુગંધને રોકી શકતી નથી.

પ્રશ્ન □ મેઘનાદ હ. ભટ્ટ
કોઈ આડની વાડ કે પહાડ ન હોય
છતાં તડ કે તિરાડ પડે
અને રાડ ન પડે,
ગળે બાઝેલો ડચૂરો આંખે બાઝે
આંખોમાંથી મોતીબિંદુ સરે ન સરે
અને, પૃથ્વીની પ્રદક્ષિણા તો અવિરત ચાલુ રહે
ત્યારે
આકાશમાંથી એકાદ તારોય ખરતો હશે ખરો ?

# THREE POEMS □ Chinu Modi
□ Tr. Nita Ramaiya

## 1. HARRASSMENT

Although much time has passed by, when both of us were in love
And were separated from each other due to the dispute
Over the issue of loyalty in love. Even after that why do I
Miss my heart-beat if I see you walking down the road ?
While going home at night by the last bus of the day
Why do I still try to have a long look at your house
On the road I am passing through ?

Why does this heart forget modesty and why do the eyes lose control
When someone introduces smilingly the person whose name
Is the same as yours ? Sometimes at leisure, in my idle hours
I ransack my cupboard and find your letter folded,
Why, all of a sudden, do I find myself sinking in deep waters ?

My heart harasses me daily by asking me such questions,
Doesn't your heart harass you any time in the same way ?

## 2. ON THE FIRST DEATH ANNIVERSARY OF MY FATHER

Why are you getting away from me ? You are being
Pushed by time slowly....

I am . hardly out of my bed in the morning and remember you
first of all,
Sometimes I burst into a cry helplessly for no reason at all,
The chain of our relationship did not slacken a bit,
It has always been the same topic in our conversation at home,
All your friends and relatives of your age remember you
Quite a lot.

Now I do not remember you in the same way as I did before
As some time has elapsed, when I drink two cups of tea
Like the way you used to, sometimes, my heart brims over with
your memories;
Gradually everything in the house is transformed according to
the state of my heart.

Even I am getting away from you, I am also being
Pushed by time gently....

### 3. HOW ARE YOU ?

How are you? Fine?
Has the job of just asking daily about the face
Seen in the mirror always been mine ?
How are you ? Fine ?

The very foot-prints can be seen
And what about the name of the path ? It's said : Nothing,
These are seven men keeping a watch on the hurt emotions.
What job do they have at the gate ? It's said : Nothing;
The very pigeons came to empty the sea
And they are asking now, is the water salty and brine?
How are you ? Fine ?

You will find a mirror in water if you look into it
*And if you look into the mirror you will find nobody there,*
It starts drizzling by the time you say "Nobody"
And if you look into the drizzle you will find nobody there;
Two tears drip down like withered flowers
And the eyes are asking: Is this water water yours or mine ?
How are you ? Fine ?

## આધુનિક કૃષ્ણસંદેશ □ સવ્યસાચી

પુરાણકાળે
કુરુક્ષેત્રમાં પ્રબોધ્યું કૃષ્ણે અર્જુનને :
'શત્રુ હણ્યે તું ધરતી માણશે,
રણે ખપ્યો તો પામીશ સ્વર્ગ.'

આધુનિકમાં
વાઙ્‌મય ક્ષેત્રે કૃષ્ણતણો એ પુનસંદેશો
સંમજુ ચતુર લોક સૌ બૂઝે :
'ઈતરનું કરવું ઉન્મૂલન,
નિજતણું કરવું ઉન્મૂલન.'

Even I am getting away from you, I am also being
Pushed by time gently....

3. HOW ARE YOU ?

How are you? Fine?
Has the job of just asking daily about the face
Seen in the mirror always been mine ?
How are you ? Fine ?

The very foot-prints can be seen
And what about the name of the path ? It's said : Nothing,
These are seven men keeping a watch on the hurt emotions.
What job do they have at the gate ? It's said : Nothing;
The very pigeons came to empty the sea
And they are asking now, is the water salty and brine?
How are you ? Fine ?

You will find a mirror in water if you look into it
And if you look into the mirror you will find nobody there,
It starts drizzling by the time you say "Nobody"
And if you look into the drizzle you will find nobody there;
Two tears drip down like withered flowers
And the eyes are asking: Is this water water yours or mine ?
How are you ? Fine ?

## આધુનિક કૃષ્ણસંદેશ □ સવ્યસાચી

પુરાણકાળે
કુરુક્ષેત્રમાં પ્રબોધ્યું કૃષ્ણે અર્જુનને :
'શત્રુ હણ્યે તું ધરતી માણશે,
રણે ખપ્યો તો પામીશ સ્વર્ગ.'

આધુનિકમાં
વાઙ્‌મય ક્ષેત્રે કૃષ્ણતણો એ યુગસંદેશો
સમજુ ચતુર લોક સૌ બૂઝે :
'ઈતરનું કરવું ઉન્મૂલન,
નિજતણું કરવું ઉન્મૂલ્યન.'

આદરણીય સુરેશભાઈ.

“કવિતા” અને અન્ય પ્રકાશનો આપના હસ્તક સહજ રીતે પ્રગટ થતાં જોયાં છે અને માણ્યાં છે. આપની કવિતા શબ્દ-અશબ્દ અને દૃશ્ય-અદૃશ્યમાંથી પ્રગટે છે જે અનન્ય હોય છે.

“કવિતા”ના જૂન ૧૯૯૮ના અંકમાં અન્ય કવિઓનાં મૌલિક કાવ્યો અને અનુવાદિત કાવ્યો વાંચવા એ અનેકવિધ લાગણીઓની અનુભૂતિ છે અને એટલે આપે મને મારી પસંદગીનું કાવ્ય ચૂંટવાની જવાબદારી સોંપી છે એ અઘરું કામ બની રહ્યું છે.

શ્રી સીતાકાંત મહાપાત્રની ઉડિયા કવિતા (અનુવાદ - જયા મહેતા) “મૃત્યુની ચીરજનો અંત નથી” અદ્ભુત છે.

મૌલિક કાવ્યોમાંથી શ્રી ભાનુપ્રસાદ પંડ્યાની “કેમ લખવી કવિતા” વધુ ગમે છે. આ કાવ્યમાં કવિને કુદરતની ખોટ જેટલી સાલે છે એટલી જ મનુષ્યે ઊભા કરેલા કપટ અને ખંધાઈ ખટકે છે. અને એટલે જ લોહીલુહાણ કવિતા જન્મે છે. કાવ્યમાં સમકાલીન સામાજિક પરિસ્થિતિ ઈતિહાસમાં જવાબ શોધતી દેખાય છે.

આપે સોંપેલી જવાબદારીને કારણે કાવ્યોની સાથેસાથે સ્વમાં પણ ઊંડો ઊતરી શક્યો છું એ માટે આપનો ઋણી છું.

આભાર સહ,
આપનો
ભરત મામણીઆ

## જૂનો પુરાણો તારો એક પત્ર

□ રાજેન્દ્ર ઉપાધ્યાય
□ નૂતન જાની

(હિન્દી)

વરસાદ
વરસાદ
રાતભર વરસાદ

હું
મારી બારીના તૂટેલા કાચ પર
લગાવું છું
જૂનોપુરાણો તારો એક પત્ર.

□ રુમિ
(પર્શિયન)

હું તો કથીર છું,
તારે કારણે દોસ્ત, હું સોનું
હું તો પથ્થર છું, પણ
તારે કારણે - રત્ન.

# જ્યાં આકાશ એક નગણ્ય તંબૂ છે

□ ક્લૅર હેરિસ □ અનુ. શીરીન કુડચેડકર

કનેડિયન કવિ ક્લૅર હેરિસના એક દીર્ઘ કાવ્યનો શિરીન કુડચેકરે કરેલો ગુજરાતી અનુવાદ, મૂળ અંગ્રેજી કાવ્ય સાથે આ પુસ્તકમાં પ્રગટ થયો છે. આઠ પાનાંના એક કાવ્યનું આ પુસ્તક છે. તેમાં બે ભાષામાં કાવ્ય ઉપરાંત, કનેડિયન સાહિત્યનો જેમનો ઘણો ઊંડો અભ્યાસ છે એવાં શિરીનબહેનની વિવેચનાત્મક વિસ્તૃત પ્રસ્તાવના, પ્રસ્તુત ગુજરાતી અનુવાદના પુસ્તક માટે જ ક્લૅર હેરિસે ખાસ લખેલું નિવેદન (અંગ્રેજીમાં) તેમ જ પ્રસ્તુત કાવ્યનું કથાવસ્તુ રિગોબેરતા માન્ચૂના અહેવાલ પર આધારિત છે, તેનું ભાષાંતર પણ આ સાથે પ્રગટ થયું છે.

ક્લૅર હેરિસ શ્યામવર્ણી કવિ છે. સ્વતંત્ર અમેરિકામાં પણ શ્યામવર્ણી પ્રજાએ જે અત્યાચાર ભોગવ્યા છે, એની વ્યથાની કથાનું અહીં કાવ્યમાં રૂપાંતર છે. ગ્વાતેમાલાની પ્રજાએ ગોરી પ્રજાના અમાનુષી અત્યાચાર સહેવા પડ્યા, એનો તેમણે સામનો પણ કર્યો અને કેટલાય લોકો મરણને શરણ થયા. એમની આ વ્યથાને કવયિત્રીએ લાગણીવેડામાં તણાયા વગર, આક્રોશ કર્યા વગર સાદી, સરળ લાગતી ભાષામાં માર્મિકતાથી પ્રતીકાત્મક ને વ્યંજના ગર્ભ રીતે અભિવ્યક્ત કરી છે.

કાવ્યનું શીર્ષક છે "જ્યાં આકાશ એક નગણ્ય તંબૂ છે." આકાશ એટલે વ્યાપક વિશાળ તત્ત્વ, તે જાણે તંબૂ જેવું નાનું સંકુચિત થઈ ગયું છે, તે પણ એકદમ નગણ્ય, તુચ્છ. જીવનમાં જેને ઉપર ખુલ્લું જીવનદાયી આકાશ નથી મળ્યું તેનું આકાશ તંબૂ જેવું સાંકડું ને અસ્થાયી જ હોય, એનું સૂચન અહીં થયું છે. માનવે જ કરેલા અત્યાચારથી પીડાતી પ્રજાની વ્યથાને અહીં કવયિત્રીએ પ્રતીકાત્મકતાથી આલેખી છે :

"અમે શ્વાસ દાબી ઊભા છીએ જ્યારે પેલાં અન્યો
બજારના ચોકમાં પગ પછાડતા ઘૂમી રહ્યા છે."

□

"જે બનવાનું છે તે જાણવા
તારો દીકરો ચૂંટી ખણીખણીને જાગતો રહ્યો."

□

"આપણે બન્યાં છીએ બંદૂક-ગોળી-ભરી હવા
ખોપરીઓ ઊગી નીકળી છે એવાં ખેતર."

... 'why I write' નિવેદનમાં પણ આ વ્યથાને શબ્દબદ્ધ કરતાં લખ્યું

છે, In tropical landscape one's eye takes in everything except the human being...' આઠ ખંડનું આ કાવ્ય આઠ પાનાંમાં વિસ્તર્યું છે. દરેક ખંડની નીચે તે અંગે નોંધ પણ છે. આ નોંધ કાવ્યનો જ ભાગ કહી શકાય.

"આપણાં રૂંવાડાં ઊભાં થઈ જાય એવી સામગ્રીમાંથી કલાકાર કવિએ સત્ય અને કાવ્યના સીમાડા પર રહીને અનન્ય કાવ્યકૃતિનું નિર્માણ કર્યું છે." તે શિરીનબહેનના સરસ અનુવાદમાંયે માણવા જેવું છે.

–જયા મહેતા

[ક્લૅર હૅરિસ, અનુ. શિરીન કુડચેડકર, 'આકાશ એક નગણ્ય તંબૂ છે,' પ્ર. સા. ૧૯૯૧, પ્રકા. શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઈ. પૃ. ૪૮, મૂલ્ય રૂ. ૨૫/-]

## દુર્ઘટના □ સર્વેશ્વરદયાલ સક્સેના

### □ સુશી દલાલ



એક અદૃશ્ય ઈમારત
મારા ઉપર પડી છે
જે 'નથી' એના વજનથી
હું દબાઈ ગયો છું.
એક અદૃશ્ય નદી
મારા પર ફેલાઈ ગઈ છે
જે 'નહીં થાય' એની ધારમાં
હું વહી રહ્યો છું.

એક અદૃશ્ય સડક
મારી નીચેથી પસાર થઈ ગઈ છે
જે 'નહોતું' એના આઘાતથી
હું કચડાઈ ગયો છું.

# જ્યાં આકાશ એક નગણ્ય તંબૂ છે

☐ ક્લૅર હેરિસ ☐ અનુ. શીરીન કુડચેડકર

કનેડિયન કવિ ક્લૅર હેરિસના એક દીર્ઘ કાવ્યનો શિરીન કુડચેકરે કરેલો ગુજરાતી અનુવાદ, મૂળ અંગ્રેજી કાવ્ય સાથે આ પુસ્તકમાં પ્રગટ થયો છે. આઠ પાનાંના એક કાવ્યનું આ પુસ્તક છે. તેમાં બે ભાષામાં કાવ્ય ઉપરાંત, કનેડિયન સાહિત્યનો જેમનો ઘણો ઊંડો અભ્યાસ છે એવાં શિરીનબહેનની વિવેચનાત્મક વિસ્તૃત પ્રસ્તાવના, પ્રસ્તુત ગુજરાતી અનુવાદના પુસ્તક માટે જ ક્લેર હેરિસે ખાસ લખેલું નિવેદન (અંગ્રેજીમાં) તેમ જ પ્રસ્તુત કાવ્યનું કથાવસ્તુ રિગોબેરતા માન્ચૂના અહેવાલ પર આધારિત છે, તેનું ભાષાંતર પણ આ સાથે પ્રગટ થયું છે.

ક્લૅર હેરિસ શ્યામવર્ણ કવિ છે. સ્વતંત્ર અમેરિકામાં પણ શ્યામવર્ણી પ્રજાએ જે અત્યાચાર ભોગવ્યા છે, એની વ્યથાની કથાનું અહીં કાવ્યમાં રૂપાંતર છે. ગ્વાતેમાલાની પ્રજાએ ગોરી પ્રજાના અમાનુષી અત્યાચાર સહેવા પડયા, એનો તેમણે સામનો પણ કર્યો અને કેટલાય લોકો મરણને શરણ થયા. એમની આ વ્યથાને કવયિત્રીએ લાગણીવેડામાં તણાયા વગર, આક્રોશ કર્યા વગર સાદી, સરળ લાગતી ભાષામાં માર્મિકતાથી પ્રતીકાત્મક ને વ્યંજના ગર્ભ રીતે અભિવ્યક્ત કરી છે.

કાવ્યનું શીર્ષક છે "જ્યાં આકાશ એક નગણ્ય તંબૂ છે." આકાશ એટલે વ્યાપક વિશાળ તત્ત્વ, ને જાણે તંબૂ જેવું નાનું સંકુચિત થઈ ગયું છે, ને પણ એકદમ નગણ્ય, તુચ્છ. જીવનમાં જેને ઉપર ખુલ્લું જીવનદાયી આકાશ નથી મળ્યું તેનું આકાશ તંબૂ જેવું સાંકડું ને અસ્થાયી જ હોય, એનું સૂચન અહીં થયું છે. માનવે જ કરેલા અત્યાચારથી પીડાતી પ્રજાની વ્યથાને અહીં કવયિત્રીએ પ્રતીકાત્મકતાથી આલેખી છે :

"અમે શ્વાસ દાબી ઊભા છીએ જ્યારે પેલાં અન્યો
બજારના ચોકમાં પગ પછાડતા ઘૂમી રહ્યા છે."

☐

"જે બનવાનું છે તે જાણવા
તારો દીકરો ચૂંટી ખણીખણીને જાગતો રહ્યો."

☐

"આપણે બન્યાં છીએ બંદૂક-ગોળી-ભરી હવા
ખોપરીઓ ઊગી નીકળી છે એવાં ખેતર."

ક્લૅર હેરિસે 'why I write' નિવેદનમાં પણ આ વ્યથાને શબ્દબદ્ધ કરતાં લખ્યું

છે, In tropical landscape one's eye takes in everything except the human being...' આઠ ખંડનું આ કાવ્ય આઠ પાનાંમાં વિસ્તર્યું છે. દરેક ખંડની નીચે તે અંગે નોંધ પણ છે. આ નોંધ કાવ્યનો જ ભાગ કહી શકાય.

"આપણાં રૂંવાડાં ઊભાં થઈ જાય એવી સામગ્રીમાંથી કલાકાર કવિએ સત્ય અને કાવ્યના સીમાડા પર રહીને અનન્ય કાવ્યકૃતિનું નિર્માણ કર્યું છે." તે શિરીનબહેનના સરસ અનુવદમાંયે માણવા જેવું છે.

–જયા મહેતા

[ક્લૅર હૅરિસ, અનુ. શિરીન કુડચેડકર, 'આકાશ એક નગણ્ય તંબૂ છે,' પ્ર. સા. ૧૯૯૧, પ્રકા. શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઈ. પૃ. ૪૮, મૂલ્ય રૂ. ૨૫/-]

## દુર્ઘટના □ સર્વેશ્વરદયાલ સક્સેના

### □ સુશી દલાલ



એક અદૃશ્ય ઈમારત
મારા ઉપર પડી છે
જે 'નથી' એના વજનથી
હું દબાઈ ગયો છું.
એક અદૃશ્ય નદી
મારા પર ફેલાઈ ગઈ છે
જે 'નહીં થાય' એની ધારામાં
હું વહી રહ્યો છું.

એક અદૃશ્ય સડક
મારી નીચેથી પસાર થઈ ગઈ છે
જે 'નહોતું' એના આઘાતથી
હું કચડાઈ ગયો છું.

## દ્વારકેશની વ્યથા □ દેવેન્દ્ર દવે

હ્યાં આઠ આઠ પટરાણી કરંત સેવા-
તાંબૂલ એક ધરતી, દ્વિતીયા ઉમંગે
સ્વાદિષ્ટ ભોજનતણાં લઈ થાળ આવે!
ઢોળંત ચામર, વળી ચરણો દબાવે,
ને જાજમો મખમલી વળી કો' બિછાવે;
હિંડોળખાટ ઝૂલતી મુજ સંગ હર્ષે!
મ્હેક્યે જતી સુખડ-શી મલકંત ગોષ્ઠિ,
કૂંપો ગ્રહી કનકનો કર કો'ક ફોરે!

ને તોય આ નગરમાં હજી ગોઠતું ના,
ચોકી ભરંત પહેરેગીર-રાક્ષસો શા
ભાસે મને; વિહરવા નહિ મુક્ત કાંઠો
કાલિંદીનો; મયૂરપિચ્છ તણું જ છોગું!
ક્યાં?-કામળી-લકુટી-ગોરસ-ધેનુ-બંસી,
રાધાતણાં વિરહ વ્યાકુલ વેણ, હંસી...?!

## મહેકી તું રહેતી □ દેવેન્દ્ર દવે

'દવા પીધી કે? બા....' વિવશ નજરે હું નીરખતો
તને, તું પે આંખો હળુહળુ હલાવી મુજ ભણી
રહી તાકી શુંયે! ઘણુંય મનમાં તું વલખતી:
થશે શું આ ભોળા શિવ-હૃદયનું? ના જગતની
કશી આંટી-ઘૂંટી વળગી! મુખપે મૌન મલકે!
દુણાયેલા હૈયે સ્વજન વચનું એકલ સહે!

સૂના આ સંસારે કદીય ફરકી ના સુખઘડી-
તને આધિવ્યાધિ સ્વજનની ઉપાધિ વળગી'તી!
ઘડી છેલ્લી આવી સમીપ થયું રુગ્ણાલય ઘર!
પસીનો, રૂ વીંટયું તન, સતત નર્સો ફરકતી
રહે, શય્યાધીના કણસતી રહી ઘી ઘડીઘડી!
બિડાયેલાં નેત્રો 'પરભુ'તણી આરાધ કરતાં!

સુગંધો ફૂલોની, કજળી શગ ને ચંદન સમી
મહેકી તું રહેતી-કપૂર સમી કાષ્ઠેથી ઊડતી!

## શહેર □ કાવાફી □ ઉષા ઠક્કર

(ગ્રીક)

તેં કહેલું: "હું બીજા દેશમાં જઈશ, બીજા કિનારે,
આ શહેરકરતાં વધુ સારું બીજું શહેર શોધીશ.
જે કંઈ કરવા લઉં છું અવળું જ થવા સર્જાય છે
ને મારું હૃદય કંઈક મરી ગયું હોય તેમ દટાઈ જાય છે.
મારા મનને આવી જગ્યામાં કેટલો સમય વળોટ્યા કરું?
જ્યાં જઉં છું, જ્યાં જોઉં છું,
મારા જીવનના કાળાં ખંડેર જોઉં છું, અહીં
જ્યાં મેં આટલાં વર્ષો વિતાવ્યાં છે, વેડફ્યાં છે,
તેમને સંપૂર્ણપણે નાશ કર્યા છે."

તને બીજો દેશ નહીં મળે, નહીં મળે બીજો કિનારો,
આ શહેર હંમેશાં તારો પીછો કરશે.
તું તે જ શેરીઓમાં ચાલશે, ઘરડો થશે
તે જ પાડોશમાં, વાળ સફેદ થશે તે જ ઘરોમાં.
આ જ શહેરમાં તારો અંત આવશે, આશા ન
રાખ કશાની ક્યાંય :

તારે માટે કોઈ જહાજ નથી, કોઈ રસ્તો નથી.
હવે તેં તારું આખું આયુષ્ય અહીં વેડફ્યું છે, આ નાનકડા ખૂણામાં
તેં જગતમાં પ્રત્યેક સ્થળે તેનો નાશ કર્યો છે.

## નરનટ □ ભર્તૃહરિ □ અનુ. હ. ભાયાણી

(સંસ્કૃત)

ઘડીક શિશુ તો ઘડી યુવક કામરસિયો બને,
ઘડીક ધનહીન તો ઘડીક વૈભવે ઉલ્લસે.
વળી જીરણ અંગ ને કરચલીવળેલી ત્વચા–
અંતે સંસારનાટયે નરનટ યમધાનીય પર્દે પ્રવેશે.

## ৯। প্রত্যাশা

তুমি কবিতা লেখো? গান গাও?
বিশ্বাস করো, এ সব কিছুই আমি জানতাম না।

তোমার আসার আমি প্রত্যাশা রাখি নি।
আমি অদৃষ্টের মোড়ে একা-একা থেমে
শপথ নিয়েছিলাম, যে আসে অতিথি,
তাকেই সর্বস্ব দেবো, দেহ-মন-প্রাণ,
আমি কোনো সুদর্শনে প্রত্যাশা রাখি নি।
তোমার গুণের আমি প্রত্যাশা রাখি নি।
নিশ্চয় ভেবেছিলাম, বহুগুণী হবে
তুমি, এই হৃদয়ের বিভূতি-মণ্ডলে।
এবং আশ্চর্য হবে পাবিত্র্য-তেজে।
আমার অগ্রিম স্বপ্নে, তীব্র প্রত্যাশায়
আমি কোনো সম্পূর্ণের অপেক্ষা রাখি নি।
তোমার প্রেমের আমি প্রত্যাশা রাখি নি।
যেন, ঝাঁপ দিলে থই পাবোই অতলে। যেন
ভাসিয়ে দিলেই কূলে ভিড়বে তরণী।
আমার পরম প্রশ্নে, যোগ্য জিজ্ঞাসায়
আমি কোনো উত্তরের প্রত্যাশা রাখি নি।

রাজলক্ষ্মী দেবী

## હા ! અપેક્ષા ☐ રાજલક્ષ્મી ☐ નલિની માડગાંવકર

તમે કવિતા લખો છો ! ગીત ગાઓ છો !
સાચું કહું, આ બધું હું કંઈ જ જાણતી નહોતી.

તમારા આવવાની આશા મેં નહોતી રાખી.
અદૃષ્ટના વળાંકે એકલાં એકલાં ઊભા રહીને
મેં પ્રતિજ્ઞા લીધી હતી, જે અતિથિ આવશે એને જ સર્વસ્વ અર્પીશ, દેહ,
મન, પ્રાણ.
મેં કોઈ રાજાના કુંવરની આશા નહોતી રાખી.

તમારા ગુણોનીય આશા મેં નહોતી રાખી.
તોય જાણતી હતી, બહુ ગુણવાન હશો
તમે, હૃદયની શોભા પરત્વે
અને અદ્‌ભુત હશો પૂજા-તેજથી.

મારા પહેલવહેલા સપનામાંય તીવ્ર અપેક્ષાથી
મેં કોઈ સદ્‌ગુણોની ઝંખના નહોતી કરી
તમારા પ્રેમની આશાય મેં નહોતી રાખી.
જાણે કે, ઝંપલાવતાં જ એ પાતાળમાં મળશે
જાણે કે, હંકારતાં જ હોડી કિનારે પહોંચશે.

મારા પરમ પ્રશ્નમાં, યોગ્ય પૃચ્છામાંય
મેં કોઈ ઉત્તરની અપેક્ષા નહોતી રાખી.

☐ રુમિ
(પર્શિયન)

એક વખત પ્રિયતમાએ એના પ્રિયતમને પૂછયું : "દોસ્ત,
તેં તો દુનિયામાં ઘણાં સ્થળો જોયા છે !
હવે –આ બધામાંથી શ્રેષ્ઠ શહેર કયું ?"
એણે કહ્યું : "જ્યાં મારી પ્રિયતમા રહે છે તે."

□ સુરેશ દલાલ

'ખેલત વસંત આનંદ કંદ' મકરંદ તમે મરજીવા
એક પલકમાં ડૂબકી મારી
એક ઝલકમાં ઊંચકી લાવો લખ લખ અલખતણા કૈં દીવા

અલકમલકની સાથે નાતો તોય બ્હારથી કોરા
ભીતરમાં તો ઝમી રહ્યાં છે ઝરમર ઝરમર ફોરાં.
કોઈ આઘાં નહીં, કોઈ ઓરાં નહીં :
ઘટ ઘટ વ્હેતાં ગંગાજળને અકળ સકળને પીવા

અણગમતું અહીં કંઈ નથી ને 'ગમતાંનો ગુલાલ' કરે.
પરમ તણી આ પ્રીત પામીને શબદ શબદને ન્યાલ કરે.
વાતવાતમાં વ્હાલ કરે, લયન્તાલ કરે :
ગીત, ગઝલ ને ભજનની માળા-
ગૂંથતો જાય છે મારો મિતવા !

## કેટલા અમને નચાવીશ ? □ ભર્તૃહરિ

□ અનુ. હ. ભાયાણી

(સંસ્કૃત)

દુષ્ટજનને રીઝવતાં
કટુવચન હા ! કેમે ગળ્યાં;
શૂન્ય ચિત્તે, રૂંધી આંસુ, હાસ્યનાં ફૂલ પાથર્યાં.
જડસુની સંમુખ પણ ઊભા રચીને અંજલિ :
કહે, કેટલા અમને નચાવીશ નાચ હજીયે,
રે હતાશા ?

## અર્ધો કલાક □ કાવાફી □ ઉષા ઠક્કર

તું ક્યારેય મારો નહોતો, અને માનું છું
ક્યારેય થશે પણ નહીં, થોડાક શબ્દો, એક અભિગમ,
ગઈ કાલે બારમાં થયું તેમ તેથી વિશેષ કશું નહીં.
દુઃખદ છે, કબૂલું છું, પણ કલાના બંદા આપણે

ક્યારેક મનની તીવ્રતાથી
આનંદ સર્જી શકીએ છીએ જે લગભગ દૈહિક લાગે-
અલબત્ત થોડા સમય માટે જ.
એટલે જ ગઈ કાલે બારમાં-
મેં નખશિખ ઉત્તેજનાથી ભરપૂર અર્ધો કલાક ગાળ્યો.
મને લાગે છે તું સમજેલો
અને મારે માટે સહેતુક વધુ રોકાયેલો.
તેની બહુ જરૂર હતી.
કારણ કે બધી કલ્પના સાથે,
શરાબના બધા જાદૂ સાથે
મને તારા હોઠ જોવાની જરૂર હતી,
મારી બાજુમાં તારા શરીરની જરૂર હતી.

## પૂર્ણિમા પ્રેમ

**□ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુશી દલાલ**

મારી અને ચંદ્રની વચ્ચે
એક જીવિત સમાધિ
જેની ચારે તરફ ચાંદની ખીલી રહી છે.
ધન્ય છે તમારો પ્રેમ!
એક પીળો સાગર-
મૌન, નિશ્ચલ, અલૌકિક, અપાર.
જેમાં હું
એક ભૂરી નાવની જેમ ડૂબી રહ્યો છું.

## થાય છે

□ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

જીવવાનો ક્યાં અનુભવ થાય છે ?
આપમેળે ઓછો આસવ થાય છે.

આયખું ઝૂક્યું છે અડધી કાઠીએ;
શાનું, કોને, ક્યારે ગૌરવ થાય છે ?

મોગરો સ્મરણોનો મઘમઘતો રહે;
ડૂસકાંનો એ જ વૈભવ થાય છે.

ધ્વજ કફનનું કામ પણ આપી શકે;
છાંયડો ધીરે તે પાલવ થાય છે.

નામ ઉચ્ચાર્યું'તું મનમાં એક વાર;
ત્યારથી અસ્તિત્વ સ્વરવ થાય છે

## સંબંધનો વિસ્તાર

□ મનીષ પરમાર

ખોઈ બેઠો યાદનો આધાર હું,
શોધનો સંબંધનો વિસ્તાર હું.

રાત તારી સાથ કાઢી તે છતાં,
આંસુનો ભૂલી ગયો આકાર હું.

શબ્દનો કાંઠો છલોછલ હોય છે,
આમ છલકાતો હૃદયની પાર હું.

સૂર્યની એકે નિશાની ના મળી,
કેટલા જન્મો જૂનો અંધાર હું!

જાય પાછું માવઠું વરસ્યા વગર,
હોઉં છું રણનો જ વારસદાર હું.

## સદાનંદ રેગેની કવિતા □ સુરેશ દલાલ

ઉમાશંકર જોશીએ ગંગોત્રી ટ્રસ્ટને ઉપક્રમે જ્યારે સાતેક મરાઠી કવિઓના કાવ્યાનુવાદનાં પુસ્તકો પ્રગટ કરવાનો નિર્ણય કર્યો ત્યારે એમની યાદી જોઈને મેં કહ્યું હતું કે આમાં કુસુમાગ્રજ, સદાનંદ રેગે અને દિલીપ ચિત્રે હોવા જોઈએ. આ વસ્તુ ઉમાશંકર ન સમજતા હોય એમ નહીં, પણ દરેક યોજનાની એક મર્યાદા હોય છે. પછીની પેઢીએ જે કામ કરવાનું છે તે આગલી પેઢીનું કશુંક અધૂરું કામ પૂરું કરવાનું. ગુજરાતી સાહિત્ય અકાદમીને ઉપક્રમે કુસુમાગ્રજનો કાવ્યસંગ્રહ પ્રગટ થઈ ચૂક્યો છે. દિલીપ ચિત્રેનો સંગ્રહ પ્રગટ થવામાં છે અને સદાનંદ રેગેનો પ્રગટ થવામાં છે ત્યારે મને કામ પૂર્ણ કરવામાં નિમિત્ત થવાનો આનંદ છે.

કવિઓ બે પ્રકારના હોય છે. કેટલાક વાંચતાની સાથે જ સમજાઈ જાય. કેટલાક તરત સમજાઈ જાય, પણ પછી આપણને એમ લાગે કે આ કવિ પાસે સરળતા છે, પણ તે સરળતા છેતરામણી છે. સમજાયા પછી પણ સમજવાનો પુરુષાર્થ સહૃદયે કરવો જોઈએ. અને કાવ્યના હાર્દ સુધી પહોંચવું જોઈએ. કેટલાક શરૂઆતમાં દુર્બોધ લાગે, પણ જેમજેમ તમે એને મનના એકાંતમાં વાંચતા જાઓ, તેમતેમ બિડાયેલા દરવાજાઓ ખૂલતા આવે. દુર્બોધતાનાં કારણો અનેક હોઈ શકે. એમાંનું એક કારણ એ પણ હોય કે કવિએ જાળ લાંબે સુધી ફેલાવી હોય અને દૂર સુદૂરના સંદર્ભો પ્રયોજ્યા હોય.

સદાનંદ રેગેની કવિતા વાંચતાંની સાથે જ પામી જાઓ એવી નથી. સહૃદય એને કહેવાય કે જે કોઈ પણ પ્રકારની કવિતા હોય તો એને માટે એ ખુલ્લો રહે અને જરૂર પડે તેમ વધુ ને વધુ સજ્જ થતો જાય. કેટલીક કવિતાઓ અમુક પ્રકારની કેળવાયેલી રુચિને માફક આવે પણ કવિ જો કશુંક પરંપરાપુષ્ટ ન લાવે તો સહૃદયે પોતાની ગરજે રુચિ કેળવવી પડે.

આ કવિતા મનમાં, કવિતા અને કવિ શું છે એનો કોઈક અંદાજ છે. કવિએ ભલે 'મન' શબ્દ વાપર્યો હોય, પણ એને વાત ચેતનાની કરવી છે, અને એ ચેતનાની વાતને પ્રગટ કરે છે. મનની ક્ષિતિજ પરથી અચાનક આવતાં પ્રચંડ મોજાંની આ બધી ક્ષણ - અર્ધ ક્ષણની રમણા છે. મોજાંનું અચાનક આવવું અને તે પણ મનની ક્ષિતિજ પરથી આવવું અને આ ક્ષણાર્ધમાં કલાકાર આકાશના ઝુમ્મરને પોતાના આશ્લેષમાં લેવાનો પ્રયત્ન કરે છે. આ ક્ષણાર્ધ માટે કવિ પિંડની બહાર નીકળીને બ્રહ્માંડના છેડા પર પહોંચે છે. સંગ્રહના પ્રથમ કાવ્યમાં અત્યંત સૂક્ષ્મ રીતે કવિએ સર્જનપ્રક્રિયાના અનુભવની વાત છેડી છે. 'અચાનક' શબ્દ પણ બહુ મહત્ત્વનો છે. પૂર્વધારણાથી કશું થતું નથી. જે થાય છે તે વીજળીના ઝબકાર માત્રમાં. શબ્દ પહેલાંની પણ એક સ્થિતિ હોય છે. એ સ્થિતિ તે સૂરીલા મૌનની. પણ મૌન કેવળ સૂરીલું હોય એટલું પૂરતું નથી. જ્યાં સુધી સૂરપંખી પાગલ મનને ઓઢે નહીં ત્યાં સુધી રહસ્ય ઊકલે નહીં. આમ, કવિએ સર્જનપ્રક્રિયાનાં પણ કાવ્યો કર્યાં છે. પ્રત્યેક કાવ્ય કવિ માટે તો નવો ઓચ્છવ છે. કળી, ફૂલ, પક્ષી, અંકુર, પાંદડાં, બીજ આ બધાં પ્રકૃતિતત્ત્વો એમની કવિતામાં આવે છે. ક્યારેક પ્રકૃતિ અને માનવકૃતિ એકદમ અડખેપડખે ગોઠવાય છે. ક્ષિતિજનો તકિયો કરીને આળોટતા ચકચૂર ડુંગર કે પાણીની પીઠ પર ઝૂકેલા ચાંદનીના વાળ - એવાં કલ્પનો પરથી પણ પ્રકૃતિ અને માનવપ્રકૃતિની જુગલબંદીનો ખ્યાલ આવી શકે.

દરેક કવિમાં એક સનાતન શિશુ પલાંઠી વાળીને બેઠું જ હોય છે અને એ શિશુ જ એમની પાસે આવા ઉદ્‌ગાર કરાવે છે.

મારા લોહીની
    ગતિ કહે છે :
    મારે કુંજરનો ભમરડો
        ફેરવવો છે.

પણ આ શિશુલીલા ત્યાં અટકતી નથી એ સારું છે. તરંગમાંથી કલ્પના તરફ કવિની કલમ કઈ રીતે ગતિ કરે છે, એ પણ જોવા જેવું છે. કહે છે :

મારા આકાશનો
    પ્રકાશ કહે છે :
    મારે બ્રહ્માંડનું કમળ
        ચૂંટવું છે

વિસ્મયનો લય અને અંતે પ્રલય અને પછી એમાંથી નવા જન્મના ઉદયની વાત કવિ કહી શક્યા છે :

મારી અસ્મિતાની
    ભસ્મ કહે છે :
    મારે ફિનિક્સનું ઈંડું
        સેવવું છે.

કોઈક કારણસર પ્રણય નિષ્ફળ જાય છે ત્યારે માણસનો આધાર સુધા કે વિષયુક્ત સ્મૃતિ પર રહ્યો છે. જે માણસ સ્મૃતિથી પર થાય છે એની વાત જુદી હોય. બાકી પ્રણયને તો જીવવાનું કે જીરવવાનું સ્મૃતિ પર જ હોય છે. સ્મૃતિનો મોક્ષ નથી. પ્રેમ અને સ્મૃતિની વાત વિવિધ સ્તર પર, વિવિધ કલ્પનો દ્વારા કવિ પ્રગટ કરી શક્યા છે. પ્રેમ એ જીવનનો વળાંક તો છે. પાગલપન વિના પ્રેમ હોતો નથી. વળાંક પરનો પાગલ ચંપો એક કાવ્યના પ્રારંભમાં છે, પણ એ જ કાવ્યના અંતે કવિએ ચંપાનું એક રાગીવૈરાગી રૂપ આપ્યું છે :

વળાંક પરનો ફકીર ચંપો
તેના મનમાં સણકાની
નાજુક ગઝલ...

કહેવાય છે કે દુઃખની વાત સહેલાઈથી થઈ શકે છે, પણ સુખની વાત સહેલાઈથી થતી નથી. આ કવિએ એક કાવ્યમાં ટોચ પર રહેલી સુખની પરાકાષ્ઠા કેવી હોય એ છેલ્લી પંક્તિને આધારે દૃશ્યમાન કરી છે.

શ્રાવણનો તડકો
આજે કેવો સુખીસુખી છે!
    લોભામણી અલ્લડ હરિયાળી પર
    ક્યારનોય તે આળોટે છે!
તારલાનું ફૂલ
આજે કેવું તૃપ્ત થયું છે!
    સ્વચ્છ સુંવાળી ઓઢણી ઓઢેલી

મસ્તીખોર કેવું હસે છે!
બધું જ એકદમ
આજે કેવું છલકાય છે!
વર્ગમાં નવી છોકરી આવે
એવું... એવું લાગે છે!

કવિનું અનુભવવિશ્વ વિશાળ છે - ઉર્વશીથી મેકબેથ સુધીનું, વિઠ્ઠલ રુક્મિણીથી જુડાસ સુધીનું. કવિના પ્રત્યેક શબ્દને ક્રોસ પર ચડવું પડે છે. પથ્થરોના જેમ પ્રકાર હોય છે, તેમ મનુષ્યોના અને સર્જકોના પણ પ્રકાર હોય છે. એમાંથી કોઈક જ પથ્થર 'રોદાંનો થિંકર' હોય એવો નીવડે છે. અહીં ગૃહસ્થી જીવન અને શરીરના સોદાની વાતને પણ કવિએ 'સોદા' કાવ્યમાં લગોલગ મૂકીને કાવ્ય સિદ્ધ કરી આપ્યું છે. બંનેનાં જુદાં કાવ્યો થઈ શકે, પણ બંનેનું એક કાવ્ય કરવું એ મુશ્કેલ છે. મુંબઈની વસંતમાં શહેરી જીવનનો અનુભવ પણ મુખરિત થયો છે. વેદના અહીં છે, પણ ભાગ્યે જ મુખરિત થાય છે. આ વાત કલાપક્ષની છે. અને વેદના વહેતી કરવા જેવી પણ નથી. એક કાવ્યમાં એટલે જ 'હિતોપદેશ' આપતા અંતે કહે છે :

તેથી કહું છું,
આમ નકામો બૂમો ન પાડ
ફૂટેલાં ફેફસાંમાંથી ડૂસકું
બહાર આવવા ન દે,
રહેવાય જ નહીં તો
વિહ્વળ થા મનમાં ને મનમાં :
સર્વેઽસ્તુ દુઃખિનસ્સુન્તુ ।
સર્વે સન્તુ રડામયા : ।।

કવિને ન હોય તો શબ્દનો મહિમા કોને હોય ? અને એટલે જ 'શબ્દ' નામનું કાવ્ય જોવાની ભલામણ કરું છું :

શબ્દો બિચારા
ભોળા હોય છે,
તેમની આટલી દુર્દશા શા માટે ?
*
શબ્દ બિચારા
એકદમ શુચિર્ભૂત હોય છે
તેમની પર આમ કાદવ ન ઉડાડો.

કાવ્યના પ્રારંભમાં અને અંતમાં સ્પષ્ટપણે એમણે શબ્દનો મહિમા કર્યો છે. કવિ અશ્લીલ થયા વિના, છીછરા થયા વિના લખી શકે છે.

છેલ્લાં કેટલાંક વર્ષોથી ડૉ. જયા મહેતા અનુવાદનો યજ્ઞ માંડયો હોય એ રીતે કાવ્યમય કાર્ય કરે છે. મૂળના કટાવને હેમખેમ રાખીને એમનો આ અનુવાદ, એમના અનુવાદકર્મની સાક્ષી પૂરે એમ છે :

વર્ષાપક્ષી

કવિના

કૃષ્ણશામળું
શાલિગ્રામ શું
શ્યામલ સુંદર
ક્ષિતિજના એ
થરથર તારે
બેસી જઈને
હીંઆ કરતું
દળવાદળની પાંખોને પંપાળી લેતું
ને વિજળીનાં પીંછા કેવાં
ઝંઝાવાતની ચાંચ થકી એ...
રુઆબ સાથે
કોમળ ગંધને
લઈને વસે
...વર્ષાપક્ષી !

સદાનંદ રેવેની સમૃદ્ધ કાવ્યસૃષ્ટિનો આપણને પરિચય કરાવવા બદલ માત્ર હું જ નહીં, સમગ્ર ગુજરાતી કાવ્યરસિકો એમના હંમેશના ઋણી રહેશે.

## મોતિયો ઊતરતા વૃદ્ધની દૃષ્ટિ □ ઉશનસ્
(હરિણી સૉનેટ)

સરસ ચક્ર કો ઝાંખો ઝાંખો અહો ઊતર્યો દગે !
પીળચટ ઝીણો આરેપારે અતીત-સુદૂરનું
સઘળું શકું હું ઝાંખી કાળે-સ્થળે; ન શું ધૂળનું
પડ અધવચ્ચે આંધી ઊડ્યું હવે નીતર્યું લગે.
અહીંથી નિરખું આધે પૂંઠે કરી કર-છાજલી !
મધુર થયું છે આખું જૈને બધું જ; મધુ ક્ષણો,
વન સમયનું આખું પાક્યું; વયના પ્રણો
પરિણતશરત્સૈત્રો જેવી ધરાય પિલાયલી
પરિણય પછીની પ્રીતિયે સુપક્વ (યથા ફ્લ)
પીળીઝળઝટી; પંપાળી જે ઉછરેલી મેડીઓ
ત્રણથીય વધુ, મોડી રાતે જરા ઠરી જોડીઓ
ઉપર ઠરી રહે જે ઔદાર્યે અપત્યસુવત્સલ;

કશુંક ક્રમનું લાગે ઝાંખું સુદૂર જતાં થતું,
કશું વળી ભૂરું પાસે પાસે પીતાંબર આવતું !

# એકાન્તનું વન □ હરીન્દ્ર દવે

પાન્ડુ : ક્રીડારત મૃગનો ચિત્કાર
હજી સાંભળું છું :
સાંભળું છું અતીતના વને
ત્રસ્ત મૃગીનું આક્રંદ.
કરથી છૂટેલું તીર વીંધી ગયું પ્રણયી હૃદય :
તૂટતા એ શ્વાસમાં ઘૂંટાયો કેવો શાપ ?

પળે પળે પીગળતા આલંબન જેવી
જીવનાઈ હવે આજકાલ.
આજનીય જીવનાઈ એળે
પછી કાલ ?

કાલ કેવી ?
કાળનાં આ પગલાં
જે ધીરિધીરિ આવે છે સમીપ.
શિશિરનાં ખરી રહ્યાં પાને પાને
વિગત જીવનની એકેક ક્ષણ મૂકી હતી :
એ ક્યાં ગઈ ?

વૃન્દ : પાંદડે પાંદડે સોહતી'તી ક્ષણો, ક્યાં ગઈ ?
ક્યાં ગઈ ?
ક્યાં ગયું ફૂલ કે જેની સૌરભ તણા તાર
પર જીવ આ ઝૂલતો'તો:
ક્યાં ગયું ફૂલ ને સુરભિયે ક્યાં ગઈ ?

પાન્ડુ : યૌવનના પ્રથમ ચરણે
વાગી ઠેસ :
પારા જેવી જીવનાઈ

કણકણ વેરાઈ આ વને,
સમેટવા એને દૃગ પાથરું
તો દૃષ્ટિ વિખેરાઈ જતી.

વૃન્દ : જોવનાઈ વાટમાં વેરાઈ ગયો પારો,
કે જોવનાઈ પૂરમાં ડૂબેલ આ કિનારો.

જોવનાઈ હરણાંની આંખડીની કીકી
કે જોવનાઈ પારધીને બાણ બની ફીકી.

પાન્ડુ : કોણ પારધી,
ને કોણ બનતું શિકાર ?

કાલનો હું પારધી
આજે માસ જ એ શરનો શિકાર.
કાલે પેલા ક્રીડારત મૃગનો ચિત્કાર
આજે ક્રીડા વિહ્વળ આ મનનો પુકાર.

ઓહ,
પાને પાને હસી રહ્યા
શિશિરના પીળા દાંત.

(પૃથા પ્રવેશે છે)

પૃથા (સચિંત) : નાથ,
અચેતન કેમ ?

પાન્ડુ : કોણ પૃથા ?
પ્રિયે, નહીં તપનું જીવન
નહીં જીવન વિલાસ :
પળેપળ જતી વૃથા.

**પૃથા :** નાથ

**પાન્ડુ :** અગોચર ભાવિ તણો હાથ
ક્યહીં દોરી જશે ?
પૃથા, આવ, તારા હૃદયે મૂકીને શિર
સાંભળું હું જીવનનો ધબકાર

**પૃથા :** ત્યજો નાથ, ક્ષુલ્લક વિચાર.

અહીં તો આ માટીના રમકડા શો દેહ
એને ભીંસો નહીં :
જીવન જે શાશ્વત વસે છે

એ તો તમારી ભીતર :
તમે નયન મીંચીને
જરા સાંભળો એ
જીવનનો સાદ.

**પાન્ડુ :** નયન મીંચું ને
ચારેકોર માત્ર અંધકાર.
નયન મીંચું ને
મારી વેદનાના વડ કેરી વડવાઈ.

નયન મીંચું
ને પડે શ્રવણ આ ક્ષુધાતુર
હૃદયનો આર્તસ્વર.
નયન મીંચું
ને હસી વરવું
શિશિર ધરે ભયંકર મૌન.
થીજી જતું જિંદગીનું શોણિત.

વૃન્દ : સૂકાં આ પાંદડાંની પામરી પહેરીને ઊભા
જંગલના એકેએક ઝાડ,
સૂસવતા વાયરામાં ઊંડું ઊંડું થાય
સૂકી ધરતીનો મેલો ઓછાડ.

પાન્ડુ : બેધારી આ વેદનાથી
વહેરાતું હૃદય

(અચાનક હવાની લહરીથી વાતાવરણમાં તાજગી પ્રસરે છે - પ્રકાશ યોજના બદલાય છે)

પાન્ડુ : સૂકાં પર્ણો પર કોના આ ચરણ ?

કોના પદધ્વનિ મહીં પ્રગટે ઝંકાર ?
કોનો છે આ સ્પર્શ, પૃથા?
પ્રથમ મિલને
તારા સ્પર્શ સમો મૃદુ.

પૃથા : અહીં કોઈ નથી, નાથ !
વેરી વાયરાના ક્રૂર હાથ
બાથ ભીડી ભીંસી રહ્યા :
ચાલો, હવે આપણી કુટિરે.

પાન્ડુ : વનના એકાન્તે પાછું
એકાન્તનું વન -
સખી, આપણી કુટિર.
ક્ષણેક્ષણ સંગ
છતાં અળગું જીવન -
સખી, આપણી કુટિર.

પૃથા : વાયરાની દાહક લહર
બહુ સારી નહીં.
ચાલો..

પાન્ડુ : દલેદલ ઊઘડતી કળીઓની
મુગ્ધ આ નજરને ચુકાવી જવું ?

પૃથા : વિહ્વળ આ મન થશે સ્થિર
ધરી પદ્મપાણિ કેરું ચિરધ્યાન.

(પૃથા પાન્ડુને લઈ જાય છે)

વૃન્દ : ચારચાર નાળિયેરી વચ્ચે
વાવ્યું વાલમ, સોપારીનું ઝાડ :
એનાં ફળ રે આવ્યાં ને તમે ક્યાં રિયા ?

(વસંતના આગમન સાથે પડદો પડે છે.)

(અપૂર્ણ પદ્યનાટકનો એક અંશ)

## આયખું □ મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

મને
નિરાશાવાદી ન માનો તો
એક સત્ય કહું-
જન્મ અને મૃત્યુની વચ્ચેથી
સમયનો એક ટુકડો
હટાવી લઈએ
તો
પ્રત્યેક માણસ
મરેલો જ જન્મે છે.

□ કિશોર શાહ

અક્ષત ધરતી પર
કોણે કંડારી કેડીઓ ?
કોણે બનાવ્યા રસ્તાઓ ?
લાંબા લાંબા રસ્તાઓ
આયુષ્ય કરતાં પણ....

## પથ્થરનાં ફૂલ

□ સુભાષ મુખોપાધ્યાય □ નલિની માડગાંવકર

ફૂલો આધાં કરો,
મને ખૂંચે છે.
ફૂલહાર
ખડકાતાં ખડકાતાં પહાડ થયો
ફૂલો
ભેગાં થતાં થતાં પથ્થર
પથ્થર આઘાં કરો
મને લાગે છે.
હવે કંઈ હું
પહેલાંનો તગડો જુવાન નથી
ન તડકો, ન પાણી, ન હવા -
આ શરીર હવે
કંઈ જ સહી શકતું નથી.
યાદ રાખજો
હવે તો હું માનો લાડકો દીકરો -
જરાકમાં જ ઓગળી જઇશ.
જવાનું હતું તેથી
એ વહેલી સવારે નીકળ્યો હતો -
પહોંચતાં પહોંચતાં સાંજ પડી રસ્તામાં
હવે શું કામ મને ખોટી કરો છો ?
સારી એવી વાર થોભ્યા પછી
ગાડી હવે ઠચુક ઠચુક આગળ વધે છે.
નાકા પર
ફૂલની દુકાન પર જામેલી ગરદી.
આ માણસ આજે કોનું મોઢું જોઈને ઊઠેલો ?
૨
જેવું ધાર્યું હતું
બરોબર એવું જ થયું. .

એ જ ધૂપ, એ જ અગરબત્તી, એ જ ફૂલહાર,
એ જ યાત્રા -
સવાર પડતાં
સભા પણ ભરાશે !
(ફક્ત ફૂલના ગુચ્છા પરનાં નામો સિવાય)
બરોબર બધો મેળ મળી ગયો.
બધાંનાં મન અત્યારે નરમ નરમ -
અને આ જ તો તક છે.
જરાક હાથ લંબાવતાં વેંત જ
અંત્યેષ્ટિ - ખર્ચો નીકળી જશે.
એક ખૂણામાં ફાટેલું ખમીસ પહેરી
કોરી આંખે
મોઢું ભીડીને
મારો દીકરો
પોટલું બનીને બેઠો છે.
અરે મારા ગાંડિયા દીકરા,
તું આવો જ ભડ કે ?
કસોટીની તો આ પાશેરાની પહેલી પૂણી
અત્યારથી ઢીલા પડયે કંઇ ચાલે ?
ફૂલો આઘાં કરો
મને ખૂંચે છે
ફૂલહાર
ખડકાતાં ખડકાતાં પહાડ થયો
ફૂલો
ભેગાં થતાં થતાં પથ્થર.
પથ્થર આઘાં કરો
મને લાગે છે.
૩
ફૂલો દ્વારા
માણસ હડહડતાં જુઠ્ઠાણાં ચલાવે છે તેથી જ

ફુલ પર મને ક્યારેય વહાલ આવ્યું નથી.
એનાં કરતાં મને ગમે છે
અગ્નિનો તણખો -
જેનાથી ક્યારેય કોઈનો મુખવટો રહ્યો નથી.
બરોબર આવું જ થશે,
એ હું જાણતો હતો.
પ્રેમનો ઊભરો એક દિવસ ઊંચો ચડશે
એ હું જાણતો હતો.
જે કોઈ હૈયાના
જે કોઈ આધારે ભલેને ભરી રાખું તોય
મારી ચાહનાઓ -
મારી જ રહેવાની છે.
રાતોની રાતો જાગતાં રહીને મેં જોયું છે
કેટલી વારે કઈ રીતે સવાર થાય છે;
મારા દિવસો વીત્યા છે
અંધારાનું રહસ્ય ઉકેલવામાં.
હું એક દિવસ, એક ઘડી પૂરતોય
થોભ્યો નથી.
જીવનમાંથી રસ નીચોવી લઈને
મેં હૃદયના ઘટઘટમાં ભરી રાખ્યો હતો
આજે એ ઊભરાઈ ઊઠયો.
ના.
હવે હું નરી વાતોથી સંતોષાતો નથી;
જ્યાંથી બધી વાતો જન્મે છે
અને જ્યાં જાય છે -
વાતોની એ ગંગોત્રીમાં,
નામની એ પરિસ્થિતિમાં,
જળ - માટી - હવામાં
હું મારી જાતને વિલીન કરી દેવા માગું છું.
કાંધ બદલો.

હવે,
સ્તુપાકાર કાષ્ઠ મને સ્વીકારો.
અગ્નિના હે રમ્ય સ્ફુલિંગ
મારી ફુલની સમસ્ત વેદનાને
ભુલાવી દો.

□ જયા મહેતા

પગ નીચે પથરાયેલી
માટીનો સ્પર્શ શું જુદો હશે ?
ઉપર છવાયેલું
ધવલનીલ વાદળછાયું
આકાશ શું જુદું હશે ?
નોખાં - કામ - દામ
નોખાં નામ - ચામ
ત્વચા નીચે ભ્રમંતું રક્ત શું જુદું હશે ?
નાડીના ધબકાર શું જુદા હશે ?
વિમાસું ઘડીભર
ન મળે ઉત્તર
ઉત્તર
મારા ને તમારા
· શું જુદા હશે ?

□ જયા મહેતા

ઑથેલો ને ઈયાગોની આ ભૂમિ
કે ડેસ્ડિમોના ને ડેફોડિલ્સની આ ભૂમિ ?
to be or not to be
કુરુક્ષેત્રે અર્જુનનો વિષાદ
હેમ્લેટ હું ? તમે ? તે ? તેઓ ? સૌ નહીં ?
કિંગ લિયર.... રાજા ઈડિપસ
સર્વશ્રેષ્ઠ મ્હોરાંની આ ભૂમિ ?
ઊંચી ઊંચી અટારીઓની
કરુણાન્તિકાની આ ભૂમિ ?
કે રંગભૂમિ ?

## એ પહેલાં □ યહુદા અમિચાઇ □ સુરેશ દલાલ

(હિબ્રુ)

દરવાજાઓ બંધ થાય એ પહેલાં
છેલ્લો પ્રશ્ન પુછાય એ પહેલાં
મારી સ્થળબદલી કરવામાં આવે એ પહેલાં
બગીચામાં કાળો પોશાક વરતાય એ પહેલાં
માફીઓ માગવાની બાકી ન રહે એ પહેલાં
કૉન્ક્રીટ કઠણ થાય એ પહેલાં
વાંસળીનાં તમામ છિદ્રો પુરાય એ પહેલાં
કબાટમાં બધીયે વસ્તુઓ વસાઇ જાય એ પહેલાં
નવા કાયદાઓ ઘડાય એ પહેલાં
પરિણામની યોજનાઓ યોજાય એ પહેલાં
ઈશ્વરના હાથ બિડાય એ પહેલાં
આપણને ક્યાંય ઊભાં રહેવાનું સ્થળ ન મળે એ પહેલાં.

## પ્રક્રિયા □ મદનકુમાર અંજારિયા

'ખ્વાબ'

માણસ બનવું
એટલે-
જો આપણે
તમાકુ હોઈએ
તો
તુલસી બનવું
તે.

□ રૂમિ
(પર્શિયન)

પ્રેમથી તમામ કડવાશ મધુરમ્ મધુરમ્
પ્રેમથી તમામ કથીર કંચનમ્ કંચનમ્
પ્રેમથી તમામ કાદવ શુદ્ધ શરાબ
પ્રેમથી તમામ દર્દે દવાનો રૂઆબ
પ્રેમથી મર્ત્ય પણ જીવંત થઈ જાય
પ્રેમથી રાજા પણ ગુલામ થઈ જાય.

## એમણે કહ્યું □ હેમેન શાહ

એમણે કહ્યું,
કોઇ હલ્કીફુલ્કી કવિતા સંભળાવો
આ પ્રેક્ષકોની પાચનશકિત બહુ સારી નથી.
પણ કવિતા ક્યાં હલ્કીફુલ્કી હોય છે ?
બધું પ્રવાહમાં ઘસડાઇ જાય
પછી જે તળિયે રહે
એને કવિતા કહેવાય.
હાહા હીહી, ઓહો, વાહવા અને ગડગડાટ
શમી જાય
પછી જે ગૂંજે
એને કવિતા કહેવાય.
વહેણના તરંગો પર તરતાં
એને ન આવડે
પણ વખત આવ્યે વહેણ બદલી શકે.
હું કવિ છું,
રસ્તે ખેલ કરતો બજાણિયો નથી.
પ્રેક્ષકોને રીઝવવાની જવાબદારી મારી નથી.
હું તો મારે જે બોલવું છે એ જ બોલીશ.
અને બોલીશ જ.

## તારી પાસ હું

□ મનીષ પરમાર

સાચવું છું આંસુની ભીનાશ હું,
માવઠું થૈ આવું તારી પાસ હું.

આમ તારા શ્વાસની લીલોતરી,
પાતળી ફરફર થતી સુવાસ હું.

ચાલવાનું આથમેલી ક્ષણ સુધી,
થૈ ગયો છું સાંજની લાલાશ હું.

કેટલા જનમો સુધી તરસ્યો ભલા !
કંઠમાં સળગી ગયેલી પ્યાસ હું.

કોઇ આવીને મનીષ ઢંઢોળતું,
હોઉં પથ્થરવત્ સૂતેલી લાશ હું.

## ચડાવું ઓશીકાને ખોળ □ જગદીશ વ્યાસ

ચડાવું ઓશીકાને ખોળ,
અને ઊડે છે એમાંથી સપનાંની નકરી છોળ.
જળદેવી ને વનદેવીની જોડે અમસ્તી કીડા,
ઝેર ઊતરે એમ ઊતરવા લાગે મારી પીડા;
ઊડી આભમાં પરીઓ સાથે કરવા લાગું ટોળ.
સાગમટે મેં જમવા નેડયો સારોયે સંસાર,
હેતે હેતે રાંધું હું તો ખીલુ ભરી કંસાર,
વ્હેની નદીઓ ઘીના રેલા, ઊભા ડુંગર ગોળ.
લાવી અમૃતકુંભ મેનકા કટિ પર કરથી ઝાલી,
હમણાં લાવી સમજ ઉર્વશી મારા માટે પ્યાલી;
અરે, અરે, હું અમૃત પી લઉં પછી મને ઢંઢોળ.

## અને □ હેમેન શાહ

ધોમધખતા ઉનાળામાં ઊભેલાં વૃક્ષો એકાએક
બંદગી માટે ઊઠેલા હાથ બની જાય છે.
આકાશ કોઈની ઉદાસ આંખ તો નથી ને?
તડકો ભીંસે છે, ચોમેરથી.
ને પવન ઉચ્છ્વાસો જેવો ગરમ
ત્યાં ટપ્.... ટપ્...
આદિવાસી સ્ત્રીની પીઠ જેવો પથ્થર
હમણાં જ ભીનો થયો.
નદીનો વિષાદ
ધોવાતો જાય છે, ધીમે ધીમે.
એક નાજું ફૂટેલું તરણું
માથું ઊંચકે છે
અને
નમી પડે છે આખું ચોમાસું–

# પૂતનાનાં બે વૈકલ્પિક સ્વરૂપો

☐ મેઘનાદ હ. ભટ્ટ

રવિ યે ના પહોંચે ત્યાં પહોંચનાર કવિ કયારેક કોઇક પૌરાણિક પાત્ર વિશે વિચારે, સર્જનકાર્ય કરે અને એ સર્જકમાં જો અનન્ય પ્રતિભા હોય તો તે વૈકલ્પિક સ્તરે કામ કરી અદ્‌ભૂત પરિણામ આણી શકે. કવિશિરોમણિ પ્રેમાનંદે પોતાની આગવી રીતે પૌરાણિક કથાઓનું નવસર્જન કર્યું અને ગુજરાતના ઘરે ઘરે આપણાં મહાકાવ્યો અને પુરાણોનાં પાત્રો બોલકાં બન્યાં. ત્યાર પછી વર્ષો સુધી અનેક સર્જકોએ મહાકાવ્યોની આ ખાણમાંથી પોતપોતાનાં અર્થઘટન કરી સર્જનસ્રોતને જીવંત રાખ્યો છે. અહીં પ્રેમાનંદની અનન્ય કલમપ્રસાદી અને ત્યાર પછી પૌરાણિક પાત્રને આપણા એક આધુનિક કવિ નવી સૂઝબૂઝથી નવસંસ્કારથી પરિષ્કૃત કરે છે તેની વાત કરવી છે.

માનવીય કે માનસશાસ્ત્રીય દૃષ્ટિએ અત્યંત વિકૃત જો કોઇ પાત્ર હોય તો પૂતના. સ્ત્રી સ્વભાવની બધી જ કુલીનતા અને કોમળતાને ભૂંસી નાખી આસુરી સ્વભાવની બધી જ કુરૂપતા એ ઉભરાવે છે. કૃષ્ણ જન્મ એ કંસ માટે નિશ્ચિત મૃત્યુ. કોઇ પણ રીતે કૃષ્ણનો નાશ કરવો અનિવાર્ય. મહાકવિ પ્રેમાનંદ કંસ-પૂતના સંબંધની લકીર આબાદ અને આબેહૂબ ઝીલે છે :

"ઉપાય કરી શત્રુ હણો તો, રાજ આપણું સર્વ ક્ષેમ રહે.
છે પ્રપંચ સંઘળા દેવના, માટે દેવનું દૈવત ટાળીએ."

આ દેવનું દૈવત ટાળવાનું ભગીરથ કાર્ય - અને માટે ગોકુળનાં બધાં જ બાળકોને હણી નાખવાનું કાવતરું રચવું પડે. આ માટે પૂતના જ યોગ્ય પાત્ર ઠરે. કારણ ? પૂતનાની તાકાત શી ?

"રિપુ ઓઘની (સમુદાયની) ઓઘ ટાળે, વિશ્વને વાંઝિયાં કરે." આ કીર્તિની વાત સાંભળી પૂતના તો પ્રસન્ન - છેવટે તો આસુરી તત્ત્વની મૂર્તિને ? પ્રેમાનંદની કલમે એનો પરિચય મેળવીએ :

"હાથ જોડી ગર્વ મોડી, કંસને પણ નમી જઇ.
બહુ જાડા પણ પાડા, ચકળ વકળ ડોળા ફરે;
જીભ કાઢે બૂમ પાડે, મનુષ્ય માત્ર છળી મરે.
દીર્ઘ અધર ઉષ્ટ્ર તણો, શ્યામ જિહ્‌વા ચાટતી;
સકુમાર મનુષ્યનું શું ગજું, દેખી અસુર સભા ફાટતી."

એથી જ તો એ કંસને સાંત્વના આપે છે :

"ભ્રાત મારા વિઘ્ન તારાં, બલા લેઇને હું મરૂં,
તારે પુણ્યે એક દિવસમાં, જગતને વાંઝિયાં કરું."

આવી બહેન મેળવી ભાઇ ગદ્‌ગદ થાય એ સ્વાભાવિક. પણ જેનો સર્વનાશ કરવાના પ્રપંચો રચાય છે એ બાળક કેવો છે ?

"કો દેવ સ્વરૂપી પુત્ર, મળ મૂત્ર નથી રે;

પરમેશ્વરને પયપાન, કરાવે યશોમતિ રે."

ને આ કૃષ્ણનો પ્રભાવ અને પ્રતાપ કેવો છે ?

દૂધે વુઠિયા મેહ, પૂર પ્રવાહ વહ્યારે;
રોગ શોક ઉચ્ચાટ, ગોકુળના ગયા રે.
અંધને આવ્યાં નેત્ર, બધિર સાંભળે રે;
અપંગને આવ્યા પાગ, પ્રભુને જોવા મળે રે."

ધર્મરાજાએ જમને વાર્યા કે ગોકુળમાં હવે તમારે જવાનું નથી. મોરલીનો નાદ, વિવિધ વાજિંત્ર, ગોવાળોનાં ગાન, ગાંધર્વોનાં નૃત્ય - કૃષ્ણલીલાનો મહોત્સવ અનેરો રહે છે. જસોદાએ તો જાણે ત્રૈલોકયના ત્રિગુણ (સત્વ, રજ અને તમ) ને દોરીએ બાંધ્યું. અઠંધ અને અવિગતને જસોદાએ ખાંડણીએ બાંધ્યું. પૂતના માટે આ બધું અસહ્ય હતું. કંસના પુણ્યે એણે સાતસો બાળકોને હણ્યા હતા ! સમગ્ર પ્રજાને અપુત્રવાન કરવાની આસુરી તત્ત્વની શક્તિ તો અપરંપાર જ હોય ને ? આમ તો ગોકુળની આસપાસ બધાં ગામોને એણે અપુત્રવાન કરી નાખ્યાં હતાં. પણ ગોકુળની તો વાત જ જુદી હતી. અહીં તો --

"નંદને ઘેરે કુંવર આવિયો, દૂધે વુઠ્યા મેહ :
શકે શત્રુ આપણો હશે, પડે મન સંદેહ."

પણ, પૂતનાને પોતાની શક્તિની પ્રતીતિ હતી. નંદજીને કંસના દરબારમાં બોલાવાય છે જેથી પૂતના પોતાનું 'પૂતના'કાર્ય સહેલાઈથી પાર પાડી શકે. નંદ કંસ સભામાં આવે છે. કંસની દયા તો જુઓ - આસુરી તત્ત્વે પણ પોતાની લીલા ખેલવા કેવાં કેવાં કપટ આદરવાં પડે છે !

"ન ઘટે તમને નંદજી, મુને રીશ એનર આવી;
અમે સાંભળ્યું જે પુત્ર આવ્યો, વધામણી નવ કહાવી.
વારુ કીધું વિધાતાએ, ઘણું અમો પામ્યા પ્રેમ :
મનસા વાચા નંદજી તારો, પુત્ર રહેજો ક્ષેમ."

જેને ક્ષેમકુશળના આશીર્વાદ અપાય છે એનો વિધ્વંસ કરવા તો પૂતના પ્રતિબદ્ધ થઈ છે. ભાઈને રીઝવવા અર્ભકનો અંત લાવવાની અભિલાષાથી પૂતના ગોકુળ આવે છે. કૃષ્ણહત્યાનું પણ લઈને આવેલી આ અસુર દૂતિને શ્રદ્ધા છે કે "હરિ રાખશે મારી લાજ." માયાવી સ્વરૂપ, પૂતનાનું સાૈંદર્ય પણ જોવા જેવું છે :

શણગાર સાજે રૂપરાજે, ગાજે ઘુઘરુપાય;
ઠમક અણવટ ઝમકઝાંઝર, છમક પહાની થાય;
નખ જ્યોતિ શું ખદ્યોતની વાજે વિછુવાનો છંદ
પગલાં ભરે કુમકુમ ઝરે, કરે કોટિક ફંદ પ્રપંચ.
કામિની ગજગામિની, ભામિની કરતી હાવભાવ;
રૂપ નિધિમાં, વિધિ બૂડે, નહીં નીસરવા નાવ.
કટિ પાતળી, કટિમેખલા છે, ઝીણી ઘુઘરમાળ;

ચીર ચરણાં ચમક વરણાં, ચોળી લખીયા મરાળ.
કંકણ ખળકે ચૂડી ચળકે. થાય ગોફણીનું ગાન.
કદળીપત્ર વાંસો વિરાજે છે, પેટ પોયણ પાન.
ભર્યો પરિમળ નાભિ નિર્મળ, રોમાવળી પંકજતંન;
મુકતામાળ હીંયે દુગદુગી, ઉઠે છબી શોભાવંત.
શું કુચ કળશ બે કનકના, છે સુધાએ સંપૂર્ણ;
કેસર બોળી ઝીણી ચોળી, દીસે ગોરું વર્ણ."

પ્રેમાનંદી કવિતા પૂતનાના માયાવી રૂપનું વર્ણન કરતાં સોળે કળાએ મ્હોરે છે. સ્ત્રી સૌંદર્યની આટલી ઝીણી વિગતોની આટલી રોમાંચક કવિતા ભાગ્યે જ અન્યત્ર જોવા મળે. જેનું જોબન રંગતરંગ છે, જેના કંઠમાં કોકિલનો નાદ છે, જેની વેસર (નાકની નથ) વાળી છે, પરવાળા જેવા ગાલ છે, જેના ગૌર ગાલે મધુકર ઝૂમે છે એવી આ સર્વોચ્ચ સ્ત્રીને જોઇ વ્રજસુંદરીઓ માંહોમાંહે વાત કરે છે:

"શકે લક્ષ્મી આવ્યા શોધતાં, નંદ ગૃહે વૈકુંઠનાથ."

પણ, વૈકુંઠનાથ તો અવિનાશી છે. 'માસી' આવ્યા જાણી નિદ્રાવશનું રૂપ કીધું - જેમ આકાશમાં ઘેરાયો આદિત્ય.

જસોદાના કુળદીપકને ગોકુળગામનો દીપક અને ગોવાળીઆનો રાય કહી પૂતના નવાજે છે. કારણ ચંદ્ર જેવું એનું મુખ જોઇ નેત્રમાં અનેરી તૃપ્તિ થાય છે. એથી જ:

"એ અમૃત મારા સ્તનમાંહે, તે કરાવું છું પયપાન;
થાય અમર બાળકનું, વપુ વજ્ર સમાન."

હળવે હાથે, પ્રાણાધાર માસી બની, જેમ રજ્જુ (દોરડી) ભ્રાંતિથી સાપ ઊંચકે, એમ પૂતના તરસ્યા ભાણેજને ઊંચકે છે. પણ છે કઠિણ માસી પૂતના તેમ ભાણેજો છે ધીટ. અને, 'એથી મુખ વિકાસી મૂકીયાં, વિખ ભર્યા કુચ (સ્તનના) દીટ. હૃદે ઉપર કર ધર્યો એક, વાંસા ઉપર બીજો હાથ અને માસીને બાથમાં લઇ ગોકુળનાથ જન્મોજન્મની ભૂખ ભાંગે છે - એક ઘૂંટડે વિખ દૂધ પીધું બીજે ઘૂંટડે શોષ્યું રુધિર.' હવે માસી ઇશ્વર સ્વરૂપ ભાણેજને ઓળખી ગયાં. વિનંતી કરે છે, પ્રાર્થના કરે છે:

મૂકો ભાણેજા ભુદરારે, મેં ઓળખ્યો સુંદરશ્યામ:
જાવા દે મુની જીવતી, નહીં આવું ગોકુળગામ -"

સમગ્ર પ્રજાને જેણે વાંઝણી કીધી'તી, સાતસો બાળકોની નિર્ઘૃણ હત્યાકરી હતી તે જસોદાને પાયે પડે છે - કંસની પોતે દૂતિ છે એમ એકરાર કરે છે. પણ વૈકુંઠનાથની કૃપાથી જે વૈકુંઠ પામે એના ભાગ્યની તો વાત જ શી ? ઇશ્વરકૃપાથી પૂતના દેવકન્યા થઇ કારણ એને તો 'સાક્ષાત્ બ્રહ્મહૃદેયર રમિયા'. આ ભાગ્ય કાંઇ જેવુંતેવું છે ?

આપણાં મહાકાવ્યો કવિમનીષી માટે હંમેશાં નવવિચાર, નવવિધાન અને નવસર્જનનું પ્રેરણાસ્રોત બનતાં રહ્યાં છે. પ્રેમાનંદ પછી સદીઓ વહી ગયા

પછી આપણા આધુનિક કવિ અનિલ જોશી પૂતનાને નવા સ્વરૂપે જુએ છે. મે ૧૯૯૨ના "નવનીત-સમર્પણ'માં અનિલ (ઘણા સમયના મૌન પછી નવી જ તરેહના, પોતાને પણ અનુકમી જતાં ગીતો લઈને આવે છે ત્યારે) એક ગીત લઈને આવે છે: 'પૂતનાનું ગીત'. અહીં સ્ત્રીત્વ એ ક્યારેય મુરઝાય કે રૂંધાય એવી શક્તિ નથી એની યશગાથા રચાય છે. આસુરી તત્ત્વનું આવરણ એક અભિશાપ છે એનું ક્રંદન છે. કવિ કહે છે :

"શ્યામ, તમે લાકડાની ધાવણીને ધાવો
મારા દૂધભર્યા કુંભ ઉપર મરતકની (મૃત્યુના) ઢાંક હતી
અમરતનો નથી કોઈ દાવો."

આ પૂતના સ્ત્રીના મૂળભૂત અવતારનું પ્રતીક છે. એથી કહે છે કે મારામાં કોઈ કૂડકપટ નહોતું, પણ કોઈક અકળ સગપણના (કંસના આસુરી સંબંધ) સંબંધે એ બંધાયેલી હતી, ઘેરાયેલી હતી. બાકી, આમનો એ સંપૂર્ણ સ્ત્રી. યૌવનની અકળક કવિતા એના દેહમાંથી નીતરે છે. કાવ્યની અદ્ભુત પંક્તિ હવે મળે છે.

"કમખો ફાટે તો એને બખિયા મરાય પણ થાનલો ફાટે તો કોણ સાંધે ?"

પૂતના પ્રાર્થના જેવી આર્દ્ર વાણીથી કબૂલ કરે છે : 'મારામાં એક મા બેઠી હતી મને હાલરડું યાદ હજી રહેતું.' કારણ એના પાંદડાની સાવ ઝીણી જાળી જેવી નસનસમાં ભરપૂર દૂધ વહેતું હતું. સંજોગોએ એ (કંસની બહેન થવું એ જ કમભાગ્યને ?) એવી હતભાગી હતી કે સ્ત્રી છે, માસી છે છતાં "મારા ખોળામાં તો ફૂંકનો છાંટો નથી. મારી સાદડીમાં શ્યામ, તમે આવો." 'સાદડી'નો લૌકિક અર્થ કરીએ (મૃત્યુ પછીની શોકસભા) નો કાવ્યની વ્યંજનાની હાથેણીધાર વરતાયા વગર રહે નહીં. પૂતના પોતાના 'પૂતના' સ્વરૂપથી અણજાણ નથી અને એથી જ એ કવિ પાસે કહેવડાવે છે :

'શ્યામ, તમે લાકડાની ધાવણીએ ધાવો.'

પૂતનાનાં આ બે સ્વરૂપોનો વિચાર કરતાં - એ સ્વરૂપોને વાગોળતાં એમ થાય :

પોતાની પાછળ એક સન્નાટો મૂકીને મથુરાને કોણ ચાલી જાય છે ?

□ રૂમિ
(પર્શિયન)

મેં પૂછયું : "પ્રિય બુદ્ધિ, તું ક્યાં છે ?"
અને બુદ્ધિએ જવાબ આપ્યો,
"મારું શરાબમાં રૂપાંતર થઈ ગયું છે હવે મારે
ખાટી દ્રાક્ષ થવાની શી જરૂર ?"

# રજત-જયંતી અંક




## દિવાળી વિશેષાંક

અંક : ૧૫૧, ઑક્ટોબર - ૧૯૯૨

૧૯૬૦થી ૧૯૯૨ સુધીમાં પ્રગટ થયેલા ગુજરાતી
કાવ્યસંગ્રહોમાંથી ચૂંટેલાં કાવ્યોનો સમૃદ્ધ સંચય
કાવ્યસંગ્રહોની સંક્ષિપ્ત સંદર્ભસૂચિ સાથે.

**આ અંક નવેમ્બર - ૧૯૯૨માં પ્રગટ થશે**

**આ અંકની કિંમત : રૂ. ૩૦/-**

ઑક્ટોબર સુધીમાં લવાજમ ભરનારાને
આ અંક લવાજમ પેટે મળશે.

આપની નકલ મેળવી લેવાનું ચૂકશો નહીં.

લવાજમ : દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં
સી મેલ રૂ. ૧૨૦/-, ઍર મેલ રૂ. ૨૦૦/-.
મની ઑર્ડર ડ્રાફ્ટ 'Saurashtra Trust' ના
નામથી મોકલવા વિનંતી.

લવાજમ માટે મળો યા લખો :
સર્ક્યુલેશન મૅનેજર,
જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ,
ફોર્ટ, મુંબઈ - ૪૦૦ ૦૦૧.

કવિતા : મનવનને એકાન્ત
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૫૦
વર્ષ : ૨૫, અંક : ૬, ઑગસ્ટ-૧૯૯૨
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ






* 'રુમિ'ના અનુવાદો સુરેશ દલાલે કર્યા છે.
સૌજન્ય રામાનુજના સૌજન્યથી

**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહિ. અપ્રગટ કાવ્ય જ મોકલવું.

**પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કૅપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત પાછી મેળવવા ટિકિટ ચોડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિતાના ચાહક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ્ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૧૨૦/-, ઍરમેલ રૂ. ૨૦૦/-, આ અંકના છૂટક ૧૨ રૂપિયા.
બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક પીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.



'*I lean against a tree*. I am a tree leaning'.

□ પન્ના નાયક

ગાયોના ધણમાંથી
વિખૂટી પડી
(કેવી રીતે, કોને ખબર ?)
એક ગાય
ગોધૂલિ સમયે
શહેરના
પાંચ વાગ્યાના
ટ્રાફિક જેમમાં
ઊડતાં પ્રદૂષણોમાં
ગાડીના હૉર્ન
અને
એને ગળે લટકતી
ઘંટડીના રણકાર વચ્ચે
આમતેમ અટવાઈ
રઘવાયી દોડે
ને
થોડી વારે
સ્કાયસ્ક્રેપરની શોભા વધારવા
કાચના મોટા બારણા પાસે
આકર્ષક કૂંડામાં
રંગેલા પાવડરની માટીમાં
ઊભા કરાયેલા
પ્લાસ્ટિકના મોટા ઝાડ નીચે
બેસી પડી
જોયેલા દૃશ્યને વાગોળતી
કશુંક સંભારે
ને
.... ભાંભરે

□ કિશોર શાહ

ચાલો, આપણે નદી નદી રમીયે
એક કિનારો મારો
એક કિનારો તારો
મારે કિનારે સૂરજ
તારે કિનારે સૂરજ
આપણે વહીએ
આપણે છલકાઈએ

રોજ રાંજે
અંધારું થતાં
આપણે એકાકાર થઈ જઈએ
અને આપણે કદી
કિનારાઓ વચ્ચેના
ઊંડાણની વાત કરીએ

## બે રચનાઓ □ જયન્ત પાઠક

૧. ફરી -
વર્ષો પછી
ફરી મિલન
ફરી ચુંબન
ફરી આલિંગન
અનંગની આંચ
અંગેઅંગ રોમાંચ -
વચ્ચેનાં વર્ષો : ઉતારીને આઘાં ફેંકેલાં વસ્ત્રો...

૨. બારણે ટકોરા
બારણે ટકોરા પડશે કે
હું
શય્યામાંથી સફાળી ઊભી થઈશ
ચાલવા માંડીશ બારણા ભણી -
ડગલે ડગલે
પ્રતીક્ષા ને નિરાશા, તર્ક ને વિતર્ક
લજ્જા ને સંયમ સરી પડશે
શિથિલ વસ્ત્રોની જેમ હેઠે, ને
બારણું ઊઘડતાં જ
હું તમને ઓઢી લઈશ.

## □ તુકારામ □ અનુ. સુરેશ દલાલ

હોય હવા પણ ઝાડ નમે નહીં । પાગલને દેહભાવ દમે નહીં ।।
જેમને પરસે નહીં ઉપદેશ । એવા મૂરખા રહે છે શેષ ।।
લોકો કેવા હોય છે જડ । જીવતે જીવત હોય દગડ ।।
તુકા કહે કરડો દાણો । એને ક્યાંથી કહેવો શાણો ? ।।

□ પન્ના નાયક

ગાયોનાધણમાંથી
વિખૂટી પડી
(કેવી રીતે, કોને ખબર ?)
એક ગાય
ગોધૂલિ સમયે
શહેરના
પાંચ વાગ્યાના
ટ્રાફિક જેમમાં
ઊડતાં પ્રદૂષણોમાં
ગાડીના હૉર્ને
અને
એને ગળે લટકતી
ઘંટડીના રણકાર વચ્ચે
આમતેમ અટવાઈ
રઘવાયી દોડે
ને
થોડી વારે
સ્કાયસ્કેપરની શોભા વધારવા
કાચના મોટા બારણા પાસે
આકર્ષક કૂંડામાં
રંગેલા પાવડરની માટીમાં
ઊભા કરાયેલા
પ્લાસ્ટિકના મોટા ઝાડ નીચે
બેસી પડી
જોયેલા દૃશ્યને વાગોળતી
કશુંક સંભારે
ને
.... ભાંભરે

□ કિશોર શાહ

ચાલો, આપણે નદી નદી રમીયે
એક કિનારો મારો
એક કિનારો તારો
મારે કિનારે સૂરજ
તારે કિનારે બૂરજ
આપણે વહીએ
આપણે છલકાઈએ

રોજ રાંજે
અંધારું થતાં
આપણે એકાકાર થઇ જઇએ
અને આપણે કદી
કિનારાઓ વચ્ચેના
ઊંડાણની વાત કરીએ

## બે રચનાઓ □ જયન્ત પાઠક

૧. ફરી -
વર્ષો પછી
ફરી મિલન
ફરી ચુંબન
ફરી આલિંગન
અનંગની આંચ
અંગેઅંગ રોમાંચ -
વચ્ચેનાં વર્ષો : ઉતારીને આઘાં ફેંકેલાં વસ્ત્રો...

૨. બારણે ટકોરા
બારણે ટકોરા પડશે કે
હું
શય્યામાંથી સફાળી ઊભી થઈશ
ચાલવા માંડીશ બારણા ભણી -
ડગલે ડગલે
પ્રતીક્ષા ને નિરાશા, તર્ક ને વિતર્ક
લજ્જા ને સંયમ સરી પડશે
શિથિલ વસ્ત્રોની જેમ હેઠે, ને
બારણું ઊઘડતાં જ
હું તમને ઓઢી લઈશ.

## □ તુકારામ □ અનુ. સુરેશ દલાલ

હોય હવા પણ ઝાડ નમે નહીં । પાગલને દેહભાવ દમે નહીં ।।
જેમને પરસે નહીં ઉપદેશ । એવા મૂરખા રહે છે શેષ ।।
લોકો કેવા હોય છે જડ । જીવતે જીવત હોય દગડ ।।
તુકા કહે કરડો દાણો । એને ક્યાંથી કહેવો શાણો ?।।

## ગીત એટલે ગીત એટલે ગીત □ રમેશ પારેખ

ઉપર બુશકોટ-નીચે પૅન્ટ એમ બે બે ભાગે
વહેંચાયેલા જણનું ગીત છે
કે, મારી હે દુનિયા, મને તારી ઉપર બહુ પ્રીત છે!
ઠીક છે કે ઉપરનો હિસ્સો બચાવવા
દુકાનમાંથી સાટવીએ છત્રી
નીચેના હિસ્સાની સાફસૂફી માટે તો
કાફી છે એકાદી પતરી
સીટી વગાડતાં જ થાય છે કે યા અલ્લા,
અભણાય લમણે સંગીત છે
જણના બે ભાગે બટવારા કરનાર
એક અફલાતુન ચીજ છે- આ પેટ
એમાંથી નીકળતીર્ચિંત એની પછવાડે
જણ દોડે, સૌ દોડે... ઠેઠ!
રગની દુકાનની નજીકથી પસાર થવું ક્ષણેક્ષણે
જણેજણે એ તારી જીત છે

## □ તુકારામ □ અનુ. સુરેશ દલાલ

મુખે બોલે બ્રહ્મજ્ઞાન । મનમાં તો છે ધનઅભિમાન ।।
આવી રીતે જે કરે સેવા । એને ક્યાંથી સુખના હેવા ।।
પેટને માટે સંત । કળિયુગમાં થયા અનંત ।।
કોઈ એવા વિરલનું નામ । તુકા તેને કરશે પ્રણામ ।।

કવિતા

## નિશ્ચેના મહેલમાં □ ઉમાશંકર જોષી

ઉમાશંકર જેવા પ્રજ્ઞાવંત રસજ્ઞ કવિવિવેચક આપણાં મધ્યકાલીન અને અન્ય ભજનો - પ્રાર્થનાકાવ્યોનાં આસ્વાદમૂલક વિવરણલેખ લખે એ તો કૃતિઓમાં અભિવ્યક્ત થતી ઊંચી ભક્તિભાવના, ભાવ-વિચાર - ચિંતનની માર્મિકતા અને અભિવ્યક્તિની કાવ્યાત્મકતા વગર ન બને.

આ આસ્વાદવિવરણો 'અખંડ આનંદ' માટે વરસે-વરસે દિવાળી અંક માટે ખાસ લખાયેલાં છે. તેથી અત્યંત સાદી - સરળ - સરસ ભાષામાં કાવ્યના મર્મને પંક્તિઓ - પંક્તિઓમાંથી પકડીને ઉઘાડ અપાયો છે. સાથે કયાંક અન્ય કૃતિઓમાંથી પણ ઉદાહરણો આપ્યાં છે. અનુવાદ - રૂપાંતર હોય તો મૂળ કૃતિના સંદર્ભ સુધી ગયા છે. અને કૃતિને લગતી અન્ય વીગતો પણ દર્શાવી છે. પણ ઉમાશંકર એટલેથી જ અટકે નહિ એ સ્વાભાવિક છે. સામાન્ય ભાવકને પણ સમજાય એવી સરળતાથી, વિવેચનની પરિભાષાની જટાજંજાળમાં પડયા વગર, કૃતિઓની કાવ્યાત્મક આસ્વાદ્યતા પણ એમણે વિવરણ કરીને ચીંધી છે. સિંધી ભજનની

> હલો તો આસમાન વેખૂં,
> આગા, હલી પસૂં,
> આસમાન મિડયેઈ તારા,
> તારન જો ચંડ ભી તૂં.
> હલો તો બાજાર વેખૂં,
> આગા, હલી પસૂં.

ઉમાશંકર આ કૃતિના આસ્વાદ - વિવરણમાં લખે છે :

'હલો તો'થી દરેક કડી શરૂ થાય છે અને એક એક નાટ્યાત્મક ચિત્ર નજર સામે ઊઘડે છે. દરેક કડીમાં સાથીને ઉદ્દેશીને 'આગા ! હલી પસૂં' (ભાઇ ! ચાલીએ, જોઇએ) એ ટુકડાનું પુનરાવર્તન લયનું સંમોહન રચે છે. તે તે સ્થાને શાની ભરમાર છે તે કહી તેઓમાંના દરેકમાં સૂક્ષ્મરૂપે ભગવાન જ વાસો વસે છે એ સરળતાથી રમતું મૂક્યું છે અને પાંચ જુદાજુદા અનુભવને અંતે એક માત્ર પરમાત્માની સર્વવ્યાપકતાની વાત સહજપણે ઉઠાવ પામી રહે છે. 'તારન જો ચંડ', 'આદમ જો દમ', 'મૂરત જી સૂરત', 'લહરન જો લાલ', 'રાહિબ જો સાહિબ', - એ સુંદર સૂત્રાત્મક શબ્દઝૂમખાં પ્રભુની એકતાના ભાવને ઘૂંટવામાં ઉપકારક નીવડે છે.

'સાહેબ' શબ્દ આપણી ભાષાઓમાં બહુ બગડયો છે. એ શબ્દથી ભગવાનનો નિર્દેશ થતો. કબીરસાહેબે એ વાપર્યો છે ! 'સાહિબ મિલે સબૂરીમેં' આમ, બધાં આસ્વાદ - વિવરણોમાં ઉમાશંકર કૃતિની કાવ્યાત્મક ગુણવત્તા ને સચોટતા નિર્દેશે છે.

નરસિંહ મહેતા, મીરાંબાઇ, ભોજો ભગત, રણછોડ, પ્રીતમદાસ,

નેગાસની, બ્રહ્માનંદ, દયારામ, કલાપી, ન્હાનાલાલ, શેષ, ટાગોર ઇત્યાદિનાં કુલ વીસ પદોનાં આસ્વાદ - વિવરણ અહીં છે. તેમાં એક હિંદી, એક બંગાળી ને એક સિંધી ભજનનો પણ સમાવેશ થાય છે.

આ ભજનો આ પહેલાં પણ આપણે ઘણી વાર વાંચ્યાં‌જાણ્યાં હશે, પણ ઉમાશંકરે જે રસિકતા ને કાવ્યાત્મકતાની સૂઝથી કૃતિની પંક્તિઓનાં, કયારેક તો એક એક શબ્દનાં અર્થઘટનો કર્યાં છે, ને આ કૃતિઓને તેમ જ આસ્વાદ - વિવરણને ફરીફરીને માણવા પ્રેરે એવાં છે.

–જયા મહેતા

[નિમેના મહેલમાં, ઉમાશંકર જોષી, પ્ર. આ. ૧૯૮૬, મુલ્ય રૂ. ૮-૫૦ પ્રકા. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ, મુંબઈ.]

☐ પન્ના નાયક

ઘરને
ખૂણેખાંચરેથી
ને
બગીચામાંથીય
ભેગા થયેલા કચરાને
ગાર્બેજ બૅગમાં ભરી
દોરી બાંધી
રાતે બહાર મૂક્યો હતો
સવારે આવતી
ગાર્બેજ ટ્રક માટે.
ત્યાંની ત્યાં જ પડેલી
બૅગોને
સવારે ફંફોસતો હતો
એ નહોતો
આંખો ચુકાવતો ઉંદર
કે
શેરીનો કોઈ રખડતો કૂતરો –
એ તો હતો
કશુંક બબડતો જતો
કોઈ ચીંથરેહાલ માણસ
મારી જેમ જ વસતો
અહીં
સમૃદ્ધ અમેરિકામાં...

## હું અપરાધી છું □ જયંત પાઠક

તેઓ જ્યારે રમવાના દડાની જેમ
અપશબ્દો ઉછાળતા હતા
એકબીજા પર થૂંકતા હતા
સાંઢની જેમ શિંગડાં ભેરવતા હતા
ત્યારે હું ચૂપ રહ્યો -
હું અપરાધી છું.

પછી તેઓ હાજર સો હથિયાર લઈને
શંખનાદ કરતા રણમાં ઊતર્યા;
- કોઈને વિષાદ ન થયો
એટલે ગીતા કહેવાનો મોકો ન રહ્યો -
મહાભારત ખેલાતું હતું
ત્યારે હું ચૂપ રહ્યો -
હું અપરાધી છું.

પછી સ્મશાનો ને કબ્રસ્તાનો ઊભરાઈ ગયાં
- મર્યાં તે માણસ હતાં
બરાબર મારા જેવાં જ -
જીવતાંની ચીસોથી આકાશ ચીરાતું હતું
ત્યારે હું ચૂપ રહ્યો -
હું અપરાધી છું.

૧૯મા દિવસનું પ્રભાત ઊગ્યું
સ્મશાન - શાંતિનું.
લાશોના ઢગલા પર આસનો માંડીને
શાંતિના સંદેશા પઢાવા લાગ્યા
સર્વધર્મ - પ્રાર્થનાઓ થવા લાગી
- એ નાહક મરેલાંના આત્માની શાંતિ માટે જ હશે;

□ સુ. દ.

કૂંપળ ખરી જાય
એની રાહ જોતું
હું એક વૃક્ષ
બધો જ ભાર હળવો થાય
પછી મારી નગ્ન ડાળીઓમાં
આકાશ વીંટળાય

બાકી આપણી પાસે તો આત્મા જેવું કશું છે જ ક્યાં ?
પોપટ મુખે પ્રાર્થનાઓ થતી હતી
ત્યારે હું ચૂપ રહ્યો,
હું અપરાધી છું.

૧૩-૧૨-'૯૨ - જન્મભૂમિ

□ ઉદયન ઠક્કર

પાણિનીએ ભૂલ સ્વીકારી હશે
'ચાહવું' અવ્યય, અવિકારી હશે

છૂંદણાનો ધાર લીલો થઈ ફૂટે
એણે મેંદી પ્હેરી - ઉતારી હશે

કોના આંસુસોંસરા નીકળ્યા તમે?
સાત રંગો કોને આભારી હશે?

દુર્દશાનાં કારણો પૂછી જુઓ
સેંકડે નવ્વાણું સન્નારી હશે

એ શું કે વેળા - કવેળા ખડખડાટ...
હાસ્ય પર પીડાની ઉધારી હશે?

ફાગણી ફૂલોથી છેટા ચાલજો
હાથમાં ફોરમની પિચકારી હશે

આંસુ? તે પણ આપ સૌની આંખમાં?
વ્યાજ અંગત, મૂડી મજિયારી હશે.

કવિતા

□ સુ. દ.
સ્નાનની આંખને માટે
તારી હથેળી દર્પણ

વિશ્વપ્રસિદ્ધ ફોટોગ્રાફર શ્રી અશ્વિન મહેતાના ફોટોગ્રાફ્સના પુસ્તક "ગિફ્ટસ ઑફ સોલિટયુડ"ના તમામ ફોટોગ્રાફ્સનો દોહરાઓ/સોરઠાઓ દ્વારા પ્રતિભાવ □ દોહરા/સોરઠાના આરંભમાં મૂકેલા અંગ્રેજી આંકડા, જેના પર લખાયું છે તે ફોટોગ્રાફની 'ગિફ્ટસ ઑફ સોલિટયુડ"ની પૃષ્ઠ - સંખ્યા સૂચવે છે.

013 સૂરજની છાતી હવે, લાંબા નખથી ચીર
કોની છે એમાં છબી, અગનિ છે કે નીર

014 કાંઠાની પાટી કરી, કાળીભમ રેતાળ
રવિથી ધોળો રંગ લઈ, ચિત્તર ચીતરે કાળ

016 કાળા પથરા, રેત-પટ, સાવ હતા નિસ્તેજ
જળ આવ્યાં, થ્યા આઈના, ડોકાં કાઢે તેજ

017 અમથા કોરા પાણકા, બે હોઈએ કે ચાર
ધોળું ધાબું નાકવું આખોયે અવતાર

018 પથ્થર હીરા થઈ ગયા, જળે ઘસ્યા છે લાટ
પાણી મલમલ થઈ ગયું, કિરણે આપ્યો ઘાટ

019 સર્જાયો આકારમાં શ્યામ-શ્વેતનો જાદુ
માણસની ભ્રમણા ગમે, બોલી જવાય 'દાદુ'

020 રેતીના બીબા મહીં, કોણે કરીને યાદ
ઢાળ્યાં છે આબાદ, પ્રાણી પુરાણ કાળનાં

023 હેતુ વગરનું જળ વહે, હેતુ વગરની રેત
હેતુહીન કાળાશમાં ઝળહળતું છે હેત

024 જળ વિનાની જિન્દગી પાણાનો અવતાર
મળવા, જળ આવી જજે, સળના માર્ગે હજાર

026 કાજળ કાળા રંગમાં, ભળતાં થોડો ભેજ
પડ તોડી ચમકી જતું, સંતાડેલું તેજ

027 અડધો ભાસે માનવી, અડધો છે તોખાર
જળ હણહણતું હોય છે, રેતીની મોઝાર

029 પત્ર લખ્યો છે રેત પર, માનીશ તારો પાડ
ઓ પારે પ્રિયતમ સુધી, મોજાં તું પ્હોંચાડ

030 કાયમના ખાલી રહ્યા, લંબાયેલા હાથ
સૂરજને માગ્યા કરે, જળનો છોડી સાથ

032 જળ બખિયા મારી કરે, જાતજાતની ભાત
રેતીના કાપડ મહીં, ખાંપો પથ્થર-જાત

033 ઝાઝી રેતની ઝાળમાં, સળગે છે ત્રણ પાન
વચ્ચે પડેલી ગાંઠમાં, આખું યે વેરાન

034 પથ્થર જાણે વાદળાં, સઘળું જળ આકાશ
રેતી તગતગ તાકતી, વર્ષાની લઈ આશ

035 કુદરત જો સર્જન કરે, સ્પર્ધા નવ કરાય
સૂરજ, જળ ને રેતનાં સાધન છીતી જાય

036 રેતીની રૈયત સુખી, પથ્થર માથે તાજ
પટમાં પેઠું જળ કરે, અંદરખાને રાજ

037 આડાં-અવળાં વ્હેણ આ, રઝળ્યા કરે અનાથ
વચ્ચેનો પથ્થર ધરે, જળની આડો હાથ

039 ગરબો લેતું જળ અને રેતી પ્રેક્ષક ખાસ
વચ્ચે પથ્થર કાનજી, કેવો રચાયો રાસ !

040 રેતીનો મુગટ કર્યો, પથ્થરનો માણેક
એ માથા ઉપર ધરી, પરણે દરિયો એક

042 પડેલ પથ્થર હાડકું, દરિયો લોભી શ્વાન
મોજાં કેરી જીભથી ચાટે થઈ ગુલતાન

043 ભીના ઝળહળ ઓરતા, માગે તારી ભાળ
સૂરજના સમ આપું છું, આવી જા તત્કાળ

045 દરિયો ભીંડે બાથમાં, રેતી મરડે અંગ
એમાં પાડે ભંગ, સૂરજ અજવાળું કરી



046 રેતીના બિસ્તર ઉપર, પથ્થરે ઢાળ્યું માથું
પડખા બદલી સળ કર્યા, અજંપાનું ભાથું

054 પૂર અહીં અજવાસનાં, પથ્થર જેવો બંધ
રેતી ઝીલે ને જુએ, પથ્થર જો કે અંધ

049 રેતી આળી ચામડી, વસ્ત્ર વિનાની જરઠ
પથ્થર પાકયાં ગૂમડાં, મટવાનાં નહિ તરત

050 અજવાળાની કાંચળી, રેતીના આ સાપ
જળને આપી થાપ, કોને ડસવા ઊપડયા !

051 રેતી કેરા આભમાં, શ્વેત-ગર્તનો ભાસ
તેજ-તિમિરનાં કેટલાં, વિશ્વોનો છે વાસ !

052 રેતીના આકાશમાં, જળની આતશબાજી
પથ્થર લઘરો, પાજી; કેમે ફૂટી ના શકયો

054 તારી રાહે રેતમાં, પથ્થર થઈ ગઈ નાર
તોય ન આવ્યો તું કદી, પિયુ! તને ધિક્કાર

055 બેઠા - સૂતા પાણકા, ધણ ગાયોનું એ જ
ખાઈ - પીને તેજ, વાગોળે છે ટેસથી

057 અડીખમ ઊભો એકલો, પથ્થર નામે પીર
છાતી કાઢી, કાળનાં ઝીલે લાખો તીર

058 આંખો લીસ્સી, ધોળીધબ; ઘેરું કાળું પ્રેત
ડરથી પથ્થર શ્વેત, તરડ્યો થરથર કાંપતો

059 યુગો પહેલાં થઈ ગયું, હિંસક પ્રાણી એક
કોણે આજે છેક, પથ્થર માંહી કોતર્યું?

060 પડછાયો છે કે અસલ, પૃષ્ઠભૂમિ સફેદ
નક્કર કાળો ભેદ; શેનાથી એ ઊકલે?

062 પાષાણી ત્વચા મહીં, છે પાષાણી ચાંચ
મારી ઊંડી ખાંચ; કાળું રક્ત ગઠ્ઠો થયું

063 પથ્થર કોણે ખોતર્યા, કોણે પાડ્યા વાઢ
બેઠી કોની દાઢ, કાળ - કદાચ હોઈ શકે

064 ઝણ, ઝણ, ઝણ વાગી હતી, રેતી થઈ વાજિંત્ર
રહી ગયું તેનું ચિત્ર, સાજિંદો દરિયો જતાં

065 દરિયો દોરે ચિત્રને, પીંછીએ લઈ તરંગ
ઘૂંટ્યા તેવી રંગ, રેતીના કેન્વાસ પર

066 પથ્થર પર પથ્થર અહીં, કોણે મૂક્યા આમ
આપો તેનું નામ, કહે છે પથ્થર રહી ગયો

067 પુરાવામાં કોતર્યો, પથ્થરમાંથી દેહ
હવે નથી સંદેહ, રમણી વ્હાલી કાળને

069 બે બાળક છે બાથમાં, મા ઢળતો આકાર
માનો મતલબ પ્યાર, પથ્થરની યે જાતમાં

070 કેવી રીતે પારખું, ગુસ્સો છે કે પ્યાર
જળ છે કે અંગાર, પથ્થરની આ આંખમાં

071 કેવી રીતે વીતશે, પથ્થરનો અવતાર
ખરવું અપરંપાર, કોરાતાં પણ અંત નહિ

072 થોડા પથ્થર શ્વેત ને શાને બીજા શ્યામ
નભને વૃક્ષો આમ, પૂછે ડોક ઊંચી કરી

074 ગાઢું આલિંગન કર્યું, બળી મર્યા સૌ લોક
વાતો ચોકેચોક, પથ્થરને છે ક્યાં પડી

075 ઘર, મંદિર ને ઘાટમાં, પથ્થર છો પૂજાય
અહીં નહીં એ થાય, છો ઇશ્વર સમ લાગતો

076 લીસ્સી ચમકે ચામડી, સળવળ થ્યા-નો વ્હેમ
પથ્થર જળમાં એમ, જળચર જેવા લાગતા

077 ખડકયાં ઉપરાઉપરી, તૂટેલાં દિલ હાય
તિરાડો દેખાય, એ ધમનીઓ હતી

078 પથ્થર ભૂલભૂલામણી, બોલાવે એ દ્વાર
પાછું વળવા, યાર; પણ કોઈ રસ્તો નથી

079 ડિનોસોર પથ્થર બની, ઊભું છે નજદીક
તેથી લાગે બીક, થાશે અચાનક જીવતું ?

080 જુઓ પગલાં કાળનાં, અહીં પડ્યાં છે સ્પષ્ટ
સહીને કેવાં કષ્ટ, પથ્થર એને સાચવે

081 પીસ્યો પથ્થર ટોપરું, ભભરાવી છે રેત
પાક પીરસ્યો શ્વેત, કેમ કોઇ ખાતું નથી!

082 છે પથ્થરના મુખ મહીં, પથ્થર જેવું લક્ષ
ખાવું કેવળ લક્ષ્ય, માનવ યા પથ્થરતણું!

084 કાળમીંઢ કોણે ઘડ્યો, કોણે રંગ્યો શ્યામ
આપો એનું નામ, મારે દેવો શ્રાપ છે

085 વાયુ કેરા ટાંકણે, કોરેલો છે દેહ
પાણીથી છે શ્રેહ, કોને કરવી રાવ; પણ.

086 ખોપરીનું બિહામણું, શાને દીધું રૂપ
બોલાવું છું ખૂબ, કોઇ ન પાસે આવતું

087 ચ્હેરો કાં કાળો કર્યો, કર્યું નથી કૈં પાપ
તો પણ આવા શ્રાપ! કોણે આપ્યા છે અહીં!

088 પથ્થર જેવું આયખું, ઉપરથી અમ અંગ
તૂટ્યાં, ફૂટ્યાં, ભંગ; એકકે પણ સાજા નથી

090 કાળે કોરેલી ગુફા, તારા માટે, સંત!
ભક્તિ કર જવલંત, તું પથ્થર સાથે મળી

091 યુગોથી સૂતો રહ્યો, ફેલાવીને હાથ
શાપિત પથ્થર જાત, ક્યારેય પણ જાગ્યો નથી

092 મોઢું ખુલ્લું રહી ગયું, જીભ ગયું લઇ કોણ
તે પળથી છે મૌન, મોઢું જે ફ્હેતા હતા

093 તડકા-છાયા કેટલા, સ્હેવાના ઓ ભાણ
દેખાવે પાષાણ, અંદરથી હું આર્દ્ર છું

095 મોસમ સઘળી ક્રૂર છે, દયાહીન ને રુક્ષ
એકલવાયું વૃક્ષ, ટકવા માટે ઝઝૂમતું

096 રણ, ડુંગર પર રાજ છે, વૃક્ષ ભલે હું વન્ય
રાજા નથી જ અન્ય, કોઈની હકૂમત નથી

098 ઝળૂંબતા પર્વત નીચે, થરથરતાં લઈ હાડ
કેડી પર બે ઝાડ, ઊભાં કોની રાહમાં ?

099 આ વાસંતી વાયરે, ઉછેરવાની શૂળ !
મ્હોર્યાં ધોળાં ફૂલ, પરથમ એક જ વૃક્ષને

100 અમે ઊગ્યા જો બર્ફમાં, ન પીધાં માટી-થાન
ક્યાંથી ફૂટે પાન, ખાલીખમ ઠૂંઠાં થયાં

101 પર્ણો છે તો લાગણી, તો ખેંચાતી જાત
પર્ણ વગરના ગાત, એને ના વળવાપણું

103 કાંઠે ઊભા વૃક્ષનો, સુખદુખમાં સંગાથ
મોજાં ભરતાં બાથ, પળભરમાં પાછાં વળે

104 મંદિર જેવાં જંગલો, વૃક્ષવૃક્ષ છે દેવ
ધ્વજ સમ સઘળાં પર્ણની, ફરફરવાની ટેવ

106 પથ્થર, રેતી, આભની વચ્ચે પામી સ્થાન
કોનું ધરીને ધ્યાન, એક ખજૂરી ઊભી !

107 પથ્થરની છે પાંપણો, રેષાની છે આંખ
નહીં જ આવે ઝાંખ, સદાય ખુલ્લી ચમકતી

108 કાપ્યું મારું કાળજું, ખુલ્લી થઇ નસનસ
કરો હવે લ્યો બસ, ઓ રે કરવત કાળની

109 ડાળી કે પર્ણો નથી, થડમાં પણ શું શેષ
ભીનપ પણ ના લેશ, દીવાસળીની રાહ છે

110 વળગી કાળા વૃક્ષને, ઝૂલે તેજની વેલ
મર્મરના કૈં ખેલ, જળની લીલા મૂળમાં

113 નમન કરીને પીલુડી, સત્કારે આષાઢ
નભ ઘેરાયું ગાઢ, પ્રસન્ન છે, વરસી જશે

114 ખૂબ ગમે આળોટવું, ઢળી શકે ના કાય
નો લંબાવી છાય, ભૂમિને ભેટી પડ્યા

115 કૂવા પર જે છાપ છે ચઢિયા વીંછી - જીવ
લીલોતરી નિર્જીવ, ને માટી પણ કરકરી

117 ધરપત દેતાં લ્યો ઊભાં, વૃક્ષો, - સાચા યાર
બાકી સૌ ઓથાર, ધુમ્મસછાપી સાંજમાં

118 પટ લાંબો, જળ લાંબું ને, વાદળ ધોળે વાન
તૂટેલું એક પાન, કુદરત જે ઉદાસ છે

119 તન પર ઢળતી વેલ છે, કે છે તેજ - લકીર
તિમિરવૃક્ષના ચીર - જરકશી, ઝળહળ, રેશમી

120 મિત્રો સરખાં સંપીલાં, વૃક્ષો હારોહાર
ધોળી, ભૂરી કતાર, લાગે બહુ સોહામણી

123 સૂકાં ઝાડી - ઝાંખરાં, જુઠ્ઠો વર્ષા - ડોળ
ખળભળતો વંટોળ, ઝીંકાશે પળમાત્રમાં

124 તડકા સાથે છાંયડી, તાલવૃક્ષની હેઠ
પ્રેમી - પંખી પેઠ, મળતાં ઝડપાઇ ગયાં

125 ચીરાઇ ગઇ છે ત્વચા, ઊખડી છે જે છાલ
વૃક્ષ કહે : તત્કાલ, ટાંકા લઇને સાંધજો

127 છાયા, પડછાયા, તેજની, કોણે ગૂંથી જાળ
સપડાયો ખુદ કાળ, શું લહાવો લેવા જતાં !

129 રેતીમાં છે ત્રણ સળી, પાડેલી ત્રણ રેખ
પડછાયા પણ, દેખ; પર્ણો જેવું ચીતરે

130 શીતલ, શ્યામલ જળ મહીં, તરતાં નાનાં પાંદ
મોટું : ખીલ્યો ચાંદ, ડાળી-ડાળી ચાંદની

133 રેતીમાં રેષા વીંછી, સળવળતા બે નાગ
જલ્દી આઘો ભાગ, પાનું દે તું ફેરવી

134 સૂર્ય-કિરણ શા કંટકો, કંટક જેવું તેજ
ચૂભે; બાળે બે જ; બળબળતા બપ્પોરમાં -



000 દીધા મહેતા અશ્વિને, એકાંતના ઉપહાર
તેં "હર્ષદ-સુથાર", મઢ્યા શબ્દના ચોકઠે

મુક્તક □ નીતિન વડગામા

– એટલે છાને ખૂણે જોઇ હશે.
ચીંધનારું આંગળી કોઈ હશે.
એ ભલે વીંધી અને રાજી થયા,
માછલીની આંખ તો રોઇ હશે !

## કન્યાવિદાય ☐ રમેશ પારેખ

વાડીએથી પાછા આવીને
કાકા કૉચમાં આડા પડયા.
ફક્ત જીભની કાલર ચાલતી હતી.
ચપટી વગાડીને કહ્યું છોકરાને :
'ઝટ કર !
અભિનંદનના તારની ફાઇલ કરી નાખ.
ક્યારેક કામ આવે.
એમાં વાર શું લાગે ?
ચાંદલાનો હિસાબ પછી.
આજકાલ ઉતાવળ નથી.
માંડવાવાળાને તો પતાવી દીધા,
વાડીએ જ, તાબડતોબ,
પછી પાછળથી ખટખટ નહીંને ?
ત્રણ ટ્યૂબલાઇટો
ઠેઠ સુધી સળગેલી નહીં પેલે ખૂણે,
તેનું ભાડું કાપી લીધેલું, હોં....

દૂધવાળો આવ્યો.
ત્યારે માએ તપેલી ધરતાં કહ્યું :
'એક પળી ઓછું.'
ત્યારે બધું આટોપાઇ ગયેલું.
પછી મા ઘરમાં અમથી અમથી
આંટા મારી લેતી હતી વારેવારે.

દરેક ચીજને શંકાથી જોતી.
અભેરાઇ ઉપર ઊંધી વાળેલી વાટકીઓ નીચેય.
ને દરેક ચીજ ઠેબે ચડતી હતી.
ને ને દરેક વખતે
સાડલાના છેડાથી આંખો લૂછતી.

નક્કી,
એને શંકા હતી કે,
ક્યાંક કશુંક ખૂટતું હતું.
ગાભરી ગાભરી
બબડતી, પણ શું,
તેની સમજણ પડતી નથી.

ત્યારે
બાપ તો બેસી રહેલ.
પલંગ પર.
જાણે કશું બન્યું નથી.
ને એ તો આમ ક્યારનો બેસી રહ્યો છે.
તેની આંખમાં
સામી ભીંતના શૉ-કેસના કાચ ફરી વળેલા.
તે ઢીંગલી જોવા કોશિશ કરતો હતો,
જથરપથર માથા સાથે,
ને એને તે દેખાતી નહોતી.

એકાએક ઓરડાઓ
કેટલા બધા પહોળા, ઊંચા, ઊંડા
થઈ ગયા હતા.
ને ઘર ગાયબ હતું.

એક વાર તો ઊભાં
બેઉ
એકબીજાનાંની સામે, ટેકવાયેલાં,
એકલાં પડી ગયેલાં,
સામસામે ફંફોસતાં એકમેકને
અને કોઈને કોઈ જડતું નહોતું.

માંડ એકાદ કલાક જ થયો
ત્યાં આ બેઉ જણ
પગથી માથાં સુધી
સાવ
બૂઢાં બની ગયાં...

## 'છ વરસનાં સીના થયાં' □ વિજ્ઞાની

'છ વરસનાં સીના થયાં,
લઈ પાટી ને ભણવા ગયાં.'

ના ભાઈ,ના. તો ?
હાં ભાઈ, હાં :

'ત્રણ વરસનાં સીના થયાં,
નર્સરીમાં તો ભણવા ગયાં.'

ના ભાઈ, ના. તો ?
હાં ભાઈ, હાં :

'એક વરસનાં સીના થયાં,
બેબીસીટરને શરણે ગયાં.'

ના ભાઈ, ના. તો ?
હાં ભાઈ, હાં :

'માસ સાત ગર્ભાશય રહ્યાં
સાંભળી પામે બહારથી જ્ઞાન,
છેલ્લમ છેલ્લું એ વિજ્ઞાન...'

વાહ ! ભાઈ, વાહ ! -
અભિમન્યુ રહીને ગર્ભસ્થાન
છ-છ કોઠાનું પામ્યો જ્ઞાન...

'જૂનાનવાની કાં ખાવ ખતા ?'
અખાભગત પણ કહેતા હતા.

જૂનાનવામાં ફસતો ભૂર
એક જ માણસ, એક જ નૂર.

## ચક્રવાક

□ કેશવચંદ્ર દાશ

□ રાજેન્દ્ર નાણાવટી

આકાશ જેવો સદા હું
તારો - રજનીનો ચક્રવાક
હજાર આંખો ધારણ કરતો.
સામે છે આ વ્યવધાનની નદી.
વૈખરી મારી સ્પર્શી ન શકે તને.
પણ સામે કાંઠે
સ્વર સંભળાય તારો.
હું તો અહીં નિરાશ, નિઃસહાય.
દૈવાત્ પાલવ તારો,
વીણાયિત કરીને મારી અંતર્વાણીને
મને બનાવી દે લલિત
કે અહીં સાંજના રંગોમાં પામી જાઉં ઉદય.

# THREE POEMS BY UDAYAN THAKKER

## □ Tr. NITA RAMAIYA

### 1. A QUESTION - PAPER

(A) Put your hand into the hand of another, and
FILL IN THE BLANK whih is between
The fingers of two hands inter-locked.

(B) And you are waiting for me, any way, are'nt you...
ANSWER THE QUESTION, saying "YES" or "NO".

(C) (Come, now come as a monsoon-cloud, drench me !)
DO AS DIRECTED IN THE BRACKETS.

(D) GIVE A CRITICAL APPRECIATION OF THE FOLLOWING :
Relaxed as I was, after gulping down a peg of
whisky, I saw you right then. I have been feeling
thirsty ever since I have seen you.

(E) Why and for whom are the breathing-ins-and-outs ?
GIVE REASONS.

(F) WRITE NEATLY, AVOID ERASURES.
(I submit myself to you, neat and clean,
untouched as I am.)

(G) Clarification. Look, I wrote my name on this
paper. Kiss it. Or CANCEL WHAT IS NOT APPLICABLE.

### A LAD LIKE SODA-WATER

**A lad like soda-water, a whisky-like damsel,**
**Re a whisky-like damsel !**

**Ji to mingle with whiskies is the fate of soda-water,**
**Ji before that, of course, agitated as they are,**
**they stay bottled in.**
**So Reader-soda-water-ji ! Be a little patient...**
**Re be a little patient !**
**Re a whisky-like damsel !**

**Ji having met the damsel, the traffic signal**
**rubs its eyes and remains awake all green,**
**Ji the things that happen flee at the speed of**
**ninety miles an hour !**
**The lad is no longer a lane, he is transformed**
**into an expressway,**

Re transformed into an expressway!
Re a whisky-like damsel!

The damsel passed by like a show-cause notice,
Re the damsel passed by!

### 3. FOR A DESTITUTE

You might be keeping a watch on your memories,
Khakhi might be the colour of the moon's uniform!

As a leopardess tastes human blood,
So might the agony have tasted you

Finished are the songs of love long ago,
The life left to be lived might be no better than a footnote.

As an animal brushes off its skin,
So might you have shaken off your memories.

### હાડકું □ મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

હાડકાંના એક ટુકડા માટે
ઝઘડતાં કૂતરાં પણ,
એક ખુરશી માટે
પડાપડી કરતા માણસોને
જોઈને સ્તબ્ધ થઈ ગયાં!
એક કૂતરું બોલી ઊઠ્યું -
અરેરે! આ માણસો
આટલી ઝપાઝપી કાં કરે?
અને તે પણ
ઝાડનાં લાકડાં માટે!

### જન્મ □ ગોવિંદ દરજી

યોનીથી જન્મ્યા
ગાંધી!
ને

પંચસ્તંભથી ઇશુ!
હવે અણુઓમાંથી
આપણો જન્મ થવામાં છે!!

કવિતા

## પાનું રાહ જુએ છે □ અનુ. નીના રામૈયા

(કૅનેડિયન કવિતા)

**પાનું રાહ જુએ છે, કોરું હોવાનો ડોળ કરતું, તેનું કોરું હોવું તે જ શું એની મોહકતા છે ? એમ ન હોય તો આ સુંવાળું કે સફેદ, આ મહાભયંકર નિર્દોષપણું બીજું શું હોય ? હિમવર્ષા, હિમશીલા ? તે એક રણપ્રદેશ છે, સંપૂર્ણપણે વેરાન, જીવન વિનાનો. પણ લોકો આવાં સ્થળોએ ઝંપલાવે છે. શા માટે ? કેટલું જીરવી શકાય છે તે જોવા, કેટલો સૂક્ષ્મોભઠ પ્રકાશ ?**

**(માર્ગરેટ ઍટવુડ)**

કોરું પાનું રાહ જુએ છે - લખનારની. પણ આ કોરાપણું ડોળ છે. આમ કેમ બન્યું? પાનામાં ગૂઢ લિપિમાં કંઈક લખાયેલું છે ? લેખક લખવા જાય છે ત્યારે પોતાનું ઇચ્છિત નહિ પણ પાનામાં રાહ જોતું કંઈક સ્ફુરીને પ્રકટ થઈ જાય છે ? કોરાપણું, નિર્દોષપણું આ વીસમી સદીમાં ક્યાંથી મળે ? નિખાલસ મન પર પણ અનુભવની રેખા અંકાઈ ગઈ હોય છે. કોરાપણાથી મોહીને જે ઝંપલાવશે તેને વેરાનતા જ જડશે.

આ પુસ્તકનાં કોરાં પાનાં રાહ જોતાં હતાં એક વિવિધ અને વિપુલ કાવ્યપ્રદેશની ઝાંખી કરાવતા એક વિવિધ અને વિપુલ કાવ્યસંગ્રહની. સમકાલીન કૅનેડિયન કવિતાની ઝાંખી કરાવતાં પિસ્તાળીસ કાવ્યો નવ ખંડમાં વિષય પ્રમાણે વહેંચાયાં છે. અર્લ બર્ની અને ઍલ પર્ડી જેવા પુખ્ત વયના કવિઓથી માંડીને હાલ જ જેમના પહેલા સંગ્રહો પ્રકટ થયા હોય એવી લૉર્ના ક્રોઝિયર અને લોલા ટોસ્ટવે જેવી કવયિત્રીઓનો સમાવેશ થયો છે. કાવ્યોની પસંદગી કરતાં કાવ્ય અમુક વલણનું પ્રતિનિધિ હોય એ બાબત ધ્યાનમાં રાખવામાં આવી છે. સાથેસાથે તે વાચકની અભિરુચિને ગમી જાય એ પણ ધ્યાનમાં રાખવામાં આવ્યું છે.

કૅનેડિયન કવિ જગતભરમાં ઘૂમે છે, ભારતમાં પણ. 'માર્થાના પત્રો' માર્થાની મિત્ર અને માઇકલ્સને કૅનેડામાં પહોંચે છે, એના ઘર સુધી ભારતને આણે છે, ભારત સુધી એને તાણે છે. 'બંગડીનો ખણખણાટ' પોતે સાંભળતી ન હોય; 'ઊંટની વણઝાર', 'રેશમી રંગના સંધ્યા ઉજાસમાં/ સડતી ઝૂંપડપટ્ટી' પોતાની નજર સમક્ષ ખડાં ન હોય!' 'જ્યોર્જિયા ઓ'કીફનાં પુષ્પો' ઉપમેય બને છે પણ તે સામાન્ય રીતે અપેક્ષિત એવાં ઉપમાનનાં નહિ. ઓ'કીફનાં સ્યુરરિયલ ચિત્રોમાં ખોપરી અને પુષ્પનો સમાવેશ થાય છે તે લૉર્ના ક્રોઝિયરને સૂઝવે છે. ફ્રોઇડનો સ્રી પ્રત્યેનો દ્વેષ, નેના સીંને હલકી પાડનારા તર્કો, વ્યક્તિની વિશેષતા કાવ્યમાં ઝીલવા કવિ મથે છે - પછી તે મધર ટૅરેસા જેવી પ્રખ્યાત હોય અથવા ટિના જેવી અજાણી. મધર ટૅરેસા ગર્ભપાતવિરોધી

ભાષણો આપે છે ત્યારે પોતે જે સ્ત્રીની સાથે રહેતો હતો તેને ગર્ભપાત કરાવવો પડ્યો હતો તે પ્રસંગ બિલ બિસેટ સ્મરે છે. 'બાળકો વળગાડ્યાં રહે ખતરનાક્રીએ નહીં તો' એટલે ગર્ભપાત આવશ્યક હતો. છતાં પોતાના ખોયેલા બાળકનાં સ્મરણો તેને પીડે છે : 'તે જાણતો હતો કે તેના જન્મવાનો સમય પૂરેપૂરો આવી પહોંચ્યો નહોતો.' વ્યક્તિની વિશેષતા કોઈ વાર ઝડપી શકાતી નથી. જ્યોર્જ બાવરિંગ માર્ગરેટ ઍટવુડ વિશે લખે છે : 'પેગી પાસે છે/ હું એવું માનવા પ્રેરાયો છું કે મારી પાસે નથી./ તેની પાસે હોય એવું લાગે છે/ કશુંક.'

મૃત પિતાનું પોતાના જીવનમાં શું સ્થાન હતું તે સમજવા રોબર્ટ ક્રોચ અથવા જ્યોર્જ બાવરિંગ મથે છે ત્યારે મનમાં પિતાની વાણી સંભળાય છે - 'મેં તને નથી શીખવ્યું કશુંય ?' અથવા 'હોય એવું. ચાલ્યા કરે.' પ્રેમસંબંધ વિશે લખતાં અત્યંત સચ્ચાઈ જાળવવા કવિ આગ્રહ રાખે છે, યોગ્ય ગણાતી પણ બનાવટી ભાવનાઓ ત્યજે છે. આ સદીમાં બનેલા કારમામાં કારમા અનુભવો વિશે લખવું એને કૅનેડિયન કવિઓ પોતાનો ધર્મ માને છે. એટલે શબ્દો અસમર્થ છે તેમ પોતે જાણે છે તોય માર્ગરેટ ઍટવુડ લૅટિન અમેરિકાના દેશોમા રાજકીય કેદીઓ પર ગુજારાતા જુલમ વિશે 'ક્યારેય ન લખી શકાય તેવી કવિતાની નોંધ' લખે છે. તેમ જ પોતાના અંગત જીવનના કારમામાં કારમા બનાવ વિશે પણ લખવું જ ઘટે, એમ ધારી લોલા ટૉસ્ટેવ બળાત્કારનો ભોગ બનેલી પોતાની પંદર વરસની દીકરીનો 'ઠરડાયેલો, ઉઝરડાયેલો ચહેરો', 'તેના જમણા ગાલને વીંધીને દેખાતી દાંતની નિશાની', અધૂરતા શબ્દોમાં કાવ્યમાં ઉતારે છે. ('કાગ નથી જ') લોલા ટૉસ્ટેવે ક્યાંક કહ્યું છે કે આ અનુભવ વિશે લખતાં પહેલાં એણે અને એની દીકરીએ સાથે ચર્ચીને નક્કી કર્યું હતું કે હા, આને વિશે માએ લખવું જોઈએ પણ આ કાવ્ય વિશે એ કોઈ પણ હિસાબે વધુ બોલવા ઇચ્છતી નથી.

નીના રામૈયાએ મૂળ કાવ્યના અર્થ, લય, કલ્પનોનું સફળ ભાષાંતર કર્યું છે. જુઓ ફ્લિસ વેબનુ સૂક્ષ્મ લાગણીભર્યું પ્રેમકાવ્ય :

તું
પકડી બેસે

કેટલી બધી
સાચુકાઈથી

મારો અંધકાર

અને જુઓ આખી સદીના અનુભવને આવરી લેતું પિયેર જ્યોર્જોફિ ચિકોનું 'આ સદીમાં ઊંડે ઊંડે ઊતરતાં'.
જૂઠાણાં તે જૂનાં જૂઠાણાં જ છે હવે વધુ કલ્પનામય;
ભવિષ્ય એક લોકું છે. ગાલેય રીંછ ખાઉધરાં છે, સંતુષ્ટ નહીં

ભાષણો આપે છે ત્યારે પોતે જે સ્રીની સાથે રહેતો હતો તેને ગર્ભપાત કરાવવો પડયો હતો તે પ્રસંગ બિલ બિસેટ સ્મરે છે. 'બાળકો વહુચાલ્યાં રહે ખવડાવીએ નહીં તો' એટલે ગર્ભપાત આવશ્યક હતો. છતાં પોતાના ખોયેલા બાળકનાં સ્મરણો તેને પીડે છે : 'તે જાણતો હતો કે તેના જન્મવાનો સમય પૂરેપૂરો આવી પહોંચ્યો નહોતો.' વ્યક્તિની વિશેષતા કોઈ વાર ઝડપી શકાતી નથી. જ્યોર્જ બાવરિંગ માર્ગરેટ ઍટવુડ વિશે લખે છે : 'પેલી પાસે છે/ હું એવું માનવા પ્રેરાયો છું કે મારી પાસે નથી./ તેની પાસે હોય એવું લાગે છે/ કશુંક.'

મૃત પિતાનું પોતાના જીવનમાં શું સ્થાન હતું તે સમજવા રોબર્ટ ક્રોચ અથવા જ્યોર્જ બાવરિંગ મથે છે ત્યારે મનમાં પિતાની વાણી સંભળાય છે - 'મેં તને નથી શીખવ્યું કશુંય ?' અથવા 'હોય એવું, ચાલ્યા કરે.' પ્રેમસંબંધ વિશે લખતાં અત્યંત સચ્ચાઈ જાળવવા કવિ આગ્રહ રાખે છે, યોગ્ય ગણાતી પણ બનાવટી ભાવનાઓ ત્યજે છે. આ સદીમાં બનેલા કારમામાં કારમા અનુભવો વિશે લખવું એને કૅનેડિયન કવિઓ પોતાનો ધર્મ માને છે. એટલે શબ્દો અસમર્થ છે તેમ પોતે જાણે છે તોય માર્ગરેટ ઍટવુડ લૅટિન અમેરિકાના દેશોમાં રાજકીય કેદીઓ પર ગુજરાતા જુલમ વિશે 'ક્યારેય ન લખી શકાય તેવી કવિતાની નોંધ' લખે છે. તેમ જ પોતાના અંગત જીવનના કારમામાં કારમા બનાવ વિશે પણ લખવું જ ઘટે. એમ ધારી લોર્ના ક્રોઝિયર બળાત્કારનો ભોગ બનેલી પોતાની પંદર વરસની દીકરીનો 'ઠરડાયેલો, ઉઝરડાયેલો ચહેરો', 'તેના જમણા ગાલને વીંધીને દેખાતી દાંતની નિશાની', અપૂરતા શબ્દોમાં કાવ્યમાં ઉતારે છે. ('કાવ્ય નથી જ') લોર્ના ક્રોઝિયરે ક્યાંક કહ્યું છે કે આ અનુભવ વિશે લખતાં પહેલાં એણે અને એની દીકરીએ સાથે ચર્ચીને નક્કી કર્યું હતું કે હા, આને વિશે માએ લખવું જોઇએ પણ આ કાવ્ય વિશે એ કોઈ પણ હિસાબે વધુ બોલવા ઇચ્છતી નથી.

નીના રાવલે મૂળ કાવ્યના અર્થ, લય, કલ્પનોનું સફળ ભાષાંતર કર્યું છે. જુઓ ફિલિસ વેબનું સૂક્ષ્મ લાગણીભર્યું પ્રેમકાવ્ય :

તું
પકડી બેસે

કેટલી બધી
સલુકાઇથી

મારો અંધકાર

અને જુઓ આખી સદીના અનુભવને આવરી લેતું પિયેર નેપોકૉર્ડ ચિકોનું 'આ સદીમાં ઊંડે ઊંડે ઊતરતાં'.

જૂઠાણાં ને જૂનાં જૂઠાણાં જ છે હવે વધુ કલ્પનામય;
ભવિષ્ય એક ખોદકું છે. ત્રણેય રીછ ખાઉધરાં છે, સંતુષ્ટ નહીં

# સુદામાની વિમાસણ

હું ગુણાચારનું થીગડું ને તું મખમલનો ગાલીચો રે
મેળ આપણો કેમ શામળા, થાશે?

તારાં ઊંચાં મંદિર એમાં મોંઘાં લોક ફરે છે
મારા પગને બાઝેલા ઘડપણની ધૂળ ખરે છે
પગ સવળા પડશે તો મારું મન પારોઠું જાશે।

ઘડપણને હું બચપણનું વસ્તર પહેરાવી લાવ્યો
કેવું દૂબળું સગપણ લઈ હું તારે મંદિર આવ્યો!

રેળાયા અક્ષર જેવો હું, તું-શા ક્રમ વિચારો?

મારી ઝાંખી આંખ લખે આંસુથી છેલ્લી લીટી
ભેગી મૂઠી ભીનાશ હું લાવ્યો સાથે વીંટી

કહેને, શું આ ભીનાશથી મખમલ રગદોળાશે?

૧૦.૯.૯૨/ગુરુ

રમેશ પારેખ

ભાષણો આપે છે ત્યારે પોતે જે સ્ત્રીની સાથે રહેતો હતો તેને ગર્ભપાત કરાવવો પડયો હતો તે પ્રસંગ બિલ બિસેટ સ્મરે છે. 'બાળકો વગરનાં એ



ખીરથી. આ સદીમાં ઊંડે ઊંડે ઊડતાં,
મારા હાથ બની જાય છે પ્રાર્થના, દાતરડું, વાવટો.
હું ચાહી શકતો નથી ઘાસને કે નકશીદાર રત્નને કે ફેફસાને.
આ સદીનો અંત એટલે આંખ સુધી ઓઢી રાખેલું ગોદડું.

સંગ્રહની પ્રસ્તાવનામાં સંક્ષિપ્તરૂપે નીના રમૈયાએ સમકાલીન કૅનેડિયન કવિતાના મુખ્ય પ્રવાહો અને વલણોનું દર્શન દીધું છે. જાગરૂક કવિતા, ભાષામૂલક કવિતા, સ્ત્રીમૂલક લખાણ (કવજરજપણ જપ રમા નાકોજપા) જેવાં નવીન વલણો તરફ ધ્યાન ખેંચ્યું છે. આવાં નવીન વલણો માટે ગુજરાતીમાં પ્રચલિત પરિભાષા ન હોવાને કારણે ઋનપચિપરવજર દજસર્ચયવસ઼ જેવા અંગ્રેજી શબ્દપ્રયોગો ટાંક્યા છે તેની જગ્યાએ આવી નવીન પરિભાષા પોતે યોજીને અંગ્રેજી શબ્દો કૌંસમા ટાંક્યા હોત તો આપણા વિવેચનની પરિભાષા વધુ સમૃદ્ધ બની શકત. આમ કેટલીક વાર જ કર્યું છે. છતાં નવીન વલણોનું સ્વરૂપ દર્શાવવામાં તે સફળ બન્યાં છે. દાખલા તરીકે ભાષામૂલક કવિનું વૈશિષ્ટ્ય દર્શાવતાં તેઓ લખે છે : "આ સર્જક જેમ આવતું જાય તેમ કહેતો જાય, ફસાતો જાય ને છૂટતો જાય, કહેતો જાય ને કહેલું હકારતો જાય કે નકારતો જાય અને આગળ હંકારતો જાય."

નીતાબહેનને અભિનંદન પોતાના કૅનેડિયન કવિતાના સૂક્ષ્મ સમજ દર્શાવતા ઊંડા અભ્યાસ માટે અને ગુજરાતી વાચકને આ સમૃદ્ધ કાવ્યપ્રદેશનું દર્શન દેવાના તેમના સતત અને સબળ પ્રયાસ માટે. તેમની પાસેથી આવા વધુ સંગ્રહો મળશે એવી આશા રાખીએ છીએ.

[કૅનેડિયન કવિતા, અનુ. નીના રમૈયા, પાનું રાહ જુએ છે, ૧૯૯૧ પ્રકાશક શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઈ, પૃ ૬૦+૧૬ મૂલ્ય રૂ. ૪૦.૦૦]

## મુક્તક □ નીતિન વડગામા

એટલે તો વેલ પણ મોહી હશે.
વાડ કાંટાથી પછી સોહી હશે.
આ બધું નસમાં, નદીમાં, નાવમાં -
જે વહે છે એ બધું લોહી હશે?

નીરથી. આ સદીમાં ઊંડે ઊંડે ઊડતાં,
મારા હાથ બની જાય છે પ્રાર્થના, દાતરડું, વાવટો.
હું ચાહી શકતો નથી ઘાસને કે નકશીદાર રત્નને કે ફેફસાંને.
આ સદીનો અંત એટલે આંખ સુધી ઓઢી રાખેલું ગોદડું.

સંગ્રહની પ્રસ્તાવનામાં સંક્ષિપ્તરૂપે નીના રામૈયાએ સમકાલીન કૅનેડિયન કવિતાના મુખ્ય પ્રવાહો અને વલણોનું દર્શન દીધું છે. જાગરૂક કવિતા, ભાષામૂલક કવિતા, સ્રીમૂલક લખાણ (ક્વજરજપણ જપ રમા નાકોજપા) જેવાં નવીન વલણો તરફ ધ્યાન ખેંચ્યું છે. આવાં નવીન વલણો માટે ગુજરાતીમાં પ્રચલિત પરિભાષા ન હોવાને કારણે ઞ્નપચિપરવજર દજસચયિવસ્ા જેવા અંગ્રેજી શબ્દપ્રયોગો ટાંક્યા છે તેની જગ્યાએ આવી નવીન પરિભાષા પોતે યોજીને અંગ્રેજી શબ્દો કૌંસમા ટાંક્યા હોત તો આપણા વિવેચનની પરિભાષા વધુ સમૃદ્ધ બની શકત. આમ કેટલીક વાર જ કર્યું છે. છતાં નવીન વલણોનું સ્વરૂપ દર્શાવવામાં તે સફળ બન્યાં છે. દાખલા તરીકે ભાષામૂલક કવિનું વૈશિષ્ટય દર્શાવતાં તેઓ લખે છે : "આ સર્જક જેમ આવતું જાય તેમ કહેતો જાય, ફસાતો જાય ને છૂટતો જાય, કહેતો જાય ને કહેલું હકારતો જાય કે નકારતો જાય અને આગળ હંકારતો જાય."

નીતાબહેનને અભિનંદન પોતાના કૅનેડિયન કવિતાના સૂક્ષ્મ સમજ દર્શાવતા ઊંડા અભ્યાસ માટે અને ગુજરાતી વાચકને આ સમૃદ્ધ કાવ્યપ્રદેશનું દર્શન દેવાના તેમના સતત અને સબળ પ્રયાસ માટે. તેમની પાસેથી આવા વધુ સંગ્રહો મળશે એવી આશા રાખીએ છીએ.

[કૅનેડિયન કવિતા, અનુ. નીના રામૈયા, પાનું રાહ જુએ છે, ૧૯૯૧ પ્રકાશક શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઈ, પૃ ૬૦+૧૬ મૂલ્ય રૂ. ૪૦.૦૦]

**મુક્તક □ નીતિન વડગામા**

–એટલે તો વેલ પણ મોહી હશે.
વાડ કાંટાથી પછી સોહી હશે.
આ બધું નસમાં, નદીમાં, નાવમાં -
જે વહે છે એ બધું લોહી હશે?

## રચના રમન □ સુનીલ ગંગોપાધ્યાય □ નલિની માડગાંવકર

"નાડના ઝાડની ટોચે થથરે છે વાદળિયો પવન"
ના, બરોબર ન રચાયું
દૃષ્ટિ સમક્ષ એક નાડનું ઝાડ, હું વરંડામાં નેતરની ખુરશી પર
હવામાં દરિયાની વાસ
'ટોચે' કે 'માથે' ? 'થથરે' કે 'કાંપે'
"નાડના ઝાડની માથે કાંપે છે દરિયાઇ પવન"
ના, બરોબર જામ્યું નહીં.
સમુદ્રનો પવન ક્યારેય કાંપે નહીં
"નાડના ઝાડ પર સૂસવાય છે દરિયાઇ પવન"
ઘણા બધા સંસ્કાર, બહુ વેવલું વેવલું
ગદ્યને બદલે છંદમાં પણ બાંધી શકાય
"નાડના ઝાડ પર ડોલે ડોલે મોસમભૂલ્યો દરિયાઇ પવન"
નથી કાગળ, નથી પેન, હાથમાં કૉફીનો કપ
પગ પાસે પડ્યું છે વર્તમાનપત્ર
પહેલું પાનું જ લોહીલુહાણ
"દેવદારુ વૃક્ષને ધુણાવે છે વંટોળિયો. જાણે એ કાંપી
રહ્યું છે કુહાડીના ભયથી."
નાડવૃક્ષ કઇ રીતે બન્યું દેવદારુ ?
સમુદ્રની ઘુઘવતી હવા ક્યારે બની ઝંઝાવાત ?
હું મેદાન ભણી નાકી રહ્યો... સરી ગયાં છે વાદળાં,
એક ચંચળ તેજશોભાથી વારંવાર બદલાઇ રહ્યું છે રૂપ.
માથે ભારવાળું એકાકી નાડવૃક્ષ એક ક્ષણ પૂરતું
સર્વાંગ સુંદર દેવદારુ.
કેટલાંક ભૂલકણાં પંખીઓ પાંદડાં સ્પર્શી ઊડી ગયાં
ભયાર્ત ધ્વનિ પાછળ રાખીને.
એ ધ્વનિમાં જ ઝંઝાવાતનો આભાસ
આવા જ સોયવીંધ્યા, સમુદ્રનાં નહીં,
મરુભૂમિના તડકામાં,
[illegible] ચમકે છે
અસંખ્ય નિર્દય કુહાડીઓ
કંઇ ખોટું નથી
"દેવદારુ વૃક્ષની પીંછીમાંનું એક અધૂરું
ચિત્ર ઊપસે આકાશમાં."

## થોડું કંઈક □ સુનીલ ગંગોપાધ્યાય □ નલિની માડગાંવકર

હે પુનર્જન્મ, હે પ્રિય દિવાસ્વપ્ન, પરમ મધુર
તું સર્વશ્રેષ્ઠ જુઠ્ઠાણું, તેથી જ તું આટલું સુંદર ?

*　　　*　　　*

ઉપમાના અતિરેકથી વેરવિખેર થવા છતાં,
કવિઓને પણ તેં કાબૂમાં ન રાખ્યા
હે ચંદ્ર, આજે તો તું મહોલ્લાના
એકલવાયા અવાવરુ ઘર જેટલો જાણીતો !

*　　　*　　　*

આનો ભગવાન ચૂના - માટીનું પૂતળું અને
તેનો ભગવાન નિરાકાર
નથી ભૂખ, નથી તરસ તોય કંઈ જીભથી
એ ચાટે છે માનવરક્તને ?

*　　　*　　　*

ગુલાબ, ચંપો, જૂઈ.... માણસે કેટલી કરી
ફૂલોની ગુણવંદના
ફૂલ કંઈ જ જાણતું નથી
આવો એકતરફી પ્રેમ પણ કંઈ ખોટો નથી !

*　　　*　　　*

જાંબુના ઝાડ નીચે વરસાદમાં ભીંજાતી
　ઊભી　　છે　　જે　　કૃશાંગી
સાડીમાં　　ઢગલોએક　　જૂઈફૂલ
　એ જ　　રચે　　છે　　કવિતા
　　હું　　કંઈ જ　　નથી.

*　　　*　　　*

એ સહુ, જેને ભૂખનું દુઃખ તોય તે બધા હસે, ગીતો ગાય
હૃષ્ટપુષ્ટ મગરો બપોરે ફક્ત આંસુ સારે,
બીજાના દુઃખે ભીંજવે આટલા કાગળો !

*　　　*　　　*

છુપાવી ન રાખો કોઈ ગુપ્ત પટારામાં
　કે પછી લખો નહીં દસ્તાવેજી પ્રમાણપત્રોમાં
આપ્યા　વિના　કંઈ જ　રહેતું　નથી
　પ્રેમ ડૂબી જાય છે પોતે ખોદી કાઢેલા પાણીમાં.

## અને થોડાં સપનાં □ ચંદ્રકાંત શાહ □ જયા મહેતા

ચંદ્રકાંત શાહ આ પ્રથમ કાવ્યસંગ્રહમાં જ નિજી અવાજ લઈને આવે છે. ભાવવાહી શબ્દોનો લયબદ્ધ ધોધ પડતો હોય એવી ધોડાપુરી પ્રલંબ પંક્તિઓનાં ગીતો એ આ સંગ્રહની વિશિષ્ટતા છે, ને સાથે સુમેળ સાધીને આવે છે અવનવાં મૌલિક ને તાઝગીભર્યાં કલ્પનો, યૌવનનો તરવરાટ ને જુસ્સો ને જોમ ને પ્રણયના નાજુક ભાવ ને તત્ત્વજ્ઞાન તેમ જ કવિતાના શબ્દ પ્રત્યેની વફાદારી :

સોળ વરસની ઉંમરને બે હોઠ વચાળે ધરબી, છોકરિયુંએ વાત મૂકી ને
કાન દઈને હવે સાંભળો થોડું

□

કહેવા જેવી વાત હજી તો તારા સુધી પહોંચે ત્યાં તો સૂરજ જેવા
સૂરજને પણ બાંધી લે છે દરિયાનાં મોજાંનો ખીલ્લો

□

એક દિવસ આ હું ને મારી કાયા વચ્ચે થયો વાદવિવાદ
અને પછીથી અમે અમારી સહિયારી મિલકતના પાડયા સરખેસરખા
ભાગ

□

પાણીમાં કોણ છરો ભોંકે છે ?
પીંછાં પર કાપ કોણ મુકે છે ?

□

ઘર બાંધું હું કાગળ ઉપર, શબ્દોની લઈ ઈંટો
સ્કવેર ફૂટના ભાવે થાહી, મારુ ગુર્જર ભીંતો

□

ગુજરાતીમાં પ્રલંબ લયનાં ગીતો નથી લખાયાં એમ નહીં, પણ આ કવિ આ નાનકડા સંગ્રહમાં પણ સુરેશ દલાલના આમુખના શબ્દોમાં કહું તો 'પ્રલંબ લય....ની વિરલ કહી શકાય એવી સિદ્ધિ' લઈને આવે છે અને એના 'બાળકુંવારા શબ્દોમાં ફાટફાટ થતું યૌવન છે. ગીત છે એટલે વહનના તો હોય, પણ તત્ત્વજ્ઞાનના ભાર વિનાની ગહનના પણ છે.' આ કાવ્યોની પંક્તિઓમાં 'તરડાયેલી ઝરડાયેલી આંખ, તમે નામના તડકા, કાળમીંઠ સંબંધો, બિનહલેસાં હોડી જેવા શબ્દોના દરિયા, પેટીપૅક કોરું ને કડકડતું વહાલ, એક વરસાદી છોકરી, એક આંખમાં પવનછીછરું પતંગિયું ને એક આંખમાં ભરચક રાનાં ફૂલ, લીલા લીલા માણસ, તારા શબ્દોનો સૂનકાર, કલમસવારી, મારું વંટોળ જેમ વળિયાવું.... વગેરે જેવાં કંઈ કેટલાંય અવનવીન પ્રતિરૂપો ભાવની અભિવ્યક્તિ રસજ્ઞતાથી સાધે છે, તો લોકગીતનું સ્મરણ કરાવે એવાં ગીત પણ આ સંગ્રહમાં નથી એમ નહીં :

"ડોલરિયો સાહ્યબો, હું હુંઅંજુલ ઘનગનની ચોમેર એકાંત ઘટાટોપ.'

તો કેવી સરળતા ને સહજતાથી જીવનનું તત્ત્વજ્ઞાન આવી કૃતિઓમાં પ્રગટી જાય છે.

**ભાવભીનો હું ફાટફાટ ને આમ સાવ ખખડું છું હું માણસ છું કે ?**
**આ જગતમાં જીવું છું ને આમ જીવમાં ફફડું છું હું માણસ છું કે ?**

□

**આ દુનિયામાં જન્મ્યા તેથી અહીંના, બાકી મૂળ અમે ના કહીંના**

□

નવા કવિનો પહેલો જ સંગ્રહ પ્રગટ કરવાનું 'સાહસ' સુરેશ દલાલ કરતા રહ્યા છે, ને આ કાવ્યો વાંચતાં દુ:સાહસ નથી ઠરતું એનો આનંદ છે.

(શાહ ચંદ્રકાંત, અને થોડાં સપનાં, એસ.એન.ડી.ટી. વિમેન્સ યુનિ., સન ૧૯૯૨, પ્ર. આ. મુંબઈ, પૃ. ૬૦, મૂલ્ય રૂ. ૪૦.)

□ સુરેશ દલાલ

જેની ઊંચકો પાલખી એની ખાવી લાત
આવું તો અહીં થયા કરે: એની શી પંચાત
આટલા કડવા અનુભવો
પણ વિસ્મય એનો એ જ;
માણસને જોઈને મારું
મુખ મલકે છે સ્હેજ
સંબંધો સોહામણા પણ બિહામણી છે ભાત
આવું તો અહીં થયા કરે: એની શી પંચાત ?
કોઈકને આપો ફૂલ
તો તમને વળતો કાંટો આપે
સરોવર જો દઈ દઈએ
તો બળતો છાંટો આપે
હવે કોઈ જો વ્હાલ કરે તો લાગે છે આઘાત
જેની ઊંચકો પાલખી એની ખાવી લા—

## ગયું એળે.... □ દેવેન્દ્ર દવે

(શિખરિણી - સૉનેટ)

કચેરી - કૉલેજો વીજળી ગનિએ ઠપ્પ ! વીફર્યાં -
બસો બાળી, તોડી મિલકત, દુકાનો ફફડી ગૈ!
વળ્યાં ઘૂમી ટોળાં! સરઘસ, હુલાવ્યાં મનુજ કૈં!
નરી અંધાધૂંધી.... શબ- શી ગલી, સ્ટૅબિંગ પળમાં,
વહે લોહી કેરા મલિન રગડા, ખુન્નસભર્યા
બધા ચ્હેરા, પ્હેરા સખત, ભડકામાં નગરના
ગયાં રોજી-રોટી, જઠર નણી આગે ભડભડયં!
'નવાં નિર્માણો'ની લગની મહીં કૈં કૈં બની ગયું!

'ગયા'- 'આપારામો' ખુરશી બદલાણી, વસવસો
હજીયે એનો એ: મહલ- ઝૂંપડાં એ જ હજીયે!
અહીં બીતાં બીતાં જનથી જન, તોફાન, મરવું,
રહ્યો ડંખી ટોણો હૃદયમહીં અંગ્રેજ વચનો;
'તમારે આઝાદી ?!' પ્રથમ બનવું 'લાયક' બનો!
ગયું એળે મારું જીવન - મરણે ફોગટ બધું...!

### □ તુકારામ □ અનુ. સુરેશ દલાલ

દૂધે ભરી સોનાની થાળી । કુત્તાને આપી, એનું શું મૂલ ।।
ડુક્કરને કસ્તુરી લેપ । ગર્દભને મોતીની ભેટ ।।
બહેરા આગળ વેદનું જ્ઞાન । તેનું ક્યાંથી હોય નિશાન ।।
તુકા કહે જે જાણે તે જાણે । ભક્તિનો મહિમા સાધુ જાણે ।।

# 'કિંદન્ની' અને 'કર્દમપલ્લી' □ જયેન્દ્ર શેખડીવાળા

કાવ્યસંગ્રહ 'કલ્કિ' પછી જયેન્દ્ર શેખડીવાળાના આ બે સંગ્રહો : ગઝલસંગ્રહ અને ગીત -અછાંદસ કૃતિઓનો સંગ્રહ. સન ૧૯૮૨માં પ્રથમ સંગ્રહ આપ્યા પછી આ કવિએ સન ૧૯૮૮માં બે સંગ્રહો આપ્યા, જેમાં કૃતિઓનું સંખ્યાબળ ઓછું છે, પણ એનો અર્થ એવો નથી કે ગુણવત્તા ઓછી છે. એમની કલમ ગીત લખે, ગઝલ લખે, સૉનેટ પણ લખે ને અછાંદસ પણ; નિજી અવાજ એમાં ઊપસે છે. આ ત્રણે સંગ્રહો એક રીતે જોઇએ તો એકમેકથી નિરાળી છવિ પ્રગટાવે છે. 'કલ્કિ'નું અનુકરણ 'કિંદન્ની'માં કે આ બંનેનાં કાવ્યોનું અનુકરણ 'કર્દમપલ્લી'માં નથી.

ગઝલ હોય કે ગીત કે છંદ કે અછાંદસ, જીવનની સંવેદના અને તત્ત્વજ્ઞાનનો સુમેળ સાધતી કાવ્યાત્મક અભિવ્યક્તિ..... અહીં માણવા મળે છે. 'કિંદન્ની'ની પહેલી જ ગઝલની આ પંક્તિ એ સંવેદનાની પ્રતીતિ આપે છે :

'અહીં પડઘાનો સન્નાટો અને આ કાન જીવે છે.' આ કાન જીવે છે, બધિર નથી થયા, સંવેદનજડ નથી થયાં માટે તો અહીં 'કવિ'ની કૃતિઓ સાંપડે છે. આરંભની ગઝલો કંઈક ઊંડી વિરહવ્યથા ને ઝુરાપાને ઘૂંટે છે, પણ-

'આંસુઓનું આંખમાં પગલું મળે છે ક્યાં ?' આ કવિની કલમે ચિત્રાત્મક - દૃશ્યાત્મક રમણીય ને સ્પર્શક્ષમ કલ્પનો મળે છે : શિલ્પ કોતરવું નદીનું, જીભ સુક્કું પાંદડું, ક્યાં આંસુઓને પાળ છે?, પાંદડાં સાથે જીવે છે મર્મરો, ઝંખના બુઠ્ઠી, ફૂલો ઝૂકે તો ડાળી સાથે જ ઝૂકવાનું, મને દરિયો કહી ખારાશનું સૂચન કર્યું છે તો, ચીંથરાં જેવાં ચરણ સમયની કાચલીનું જળ....

આ કાવ્યનાયકે કેવી ને વેદના - વ્યથા ભોગવી હશે કે એ આમ આટલી સોંસરવી વીંધી નાખતી અભિવ્યક્તિ સાથે છે :

"દર્પણોમાં એક ચ્હેરો જોઈને
રણ વિશેની કલ્પના ભોંઠી પડે."

ને એટલે તો પડછાયો પણ તિમિરને ઝંખે છે:

"આ તિમિરઘન રાત્રિઓ ક્યાં હતી? ક્યાં હતી આ વેદના મધરાતની?
હું જીવ્યો'તો એમના અજવાસમાં ? એક પડછાયો મને પૂછતો રહ્યો.

'કર્દમપલ્લી' એક તરફ તળપદા લય ને તળપદી બાનીનાં ગીત આપે છે, કવિએ શીર્ષક જ આપ્યું છે : 'ફટાણાં' ગીત'-

'માઝમ રાતે ઢોલીડા તેડાવો, ઝમ્મર ઝુલણ વાગે
ઘરઘર રમતાં પાક્યાં ને વેડાવો, ઝમ્મર ઝુલણ વાગે."

"અધ્ધર ઊભી અણોહરી
ને તળિયે તોરણ સાત
કે નજરું છલમલતી.....'

બીજી તરફ આ કવિ સંસ્કૃતસભર બાનીની છટા નિપજાવે છે :

"ક્ષણાન્તે
અન્તરોલો ઊડે
અનિવેગથી લિસોટાનાં-
સૂર્ય, ચંદ્ર, ગ્રહો, નક્ષત્રો, બ્રહ્માંડો
જ્યાં
શબ્દશલાકા વીંઝાય."

તો સાદી, સરળ, અર્થસભર પદાવલિ પણ અહીં માણવા મળે છે :

"હજીય ક્યારેક ધોધમાર વરસતી રાતે
એક પતંગિયું ભીની પાંખે
પ્રવેશે છે મારા માટીના ઘરમાં ને ઘર મ્હેંક મ્હેંક...."

કવિ જ્યારે આ કે તે વાડ કે વાડામાં બંધાયા વગર, આ કે તે ઇઝમ્સની પળોજણમાં પડયા વગર પોતાની સંવેદનાને વફાદાર રહીને અભિવ્યક્તિ સાધે છે ત્યારે નવા અવાજને પણ પ્રતિષ્ઠા મળે છે એની અહીં પ્રતીતિ થયા વગર નહીં રહે.

જયા મહેતા

(જયેન્દ્ર શેખડીવાળા, 'ક્રિંદની', ૧૯૮૮, કાવ્યસ્થિ પ્રકાશન, વલ્લભ વિદ્યાનગર, પૃ. સં. ૬૪, કિં. રૂ. ૨૫/- 'કદમપલ્લી', પૃષ્ઠ ૪૦, રૂ. ૨૫/-.)

સંસ્કૃત □ જયદેવ □ હ. ભાયાણી

ગૌરતાએ હંસ દીસે ચંદ્રસમ
હંસસમી રમણી આ ગતિરમ્ય
રમણીસમાન સ્પર્શસુખે જળ
જળ શું નિર્મળ તો ગગનતળ.

શરદ □ હ. ભાયાણી

પ્રાકૃત

જળભરે મુક્ત આ શરદનાં અભ્ર
ભાસે કયહીં તો પીંજેલા શા શુભ્ર રૂનાં પુંજ
કયહીં પ્રવર સૈંધવ-લવણ-ડુંગરો.

સંસ્કૃત

ઘન-પટલ-મુક્ત આ ગગનતલ
હોય શું જલનિધિ અચલ !
આ રજની-અંધાર
અંજન તણા ચૂર્ણનો પુંજ શ્યામલ.

સાપેક્ષ □ મદનકુમાર અંજારિયા
'સંખ્યાબ'

એક તારાએ
બીજા તારાને કહ્યું -
જો, સૂરજ ઊગી રહ્યો છે,
ચાલ, ઊંઘી જઈએ,
રાત પડી.

## લંડન - ૧ □ અશરફ

વ્યથાના ઉમે માળે
સિસ રોડનો સિસકારતો સિંધી
બ્રિકલેનનો બેકાર, બેવફા બંગાળી
અર્લ્સ કોર્ટના વિદેશી અધકચરા અંગ્રેજો
અને પિકાડેલીના પીધેલા પરદેશીઓ
સાઉથ હૉલના દાઢીવાળા, દાઢી વગરના સરદારજીઓ
વેંબલીના વ્યથાભરેલા વાણિયાઓ, ગુજરાતીઓ
જર્જરિત પોટલાઓ
મરેલી આશાઓ
આશાઓની અસ્તિઓ
હલાલ ગોશ્તની દુકાનો
જૂનાં હાડકાંઓ
સડેલી ચામડી સાથે
ગાંધીજીની ગંધાતી ધોતી
જવાહરલાલની જડબેસલાક ખોપરી
સુભાષચંદ્ર બોસની બગડેલી બંદૂક
આ ભંડાર
બધું લાઇનસર ગોઠવેલું છે
પણ એમની 'ઇન્ડેક્સ' ક્યાં છે ?
શોધું છું - શોધું છું - શોધું છું.

## લંડન - ૨

રદ્દિ કિતાબોનાં જર્જરિત પાનાં
જૂના કિલ્લાઓ
રાણી ઇલિઝાબેથની ફાટેલી 'પેન્ટીહોઝ'
ઘરડા 'એમ.પી.'ઓની જૂની પાટલૂનો
ફાટેલાં ખમીસો - જીર્ણ 'ટાઇઓ'
સિંધીઓની સસ્તી દુકાનો
ગુજરાતીઓની ગરવી 'ગ્રોસરી'ઓ
વીમાની વિખ્યાત કંપનીઓ

ડડી મામસિડની ફૂટેલી બાટલીઓ
સરદારોના પ્રગતિશીલ 'પબો'
(જ્યાં નાગી છોકરી નાચે અને તમને બધું બતાવે)
છાપાનાં છાપરાં
જ્યાં 'ટ્યુબ' સરકતી સરકતી
સર્કલમાંથી સેંટ્રલ અને ડિસ્ટ્રીકટ બને
અને એનો જ અવતાર
વિક્ટોરિયા, પિકાડેલી
જ્યુબિલી અને બેકરલુ
પણ
હું
શું કરું ?

## ચગળવાનું □ ભરત ભટ્ટ "તરલ"

બચેલાં કૈ ખુલાસા લઈ પ્રસંગોપાત મળવાનું;
ફરી પાછું રહે છે મીણબત્તી જેમ બળવાનું.

પ્રતીક્ષા, પત્ર, પીડા ને પવનની પારદર્શકતા -
એને હોઠે અડાડીને, કે ચૂમીને ચગળવાનું.

છે દોરી પર લટકતાં વસ્ત્ર જેવી આ અભીપ્સાઓ;
એને દરરોજ લટકીને સુકાવાનું - પલળવાનું.

પ્રતીક્ષા પારદર્શક હોય એવું લાગશે, મિત્રો -
પ્રતીક્ષામય હવે અસ્તિત્વ પણ એમાં જ ભળવાનું.

સ્મરણ કોનું ફૂટે છે પાનની માફક અનાયાસે ?
હવે ટહુકા નથી, ભૂલી ગયો છું હુંય ફળવાનું.

## પ્રિય 'કવિતા'ને.... □ નલિની માડગાંવકર

'કવિતા'... નવનીતા !
તેં બાંધ્યો કવિતાનો સેતુ....
દાયકાઓની છબીઓને ભીંતે લટકાવવાને બદલે
તેં જગાડ્યાં તેંત્રીસ વર્ષો....
મનગમતું વિશ્વ... કવિતાનું.
□
કવિતા.....
તારી હયાતી
કાળા ડીબાંગ વગડામાં
એકાકી દીવા જેવી હૂંફાળી
તું ફૂલથીયે સુંવાળી....

પતંગિયાની પાંખે
તું ઉતારે નવીનકકોર વસંતને
તો ક્યારેક
સોનાની દ્વારકાની જેમ ભીતર ઊતરી
કરે બધે અજવાળું... અજવાળું.

માણસનો ત્રાસ
અને
પ્રાસનો વિશ્વાસ
છતાં તું તો
ભલભલા લયનેય ચાવી જાય, પાનનાં બીડાંની જેમ.

તારું સાહચર્ય
આંબાડાળે ઝૂલવા જેટલું
ક્યાં સુગમ છે !
અરે, આંખો કાઢીને ઉંબરે મેલીએ
તોય તું ન આવે

ચક્રવાક મિથુનની જેમ શબ્દો ઝૂર્યા કરે
સામ સામે કિનારે,
અને
આવે ત્યારે !
હયાતીને પુણાવી,
સાતપડી રોટલી જેવી ચામડીને
ઊતરડી પહોંચી જાય
મારા પાતાળપેટા હૃદય સુધી.
અને પછી....
મારી ભીતરના વિશ્વને
સાચવે ઉત્તરાના ગર્ભની જેમ...
પણ તું આવે તો આવે...

તું આવે છે
ત્યારે રેતશીશીમાં સરતો સમય
ઘડીભર થંભી જાય છે.
જિંદગી બને છે
વહેલા પરોઢની સાકરિયા ઊંઘ જેવી ગુલાબી.
હવામાં તરતા પીંછાની જેમ
સ્પર્શે છે સપનાંઓ... સપનાંઓ.

હવે
રામ અને શબરીની કુંડળી માંડી
ખોળાને ભરી દે
પારિજાત પુષ્પોથી.
વેદનાને ભંડકિયામાં પૂરી
ઓશીકા નીચે ચાવી રાખી
બનાવી દે મને નિરાંતજીવી

બુદ્ધિના પાંજરામાં પુરાવા કરતાં
કલમથી દાઝનો હાથ મંજૂર છે.

તારી પાસેથી શીખી,
અનેકને ચાહી એક સાથે રહેવાનો મર્મ...

□

હવે પાછો કોઈ માઈનો લાલ આવે
અને જગાડે વળી પાછાં તેંત્રીસ વર્ષોને
ત્યાં સુધી
લાવ, સાચવું
હું મારી
આ કાચી કુંવારી કવિતાને

પ્રિય સુરેશભાઈ,

લખતાં નથી આવડતું. નથી ફાવતું તોપણ 'કવિતા' ૧૫૧ અંક મળ્યો... સુઘડ, સુંદર, સફાઈ... ! મુખપૃષ્ઠ જ જોઈને પ્રથમ દૃષ્ટિનો પ્યાર થઈ ગયો... દશેય આંગળીએ ટાચકા ફોડી દખણાં-ઓવારણાં લઉં છું. અને ઓળઘોળ કરી વારી જાઉં છું. કવિતા જગતના કુબેરો તમારી પાસે કંગાલ લાગે તેવી તમે કવિતાની ગાંડી સેવા કરી રહ્યા છો ! શું કવિતા પાછળ વળગાડ-ઓતાર લગન-ઘેલછા... ફનાગીરી... તમે વ્હોરી રહ્યા છો... સલામ... સૌ સૌ સલામ... કદાચ સારાયે વિશ્વમાં 'કવિતા પાગલ'નું પ્રથમ પારિતોષિક આપવા મને ન્યાયાધીશ બનાવવામાં આવે તો કહેવાની જરૂર છે કે હું તમને જ આપું ! તેમાંયે છેલ્લા દશકામાં તો તમે તમારાથી પણ આગળ નીકળી ગયા છો... ચળ અને મૂડ બન્ને ઓછાં થઈ જાય તે પહેલાં કલમથી ભરડી નાખવું એ ન્યાયે હાથવગું માત્ર પોસ્ટકાર્ડ હતું એટલે એના પર લખી રહ્યો છું.

સોપારીના વ્યસની પાસે સોપારી ન હોય તો સૂડી વડે ઘરનો ઉંબરો પણ કાતરીને મુખવાસની હવસ સંતોષે... એ રીતે રહી ન શકવાથી મારા શબ્દો ન જોતાં ભાવને સ્વીકારશો.

ઝોરે કલમ ઔર જ્યાદા ! કવિતા જગત તમારું આજીવન ઋણી રહેશે -

વિનુ મહેતાનાં વંદન

□ તુકારામ □ અનુ. સુરેશ દલાલ

પુણ્યવંત થઈએ ! લઈને સંતજનોનાં નામ ।
વાણીને નહીં કંટાળો । મળે મહાલાભનાં દામ ।।
સંતોને ચરણે ભાવ । એ તો વિશ્રાંતિનું ધામ ।।
તુકા કહે સંતનામ જાપથી । ટળે પાપ તમામ ।।

□ ગ્લોરિયા ફ્યુરેટસ □ જયા મહેતા

(સ્પેનિશ)

હું ટેબલનો વિચાર કરું છું ને ખુરશી કહું છું,
હું બ્રેડ ખરીદું છું ને એ ખોઈ નાખું છું,
જે કાંઈ હું શીખું છું તે ભૂલી જાઉં છું,
એનો અર્થ એ કે હું તને ચાહું છું.

હળ આ બધું કહે છે
અને ધાંધલધમાલ કરનો ભિખારી,
દીવાનખાનામાં થઈને ઊડે છે તે માછલી,
ઠેઠ ખૂણામાં ભાંભરતો બળદ.
બે ગામની વચ્ચે
નદી વહે છે, હરણો જાય છે,
સંતોનું ધણ પસાર થાય છે,
ભારેખમ સામાન જાય છે.
મારા લોહી અને આંસુની વચ્ચે
એક નાનકડો પુલ છે,
અને કાંઈ પસાર થતું નથી,
એનો અર્થ એ કે હું તને ચાહું છું.

□ તુકારામ □ અનુ. સુરેશ દલાલ

ગર્દભ અંગે ચંદનલેપ । તોપણ એને રાખનો કેફ ।।
જેના દેહે આ સહજગુણ । તે કદી નહીં પલટાય ક્ષણ ।।
વાનરને ગળે મોતીમાણેક । આવીને એ થૂંકે અક્કેક ।।
તુકા કહે દુષ્ટને ગમે નહીં હિત । અજ્ઞાનમાં આળોટે નિત ।।

## □ તુકારામ □ અનુ. સુરેશ દલાલ

બળી મરો જ્ઞાન ને બળી મરો સાન ।
વિઠ્ઠલના ચરણમાં ભાવ ધરો ધ્યાન ।।

બળી મરો આચાર ને બળી મરો વિચાર ।
વિઠ્ઠલના ચરણમાં મન સ્થિરાકાર ।।

બળી મરો ખ્યાતિ, બળો દંભમાનપાન ।
વિઠ્ઠલના ચરણમાં જીવ ધરો ધ્યાન ।।

બળો આ શરીર, બળો આ સંબંધ ।
રહો પરમાનંદ મારે કંઠ ।

તુકા કહે અહીં પૂર્ણ શરણાગતિ ।
વિઠ્ઠલના ભરોસે ધરી મતિ ।।

## □ તુકારામ □ અનુ. સુરેશ દલાલ

જાતિહીન મતિહીન કર્મહીન, મારું ।
છોડીને બધું, ત્યજીને લાજ, શરણ લીધું તારું ।।

એ જ ગા તું, મારાં માબાપ પંઢરીના રાયા ।
તારા વિના થાકી ગયો થાકી ગઈ કાયા ।।

દીનાનાથ દીનબંધુ સોહે તારું નામ ।
ગાજે એવી બિરદાવલિ, પતિતપાવન નામ ।।

ઈંટ ઉપર ઊભા રહ્યા કેડ ઉપર કર ।
તુકા કહે આ જ અમારું ધ્યાન નિરંતર ।।

ચિત્રકાર □ સીતાકાન્ત મહાપાત્ર □ જયા મહેતા

(ઉડિયા)

એની ત્વચાનાં છિદ્રોમાંથી
અનેકાનેક સૂર્ય તરીને દૂર જાય છે
આકાશને રદ કરતા.

નદીઓ પાછળ જુએ છે
ટેકરીઓ ભુલાઈ ગયેલું અંતર સંકેલે છે
અર્થના ગાઢ વાદળમાં સ્તબ્ધ.

રંગ છે ફક્ત ગણિત
સ્વચ્છ હવાને છિન્નભિન્ન કરતો
વિચાર વગર.

ચંદ્રનું ગંદું હાથકામ સ્પષ્ટ;
જમીન પર વીખરાયેલી
ઉઘાડી વ્યથાઓ
ધીમા નૃત્યની મૂક નકલ કરે છે

અંધારા પર ભેગી થતી
રેખાઓની જ્વાળાઓ
મરણો અને
સમય તથા અનુમાનને લગતાં સ્વપ્નોને રેણ કરતી
.ક્યાં પાંદડાંના ઢગલાને આકાર આપે છે.

□ શ્રી અરવિંદ □ સુ. દ.
ચંદ્રકનકના ચરણ લઈને
સુખ તમે અવતરો
હે સુખ! તમે અવતરો.

## તેથી આપણે મનુષ્ય છીએ □ સીતાકાન્ત મહાપાત્ર
□ જયા મહેતા

(ઉડિયા)

આ પ્રાચીન પૃથ્વી પરના
બીજા મનુષ્યો સાથે
આપણે વાત કરી શકીએ છીએ
પ્રકાશ-વર્ષો દૂરથી અવકાશમાં;
પણ,
કોઈક પ્રિય વ્યક્તિની બાજુમાં જ
કલાકો સુધી બેસીએ તોયે
એકાદ શબ્દ પણ હોઠે આવતો નથી, તેથી

ચંદ્ર, તારાઓ, સૂર્ય સુધી પ્રવાસ કરવાની
તકલીફ ઉઠાવવાની જરૂર નથી.
કારણ, અહીં આ માતૃભૂમિ પર ઊભા રહીને
આપણે સૂર્યને રદ કરી શકીએ છીએ
ફક્ત આપણી ખાલી હથેળીઓથી;
આપણે એને પાણીની ડોલમાંથી બહાર
કૂદકો મરાવી શકીએ છીએ
અને લીંપેલી દીવાલ પર નચાવી શકીએ છીએ;
આપણે પ્રિયતમાની છાતી પર ચંદ્ર
અને આંખોમાં તારાઓ ટાંકી શકીએ છીએ.

આપણે મનુષ્ય છીએ
આપણે જે કહેવા ઇચ્છતા હોઈએ તે કહેવાની
શબ્દોને ફરજ પાડી શકીએ છીએ તેથી નહીં
પણ આપણે સમજી જઈએ છીએ કે ખોટે રસ્તે જતા શબ્દો
ક્યારેય ફોસલાવી શકે નહીં કે સમજાવી શકે નહીં
આપણી સોદાબાજી માટે

આપણે મનુષ્ય છીએ
ક્યારેક આપણે સૂર્યની જેમ ચમકતા
સત્યનો સામનો કરી શકતા નથી;
અને તેને બદલે, ભ્રામક શબ્દોના પ્રેમમાં,
એ અર્ધ-સત્યો અર્ધ-અજવાળાં ને અર્ધ-છાયા
આપણે તેમની પાછળ છુપાઇએ છીએ
જિંદગીભર.

તેથી આપણે મનુષ્ય છીએ
પોથીઓ ને કૉમ્પ્યુટર્સમાં બધી માહિતી, બધું જ્ઞાન
સંચિત અને વ્યવસ્થિત કરાયું છે
હાથ લંબાવતાં જ મળે એ રીતે,
તેથી નહીં;
પણ આપણે લાંબી સવારો પસાર કરીએ છીએ
ક્યાંક મુકાઇ ગયેલાં ચશ્માં
ગાંડાની જેમ શોધવામાં

પ્રિય સુરેશભાઈ,
કવિતા અંક ૧૪૬ ડિસે. ૯૧ આજે જ મળ્યો એક જ બેઠકે વાંચ્યો. હવે ફરી ફરી વાંચી રહ્યો છું. પચ્ચીસ વરસ સુધી સતત કવિતાના એકએકથી સુંદર સુઘડ જોરદાર અંકો પ્રકટ કરવા બદલ હાર્દિક અભિનંદન. કોઈએ સંશોધન કરવું જોઇએ કે આ વિશ્વવિક્રમ તો નથી સર્જાયોને ગુજરાતી ભાષામાં! હરીન્દ્રભાઈની બે ઉર્દૂ ગઝલોમાં મઝા આવી ગઈ. કવિની સંવેદનાઓની અભિવ્યક્તિને ભાષાની સીમાઓ નથી નડતી તેનો એક સુખદ, આશ્ચર્યજનક પુરાવો. સર્વશ્રી હરીન્દ્રભાઈ, ઘનશ્યામજી, આશરભાઇ તથા તમામ કવિમિત્રોને સ્મરણ સલામ. સપરિવાર કુશળતા ચાહું છું ઔર ક્યા ઠાઠ હૈ?
આદિલ

નટવર ગાંધીએ 'ગુજરાતીમાં મહાન કવિતા કેમ લખાતી નથી' પ્રશ્નને ખૂબ સ્પષ્ટ અને ધારદાર રીતે રજૂ કર્યો છે.

## વચન ☐ જગદીશ જોષી

કળીઓને ખોલવાનું વચન હું નહીં દઉં
સૌરભ પ્રસારવાનું વચન હું નહીં દઉં.
જાલિમ ! જુલમની હદ છે, સહનશીલતાની હદ
બેહદને પહોંચવાનું વચન હું નહીં દઉં.
હાથો કપાયા : એ શું સહારો બની શકે ?
પડતાને ઝાલવાનું વચન હું નહીં દઉં.
કોઈની ચીસ પર આ વિરાનીનું છે કફન
આજે તો ચૂપ થવાનું વચન હું નહીં દઉં.
દૃષ્ટિ હરી જશે તો બધું થઈ જશે સ્મશાન
પાંપણને ઢાળવાનું વચન હું નહીં દઉં.
નિર્ણય છે ક્રૂર ને હવે ધીમો અવાજ છે
મંઝિલ સુધી જવાનું વચન હું નહીં દઉં.
જીવી લીધું છે, કોઈ તમન્ના નથી રહી
નજરોથી તારવાનું વચન હું નહીં દઉં.

## "મળે" ☐ સુધીર પટેલ

(ગઝલ)

કોઈ લીલીછમ હવે અટકળ મળે,
ત્યાં સુધી પહોંચી જવાનું બળ મળે.

ક્યાં કહું છું કે મને પણ જળ મળે ?
શક્યતાથી કૈં ભર્યું વાદળ મળે !

જો ભીતર થોડી ઘણી સળવળ મળે,
તો પછી એ ડાળ પર કૂંપળ મળે.

આંગણામાં તુલસીનો ક્યારો સમજ,
સાંજના થોડી મને ઝળહળ મળે !

એટલું માગું હવે અંજળ "સુધીર",
એ નહીં તો એમનો કાગળ મળે !

## અટક ! □ વીરુ પુરોહિત

[ચીન]

પોલીસે આવીને મને આંખ અટકમાં લીધી !
છે નામ આપ્યું ફરિયાદી કે મેં તારી આંખો પીધી !

હું લઈ લથડતા શબ્દો પહોંચ્યો તંબોળીની હાટે,
ને પાન-મસાલો માગ્યો જઈને અધમણ સોના સાટે !
મેં દરજીને કહ્યું કે હૃદયે આંતરસીવો કરી દે !
ને હઠ પકડી પીંજારા પાસે નખશિખ તું પીંજી દે !

હાહાકાર થયો નગરે હડતાલ પડી ગઈ સીધી !
પોલીસે આવીને મને આંખ અટકમાં લીધી !

પીનલ-કોડ ફેંદી તો ચહેરે રંગ ચડ્યો ડૂબ્યાનો,
એ અસમંજસમાં નોંધ્યો એ હો ગુન્હો ફૂલ સૂંઘ્યાનો !
કલરવનાં પક્ષીને મૂક્યાં સાક્ષીના ખાનામાં,
ને સગાં-સહોદરરૂપે રાખી પાંપણને આનામાં !

મેં કહ્યું કોર્ટમાં :
'તમે અમારી નકલ બરાબર કીધી !
છે નામ આપ્યું ફરિયાદી કે  મેં ભરી આંખો પીધી !

## ' તુકારામ □ અનુ. સુરેશ દલાલ

કાગડાને કંઠે મોતીની માળા । લાગે છે કેવળ રૂપાળા ચાળા ।।
કસ્તુરીનો લેપ હાથીને કર્યો । એનાથી એનો દિવસ નહીં ફર્યો ।।
બગલાને કહીએ બોધની વાણી । એ તો જાણે ઝાંઝવાનાં પાણી ।।
તુકા કહે એવા ભાવહીન લોક । કીધું કારવ્યું બધુંયે ફોક ।।

## પાંચ પાંચીકે રમો □ શિવજી રૂખડા 'દર્દ'

આપણી સસ્તી રમત છે. પાંચ પાંચીકે રમો
લાગણી, મીઠી મમત છે, પાંચ પાંચીકે રમો.

હાથ લંબાવો મળે છે હાથની ચારેતરફ
એમની ઓછી ખપત છે, પાંચ પાંચીકે રમો.

કોઈ કાળાં, કોઈ ધોળાં, કોઈ બરછટ લાગશે
ભારમાં હળવા ફકત છે, પાંચ પાંચીકે રમો.

હાથની રેખા ઉપર અફળાઈને નીચે પડે
ટૂંકમાં, લાંબી વિગત છે, પાંચ પાંચીકે રમો.

હારવાનું નામ ઓછું હોઠ પર લેજે ભલા
આપણી વચ્ચે શરત છે, પાંચ પાંચીકે રમો.

આપણા થાશે - ની શ્રદ્ધામાં રહી રમશો નહીં
ધારણા સઘળી ગલત છે, પાંચ પાંચીકે રમો.

મસ્ત નિજાનંદ માટેની રમત રમશું અમે
હર ક્ષણે એમાં વિરત છે, પાંચ પાંચીકે રમો.

'દર્દ'ની વાતો કરે છે પાંચ પાંચીકા સતત
પાંચ તત્ત્વોનું ભરત છે, પાંચ પાંચીકે રમો.

## મેઘધનુષી ગામ..... □ નવનીત ઉપાધ્યાય

મેઘધનુષી ગામ મળ્યું રે......
આખેઆખું આભ ભેળું થઈ બેસતું ઝાકળ બૂંદે
ગલીએ ગલીએ ગીત ને હૈયે હૈયે ફાગણ ગૂંજે....
સૌને સૌનું નામ ગમ્યું રે...
મેઘધનુષી ગામ મળ્યું રે...
પંખી આવ્યાં કેટલાં આહા ડાળિયું ઝૂમો ઝૂમો
ચારે બાજુ સાંભળું આજે મીઠી મીઠી બૂમો
સપનું સૌને આમ ફળ્યું રે...
મેઘધનુષી ગામ મળ્યું રે...

## ગઝલ દ્વિદલ □ હેમેન શાહ

પહાડ, દરિયા, રણનો સંભવ આપણી વચ્ચે નથી,
પણ પરસ્પર જાતો પગરવ આપણી વચ્ચે નથી.

કંઈ રિસાવામાં ને મન આળું થવામાં ફેર છે,
બીજું કે ભૂલકણું શૈશવ આપણી વચ્ચે નથી.

કેમ તું વિસ્તારપૂર્વક વાત સમજાવ્યા કરે ?
કેમ ચૂપકીદીનું લાઘવ આપણી વચ્ચે નથી ?

કંઈક આછાં, કંઈક આકર્ષક હતાં જેના થકી
આજે એ વાસંતી પાલવ આપણી વચ્ચે નથી.

પૂર્વજોનાં વૃક્ષની શાખાઓ તો મોજૂદ છે,
એ સમયનો કિંતુ કલરવ આપણી વચ્ચે નથી.

બે મિનિટ થંભાવી દો રંગીન મહેફિલ દોસ્તો,
એક હસ્તોફરનો માનવ આપણી વચ્ચે નથી.

## ગઝલ દ્વિદલ □ હેમેન શાહ

ગોળ હો કે લંબચોરસ આપણી વચ્ચે જ છે,
આપણી મહાકાય આળસ આપણી વચ્ચે જ છે.

હું ને તું પૃથ્વીના તદ્દન ગૂઢ બે છેડા છીએ,
હોય મક્કા કે બનારસ આપણી વચ્ચે જ છે.

કાં ઉકેલાતી નથી રોમાંચની આદિમ લિપિ ?
ચાંચ મેળવતાં એ સારસ આપણી વચ્ચે જ છે.

શહેરની કેમે કરી ગિરદી વિખેરાતી નથી,
રાત્રિએ પણ એ જ સરઘસ આપણી વચ્ચે જ છે.

એક દિન સામે અચાનક વૃદ્ધ ચહેરો આવશે,
હાલ તો દર્પણમાં ધુમ્મસ આપણી વચ્ચે જ છે.

## □ તુકારામ □ અનુ. સુરેશ દલાલ

કહો મારી કાયા પર કરવત મુકાવું ।
કે એને અગ્નિમાં બાળું-પ્રજાળું ।।

ટાઢ તાપ સંતાપ તરસ વેઠું વને ।
કે મૌન હું તો બેસી રહું, કૈંક કહો મને ।।

ભસ્મને લગાવી અંગે બની જાઉં વૈરાગી ।
કયા દેશે યાત્રા કરું કહોને વિચારી ।।

અન્ન છોડું, જળ છોડું, કરું રે ઉપવાસ ।
તારે માટે કરી દઉં જીવનનો નાશ ।।

તુકા કહે કહો મને કોઈ પણ ઉપાય ।
મારગ મને દેખાડો કે માંડું મારા પાય ।।

## □ સુરેશ દલાલ

થોડાક શબ્દો હાથવગા છે
પગવગો છે લય
બાળકુંવારી કવિતાની
સાવ કાચી છે વય.

વરઘોડો લઈ વિશેષણનો
આવે સાજનમાજન
જાનમાં વિવેચકો આવે:
પારકાની થાપણ
મળે ત્યારે જય જય કરી
ભેટતાં રહે દ્રુય
તોય ભીતરમાં ક્યાંક છુપાવે
કારમો કાળો ભય.

નોતરું આપે ને નાતરું કરે
કોઈનું નથી કોઈ
આંખ સાચું કદી હસતી નથી
ને કદી નથી એ રોઈ
ભોઈની બધા પટલાઈ કરે
નોખાં પાણી-પય
હસ્તમેળાપ થાય છે ખરો
પણ ક્યાંય નથી પ્રણય.

કવિતા - વાણીની ઉન્મત્ત અને ઉન્નત આસ્થા

તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૫૨
વર્ષ : ૨૬, અંક : ૨, ડિસેમ્બર ૧૯૯૨.
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ.



# કવિતા



ખાસ સૂચના: કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. ઝામગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.

સૂચના: વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ અસ્વીકૃતિ માટે મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. લવાજમ અંગે પત્રવ્યવહાર સબ્સ્ક્રિપ્શન વિભાગ સાથે કરવો. કવિ-વિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થતાં અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

લવાજમ: દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૧૫૦/-, ઍરમેલ રૂા. ૨૫૦/-. આ અંકના ૧૨ રૂપિયા.

બહારગામનું લવાજમ "SAURASHTRA TRUST" ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, ફોર્ટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક પીયૂષભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.

# એક ગઝલ

ભીડનું એકાંત સ્પર્શે છે મને,
જાણે જોઈ કોઈ અડકે છે મને.

રોજ કોઈ આવીને મારા ઘરે,
તારું એ સરનામું પૂછે છે મને.

વૃક્ષ જેવો એકલો ઊભો છું હું,
વેલ જેવું કોણ વળગે છે મને.

તું નથી તો કોણ છે મારી કને,
શ્વાસ જેવું કેમ લાગે છે મને.

'બાબુ', મારામાંય કૂંપળ ફૂટશે,
એ હવે આંખોમાં રોપે છે મને.

— [illegible]

## હું ય..... □ દેવેન્દ્ર દવે

(શિખરિણી)

હતું તે દી' પેલું ગગન અનરાધાર વરસ્યું,
પછી તો અંગાંગો થરક થરક્યાં, રોમ ઉછ્ર્યાં,
તૃણોથી ઘાટીલી બની ધરતીની કૂખ નરવી,
અને હું ય નીચાં નયન કરી ઊભી હતી પણે
ઘટાળાની હેઠે, ત્વરિત ઊંચક્યો હાથ મુખપે
અડયો ને જાદૂઈ અસર... કહું શી રીત અખિરી ?!

થયાં બત્તી કોઠે પ્રકટ દીવડા... સ્હેજ નમીને
અડયાં હોઠોહોઠે અનુભવી રહી શાશ્વતી ક્ષણો !
વળ્યાં વીંટી બન્ને કર-ભુજગ આલિંગન દઈ,
ગઈ બ્રહ્માંડોમાં વીજળી સમ વાતો પ્રસરી કૈં !
હયાતીયે ભૂલી, ખળભળી ગયું કૈં નસનસે !
હશે આથી રૂડું કશું જગ મહીં ? ના સમજું હું !

તટો તૂટ્યા, માઝા ઉદધિ મૂકી રેલ્યો ધરતી પે
ગઈ સાનેભાને વીસરી હું ય મીઠાં મધ ટીપે !

## હાથ

□ કેદારનાથ સિંહ □ રીટા શાહ

[હિન્દી]

એનો હાથ
મારા હાથમાં લેતાં લેતાં
મને વિચાર આવ્યો
દુનિયાએ
આ હાથની જેવા હૂંફાળા
ને સુંદર થવું જોઈએ.

## જવું

□ કેદારનાથ સિંહ □ રીટા શાહ

[હિન્દી]

હું જાઉં છું - એણે કહ્યું
જાઓ - મેં જવાબ આપ્યો
એ જાણવા છતાં કે જવું
હિન્દીની સૌથી વધુ ભયાનક ક્રિયા છે.

## ઈનર હાર્બર, બાલ્ટીમોર □ મકરન્દ દવે

આંખને આંજતી ભભક,
રંગીન મેળા તણી રોજ નવતર ઉજાણી,
આવ-જા લાખ લોકો તણી
લેણ-દે રોજ લખલૂટ
નગરની આમદાની તણી મોજ. નૌકા તરે.

મોજ. નૌકા!
લખલૂટ કેવી કમાણી?
ગર્વભર આ મહા વૈભવી બંદરે
સાવ ખોખું બની ખાલી ઊભા પ્રદર્શન જહાજે
જોઉં હું: જંજીરો રણકતી,
ચીસ, ચાબૂકના માર, માથાં પછાડી
અહીં લથડતી, લોહીમાં લથપથે કૈં ક કાયા,
આંખમાં કકળતી
કાળી ભયઘોર છાયા.

મૂળમાં ઊઠતું દર્દ,
ઊઠતી કોઈ કાળી અજાણી બળતરા,
સાવ મૂંગું બની જાય મન.
ત્યાં સુણું ગાન પર ગાન આ
તાન પર તાન પલટા જગાડી જતા
કંઠ, ને વાદ્ય ને નૃત્ય કાળાં જનોનાં.
ભોળી ભોળી આંખો મહીંથી ભભૂકી જતાં,
વિસ્મૃતિના બધા પોપડા ખેરવી
ભૂતના એ ભયાનક અનિર્દેશ ઓળા.

કંઠમાં બદ્ધ સ્વરની અણી ડંખતી,
પાયમાં બદ્ધ ગતિ છૂટવા ઝંખતી,

તેથી તો આજ નીગ્રો તણી સ્વર-લહર
જાય નભને અડી,
નૃત્યમાં વીજ-વેગે ચડી
છૂટવા માગતી એ જ પીડા
તોડવા માગતી હાડકાંડા પડેલા
ગુલામી તણા ગૂઢ ચીલા.

ઝૂમતા, ડોલતા, ધૂણતા લોકસમુદાયમાં
ક્યાંય વરતાય એના અણીદાર ખીલા?

વૈભવી બંદરે
ખાલીખમ જે જહાજે ભરેલી વ્યથા
આજ પણ
હાડપિંજર સમી નાકતી
મદભર્યા મેદભર
સર્વ થર પર થરોને હટાવી
કોઈ એને શું મુક્તિ અહીં આપશે?

કોણ? ક્યારે?

## તો ચાલશે

□ 'પ્રણય' જામનગરી

(ગઝલ)

રંગમાં રાતો હશે તો ચાલશે
દૂરનો નાતો હશે તો ચાલશે

કોઈ કોયલ ક્યાં અહીં ટહુકે જ છે
દોસ્ત, તું ગાતો હશે તો ચાલશે.

તું ઉજવ પર્વો અને મારે અહીં
વિરહની રાતો હશે તો ચાલશે

ખૂશ્બુ સહુના ભાગ્યમાં હોતી નથી
વાયરો વાતો હશે તો ચાલશે.

પ્રેમનો દુષ્કાળ છે અહિંયાં 'પ્રણય'
પ્રેમની વાતો હશે તો ચાલશે.

## ઓળખાણ □ નિનુ મઝુમદાર

અહીં ચોમેર દિશામાં પથ્થર લાગ્યા બોલવા રે લોલ
મુજને એવું હૃદય મળ્યું કે માંડ્યું ડોલવા રે લોલ

આવ્યો પવન ધુણાવી વૃક્ષ, વેલ ને છોડવા રે લોલ
સામે બંધ હતી જે બારી એને ખોલવા રે લોલ

ક્યાંયે નહીં રહ્યાં કિરણોનાં બંધન તોડવા રે લોલ
ઊંચે પંખી ઊડ્યાં નભમાં લાગ્યાં શોધવા રે લોલ

લાગ્યાં વ્યોમ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી દોડવા રે લોલ
એમાં એક નિરંતર મળ્યો રંગમાં રોળવા રે લોલ

રોળ્યો, વળી રમાડ્યો દશ ખૂણેથી જોડવા રે લોલ
પણ તે એક જ રહ્યો, અજાણ્યો, આ સંબોધવા રે લોલ

## □ કિશોર શાહ

આવવું હોય તો આવ
નહીં આવે ને તોયે મારી વહેતી રહેશે નાવ
જળ કદીયે થંભે નહીં
નહીં કદીયે થંભે વાયુ
સહજ આવે એવા મેં તો
ટહુકા જેવા ગીતને ગાયું
જળને તો નહીં હોય ઊઝરડા
કે હોય નહીં કોઈ ઘાવ

કાલાવાલા કાકલુદીમાં
અમે કદીયે માનીએ નહીં
મૌન જેવી વાણીને
અમે નિરંતર માણીએ અહીં
સંબંધ એ કાંઇ શતરંજ નથી
એમાં કદીયે હોય નહીં રે
હારજીતના દાવ

## ખુદાની મહેરબાની લઈને આવ્યો છું ! □ પતીલ

(: ગઝલ :)

વઝીફાઓ મહીં પ્યારી કિસાની લઈને આવ્યો છું,
અને પેશામાં મારા બાગબાની લઈને આવ્યો છું.

ભળે હસતી ઝર્યીફી વાળના ખમદાર ગુચ્છામાં,
ચહેરા પર સદાની નૌજવાની લઈને આવ્યો છું.

શિકસ્તા હાલમાં જો કે ઊભો છું આશના વચ્ચે
પુરાની સાથ વ્હાલી ખાનદાની લઈને આવ્યો છું.

નહીં બોલું શી ગુજરી મુજ પરે, કોણે ગુજારી યા,
જનમથી કેમકે આદત વફાની લઈને આવ્યો છું.

ફીકો દેદાર સૂચવશે મહારા નિત્ય ઝાલિમને
હૃદયની જેહના હું રાજધાની લઈને આવ્યો છું.

શું છે આપ્યું મને દુનિયા, કરીને આટલો બરબાદ ?
કઝા પાસે ઉછીની જિંદગાની લઈને આવ્યો છું.

મારા ખૂનની તરસી નજર નખ ચીરગાહે છે,
કરેલી શોધની મારી નિશાની લઈને આવ્યો છું.

નવેસર પ્રાણ પુરાતો સભા મધ્યે અઝીઝોની,
આબરૂના માહરી રંગી બયાની લઈને આવ્યો છું.

ફક્ત ઉલ્લેખથી જેના ઊડે છે જા-બ-જા ખુશબો,
ન જાણે કોઇ એવી ઇત્રદાની લઈને આવ્યો છું.

દિમાગે તાઝગી જાગે, સઘળું સંવાદમય લાગે,
અગોચર એવી ચાવી કથાની લઈને આવ્યો છું.

બધાંની મ્હેરબાનીથી પતીલે રંગ રાખ્યો છે,
વધારામાં ખુદાની મ્હેરબાની લઈને આવ્યો છું.

## વાલ્મીકિનો શબ્દ □ જગદીશ ત્રિવેદી

પથ્થર
ખંજર
બંદૂક
ચિચિયારીઓ
ચોતરફ કોલાહલો !
ખાબડાં
રક્ત કેરાં !
ઢગલા
ભૂંજાયા માનવીના !
ઢગલા
કૂબાની માટીના !
ને આ બધાથીયે નર્યા કોલાહલોના ઢગ-
વાળ પણ વાંકો થયો જેનો નથી
ક્યારેય
એવા નગરના આ બધા ઠિંગુજીઓ-
નેતાઓ
સેવકો સમાજના
સાહિત્યકારો
લાગી ગયા વરસાવવા ઊંચે ઝરૂખડે બેસીને
બૂઠા શબ્દનાં રોડાં નર્યાં !
દાઝ્યા ઉપરના ડામ !

આટલા કોલાહલો-ચિચિયારીઓ વચ્ચે નિહાળું
કોઇ અજાણ્યો-
જરઠ જેની કાય
માનવદેહ-
વાળી પલાંઠી બંધ નેત્રે ગણગણે : આ બધામાં-
વાલ્મીકિના ઉર થકી ઊછળ્યો હતો
એ શબ્દ ક્યાં ?

□ સુરેશ દલાલ

રાતની પ્રતીક્ષા કરતો
બેઠો છું
તારી સ્મૃતિના સૂર્યાસ્તમાં

૮ ગઝલ શ્રી હરીન્દ્ર દવે વિષે

□ 'પ્રણય' જામનગરી

શબ્દને એ સમયથી તોલે છે
હરીન્દ્ર કોઈ વાર બોલે છે.
મૌન એનું મઝાનું લાગે છે
કેટલા ભેદને એ ખોલે છે!
ગીત, ગઝલો, નવલ, કથા, લેખો
સાંભળી - વાંચી જીવ ડોલે છે.
'મૌન,' 'પળનાં પ્રતિબિંબો' ને 'સમય'
ક્યાંક શબનમ છે, ક્યાંક શોલે છે
મીર - મીરાં અને નરસિંહ કેરી
શેષવાણી સતત એ બોલે છે
રંગ - રૂપેથી એ રીઝે જ નહિ
મર્મ જાણે છે, મહેક મોલે છે
એની ગઝલો 'પ્રણય' સતત ગમશે
ગુર્જરી વાણી ઉરને ખોલે છે

## ઠસ્સો □ મનોહર ત્રિવેદી

ચૂલામાં તેં વખતસર ઑબાળ પૂર્યો અડાયાં
ફૂંકે ફૂંકે હજુ હજુ જલીને ફરી ઓલવાયાં.
ચોમાસાની અસર પણ દેખાય છે આ હવામાં
થાપ્યાં છાણાં ઊલટભર જે, ધાર છે મોકવામાં.
ઘેરી લેતી ઘર સકળને, સાંજને, ધૂમ્રસેર
ધક્કેલાવે તસુ નવ ખસે, જોઉં હું: અશ્રુભેર
મૂંઝાતી તું, વધુ વધુ તને ભીડવે, ચાડ રાખે
જોતી બેઠી-અવર કશું ના સૂઝતાં - તપ્ત આંખે
થાકી તોયે અધરદ્વયથી આગ સંધૂકતી તું
લીધેલું ક્યાં પણ સરળતાથી કદી મૂકતી તું?
રેલો ચાલ્યો કુમકુમતણો, કાનનાં ફૂલ ડોલે
શ્વાસે શ્વાસે સ્તન થરકતાં, બંગડી શી હિલોળે!
બેસી પાસે સ્મિતસભર, ગુસ્સો નિરાંતે નિહાળું
ઠસ્સો તારો લથબથ: ભલે દૂર ઠેલાય વાળુ

કામાકુરાના બુદ્ધ □ જ્હૉન ડ્યૂ □ સુરેશ દલાલ
□ ઉત્પલ ભાયાણી

૧.

ટુરિસ્ટ્સ
કામાકુરાના બુદ્ધના
ફોટોગ્રાફ્સ ખેંચ્યે જતા હતા.

આનિશાએ ભવાં ચઢાવ્યાં
પ્રત્યેક ફોટોગ્રાફ ચોરી લે છે
બુદ્ધના આત્માનો અંશ,
એ ભડક્યો.

બુદ્ધ હસ્યા.
છેલ્લા દશકા દરમ્યાન
સિત્તેર લાખ
ત્રણસો બેંતાળીસ હજાર ને
છસો ચુમોતેર વાર
મારા ફોટા પડાયા છે
એણે કહ્યું
જો એ લોકો
મારા આત્માનો
ફોટોગ્રાફ લેતા હોય
તો મારી પાસે
ઝાઝું બચ્યું ન હોત

એનો અર્થ એવો નહિ
કે મારી પાસે આત્મા નથી,

એણે સ્મિત સાથે
ઉમેર્યું.

આનિશાએ ફરી ભવાં ચઢાવ્યાં
વધારે ઊંડાણપૂર્વક.

સ્મિત આપ,
બુદ્ધે આજ્ઞા કરી.

આનિશા
પરાણે હસ્યો

બુદ્ધે
એનો ફોટોગ્રાફ લીધો.

૨.

સાધુઓએ રિપોર્ટ કર્યો
કે અત્રતત્ર સર્વત્ર સંવાદ છે.
ધાર્મિક વાદવિવાદો
શમી ગયા છે.

કઈ રીતે ?
બુદ્ધે પૂછ્યું.

જે બૌદ્ધો નહોતા
તે બધા

બૌદ્ધો થયા છે, તેમણે કહ્યું.

કઈ રીતે?
બુદ્ધે પૂછ્યું.

જેમણે ના પાડી
તેમને કૅમ્પમાં કેદ કર્યાં.
બાકીનાઓ નાઠા
અને બીજાઓને દેશવટો આપ્યો.

બુદ્ધે કહ્યું
તો પણ કેટલાક
અ-બૌદ્ધો
હજી રહ્યા છે.

આ શક્ય નથી,
સાધુઓએ કહ્યું.
કહો તો ખરા કે એ કોણ છે?

એ જ લોકો
જેમણે આ બધું કર્યું,
બુદ્ધે કહ્યું.

૩.

એક દિવસ
પવન અને સૂર્ય વચ્ચે
દલીલબાજી થઈ
કે
બુદ્ધને ખેસવી શકાય ખરા?

પહેલો વારો
પવનનો આવ્યો
એ વાયો ને એવો વાયો' એવો ફૂંકાયો
પણ બુદ્ધ તો બેઠા એમ ને એમ લાગણીશૂન્ય

કઠણ અને ખૂબ કઠણ.
ઠંડું અને ખૂબ ઠંડું.
એક નાનકડું આંસુ
પડ્યું
બુદ્ધની આંખમાંથી.

પવન ધસમસ્યો
વિજયના ઉન્માદમાં

પછી આવ્યો સૂર્યનો વારો
એ તપ્યો તે એવો તપ્યો.
પણ બુદ્ધ બેઠા રહ્યા લાગણીશૂન્ય.

મજબૂત અને ખૂબ મજબૂત.
તપ્ત અને અતિ તપ્ત
પરસેવાનું એક બિંદુ
પડ્યું
બુદ્ધના કપાળ પરથી.

ગૌરવ અને આત્માથી ઝળાઝળા
સૂર્ય અસ્ત પામ્યો.

બુદ્ધે નિસાસો નાખ્યો.
આ બધાને સુખી રાખવા માટે
આપણે શું શું કરવું પડે છે.

૪.

ઋષિએ કહ્યું,
કે મારે જે જાણવું છે તે આ
કે બુદ્ધનું અસ્તિત્વ વિશ્વમાં છે
કે વિશ્વનું અસ્તિત્વ બુદ્ધમાં છે ?

કામાકુરાના બુદ્ધે
પાંપણનો પલકારો પણ ન કર્યો.

ઋષિએ અવાજ ઊંચો કર્યો :
હું બુદ્ધને સવાલ પૂછું છું
અને એ પાંપણનો પલકારો પણ કરતા નથી.

બુદ્ધે પાંપણનો પલકારો કર્યો :
ઋષિ પાંપણ પર જ સરી પડ્યા

અને હજી પણ પડતા જ જાય છે.

૫.
કામાકુરામાં
રાત હતી.
ગાઢ અંધકાર હતો.

પછી ચંદ્ર
બહાર આવ્યો.
પૂર્ણપણે એ
બુદ્ધના ચહેરા પર ચમક્યો.
એણે કહ્યું તમારો ચહેરો,
ચંદ્રાકારી ગોળ છે,
તમે સુંદર છો.

□ સુ. દ.

તને કેટલું મોડું થયું
એનો ખ્યાલ તારા ઘડિયાળ પરથી નહીં
પણ મારી એશ ટ્રેમાં
બુઝાયેલાં સિગારેટનાં ઠૂંઠાં
પરથી આવી શકે.

હજારો તારાઓ
પ્રગટ્યા.
એણે કહ્યું
તમારી આંખમાં તો,
તારાઓ ચમકે છે,
અને તમારા લલાટ પર તો
એક મોટો તારો છે.

આખી રાત
ચંદ્ર અને તારાઓ
આત્માના પૂર્ણપણાથી બુદ્ધને
તાકતા રહ્યા.
સવાર પડતાં જ
તેઓ ચાલી ગયા.

બુદ્ધે ખભો ઉછાળ્યો :
આ બધા મારું
પોતાનાં જ પ્રતિરૂપોમાં સર્જન કરે છે.

જેવું એમણે કહ્યું
ત્યાં તો સાધુઓ એમને માટે
નાસ્તો લઈ આવ્યા.

૬.

સંપૂર્ણ હત્યાકાંડે
ખી માનવજાતને ભૂંસી નાખ્યા પછી

મલેરિયાનાં મચ્છરો
બુદ્ધ પાસે ગયા
અને પૂછ્યું :

□ શ્રી અરવિંદ
□ સુ. દ.

પ્રભુના સ્પર્શ માત્રથી
સર્વ, સમગ્ર થાય છે

આવા દિવસોમાં
મને થોડુંક પણ લોહી ક્યાંથી મળે ?

મને શું કામ પૂછો છો ?
બુદ્ધે કહ્યું.

તમારે જાણવું જોઈએ.
માણસોએ પોતાના જ પ્રતિરૂપમાં તમને બનાવ્યા છે.

એમણે બુદ્ધોને બનાવ્યા છે
શોભના પથ્થરોમાં, હાથીદાંતમાં, તાંબામાં,
સુખડમાં, કાંસામાં અને પથ્થરમાં.
પણ લોહીમાંસમાં તો કદીયે નહિ.

શા માટે લોહીમાંસમાં કદીયે નહિ ?

કદાચ એમને ભય હશે કે
બુદ્ધને મચ્છરોના ડંખ સહેવા પડશે ?

૭.

'સોની'ના
પ્રેસિડેન્ટે
કામાકુરાની મુલાકાત લીધી.
બુદ્ધ
તાકી રહ્યા શૂન્યમાં,
એણે કહ્યું.
તેમને જરૂર છે
ટી.વી.ની.

□ સુ. દ.

તારા સાન્નિધ્યમાં
મને એટલું બધું સુખ લાગે છે
કે મને ભય છે
કે આપણા સુખને આપણી જ નજર ન લાગે.

એ લોકો લઈ આવ્યા
છેલ્લામાં છેલ્લું મૉડલ :
એ માત્ર વિચાર
અને એ શરૂ અને બંધ.

એક મહિના પછી
પ્રૅસિડેન્ટ
ફરી પાછા કામાકુરા આવ્યા.

બુદ્ધ
વણથંભ્યા
ટી.વી. જોતા હતા
કંપનીના જાસૂસે એવો રિપોર્ટ આપ્યો હતો.
વ્યાપાર માટે એમની સાથે ધંધાદારી કૉન્ટ્રેક્ટ કરો.

'પૂજ્ય મહાનુભાવ...'
પ્રૅસિડેન્ટે શરૂ કર્યું.

ઊભા રહો,
બુદ્ધે કહ્યું,
આ સાવ નકામી ચીજને હું
બંધ
કેવી રીતે કરું ?

પ્રૅસિડેન્ટે સમજાવ્યું.

છીની ક્ષણે
આખું જાપાન નાશ પામ્યું.

૮

પુસ્તકો બાળી નાખો,
બુદ્ધે કહ્યું.

અમે પુસ્તકો બાળી નહિ શકીએ,
આનિશાએ કહ્યું.

હિટલરે તમામ પુસ્તકો બાળ્યાં.
અને પછી એણે શું કર્યું ?
એણે કૉન્સન્ટ્રેશન કૅમ્પ્સ ઊભા કર્યા
અને અન્-આર્યોને બાળી નાખ્યા.

પુસ્તકો બાળી નાખો,
બુદ્ધે કહ્યું.

અમે પુસ્તકો બાળી નહિ શકીએ,
આનિશાએ કહ્યું

શિષ્-હૉંગ-ટીએ તમામ પુસ્તકો બાળ્યાં
અને પછી એણે શું કર્યું ?
એણે બાંધી મસમોટી દીવાલ
અને એ પુરાઇ રહ્યો ચાઇનીઝ ન હોય એમ.

તમામ પુસ્તકો બાળી નાખો,
બુદ્ધે કહ્યું.
એક વધુ જૂઠું દૃષ્ટાંત
અને પછી બાકીના આપણે બધા
મૃત્યુમાં થીજી જઇશું.
૯
એક કરોળિયો
કામાકુરામાં આવ્યો.

કરોળિયાએ સત્તાવાર રીતે જાહેર કર્યું,
કે હું જ જીવતો બુદ્ધ છું.

એણે બુદ્ધને કહ્યું,
તમે તો છો માત્ર જરીપુરાણું પૂતળું.

બુદ્ધ સંમત થયા.
અને એણે કહ્યું કે, હું જાણું છું,
અને તમે એ જાણો છો,
બધા જ માણસો જાણે છે ખરા ?

કરોળિયાએ કહ્યું,
મને એની સાથે નિસબત નથી.

વિરાટ ટોળું
સાંજની પ્રાર્થના માટે આવ્યું અને
કરોળિયો ચત્તોપાટ ચગદાઈ ગયો.

બુદ્ધે ટોળાને કહ્યું :
હમણાં જ અહીં હતો જીવતો બુદ્ધ.
અને તમારામાંથી એકેયે પણ એને જોયો નહિ.

☐ તુકારામ ☐ અનુ. સુરેશ દલાલ

શાને લાકડાં, ઘાસ કપાવે । ખોદે જમીન ને મઠ બનાવે ।।
દેવળવાસ કે તરુવર છાયા । ઘરઘર જઈને ભિક્ષા લાયા ।।
ભાર છોડ્યો ને શિર પર શાને । માના દુઃખ ફેડો કોઈ બહાને ।।
કહે તુકા તમે સાંભળો સંતો । રામ વિનાનો જુઠ્ઠો ધંધો ।।

કવિતા - ૨૫, સંપા. સુરેશ દલાલ, સૌરાષ્ટ્ર ટ્રસ્ટ, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, ફોર્ટ, મુંબઈ - ૪૦૦ ૦૦૧; ૧૯૯૨, રૂા. ૩૦. (વાર્ષિક લવાજમ રૂા. ૬૦).

સુરેશ દલાલ સંપાદિત 'કવિતા' દ્વિમાસિકે એની ૨૫ વર્ષની યશસ્વી મજલ પૂરી કરી હવે ૨૬મા વર્ષમાં પ્રવેશ કર્યો છે, તે નિમિત્તે પ્રગટ થયેલો 'કવિતા-૨૫' વિશેષાંક સંપાદકીય સૂઝ-સમજણનું ઉત્તમ ઉદાહરણ પૂરું પાડે તેવો સમૃદ્ધ અને સંતોષપ્રદ બની રહે છે. પોતાનું સામયિક ૨૫-૫૦ વર્ષ પૂરાં કરે ત્યારે સંપાદકને અગાઉના અંકોમાંથી પસંદ કરેલી કૃતિઓ ગ્રંથરૂપે પ્રગટ કરવાનું મન થાય તે સ્વાભાવિક અને સંપાદક માટે સહેલી કામગીરી છે, પણ આ વિશેષાંકના સંપાદકે આ દેખીતો સહેલો રસ્તો લેવાને બદલે નવી કેડી કંડારી છે. છેલ્લાં ૨૫ વર્ષ દરમિયાન જ નહિ પણ ૧૯૬૦થી ૧૯૯૨નાં ૩૩ વર્ષ દરમિયાન બહાર પડેલા તમામ કાવ્યસંગ્રહોમાંથી પસંદ કરીને પોણા બસો જેટલા કવિઓની લગભગ એટલી જ કૃતિઓ રજૂ થઇ છે. ઉમાશંકર જોશી, સુંદરમ્, હરીન્દ્ર દવેથી લઈને રમેશ પારેખ, અનિલ જોશી જેવી કવિઓની બે પેઢીઓ, શાહબાઝ, શયદા, શૂન્ય, મરીઝ, બેફામથી લઈને કૈલાસ પંડિત, શોભિત દેસાઇ જેવા ગઝલકારો કે કિશોર શાહ, ગિરીશ જોશી જેવા પ્રમાણમાં ઓછા જાણીતા સર્જકોની અહીં રજૂ થયેલી કૃતિઓમાં છેલ્લા ત્રણ દાયકાની કવિતાનો આલેખ છે. આ સમયગાળા દરમિયાન ગુજરાતી કવિતાએ કેવાં નવાં પરિમાણ સાધ્યાં, કેવો વિકાસ સાધ્યો તેની ગતિવિધિ ભાવકને જોવા મળે છે. ૧૯૬૦-૧૯૯૨ દરમિયાન પ્રગટ થયેલાં કાવ્યસંગ્રહો, કાવ્યઅનુવાદો - સંપાદનોની પ્રકાશ વૈગેરે તૈયાર કરેલી વિસ્તૃત સૂચિ વિશેષાંકમાં 'બોનસ' રૂપે મળે છે. ૨૭ પાનાંની આ સૂચિ અલગ પુસ્તિકારૂપે પ્રગટ કરવા જેટલી માહિતીપ્રદ છે. આની સરખામણીમાં સંપાદકે કેટલાક કાવ્યસંગ્રહોનાં મુખપૃષ્ઠ અહીં પુનઃ પ્રગટ કર્યાં છે તે એટલાં ઉપયોગી નથી લાગતાં કે નથી આકર્ષક. કવિતાના ચાહકોને માટે કાયમી સંભારણું બની રહે તેવું સમૃદ્ધ સંપાદન એટલે 'કવિતા-૨૫.'

(પ્રવાસી ૧૩-૧૨-૯૨) ચંદ્રકાન્ત શાહ

□ કિશોર શાહ

આજ દિવસ સુધી<br>
મેં કલમથી પણ હિંસા કરી નથી<br>
છતાં<br>
મારા હાથમાં છરી કોણ મૂકી ગયું ?

માનનીય મુ. શ્રી સુરેશભાઇ,

ગુજરાતી કવિતા અને મુ. કા. સામયિક 'કવિતા' જેમના વડે ઓળખાય છે, જેમનો કાવ્યાનુરાગ ઉદાહરણરૂપ ગણાયો છે, જેમણે ગુજરાતી, કવિતાને ગુજરાતી અ-ગુજરાતી અને અ-ભારતીય ભાષાભાષીઓ સુધી લઇ જવાનું મહાભારત કાર્ય કર્યું છે. એવા આપની દૃષ્ટિવંત અને Resourceful સંપાદનકળાનો તાજામાં તાજો પરચો એટલે 'કવિતા'નો ૧૫૧મો અંક! ૧૯૬૦થી ૧૯૯૨ સુધીના પ્રલંબપટે વ્યાપેલા ગુજરાતી કાવ્યસાહિત્યની ગતિવિધિ આકર્ષક રીતે રજૂ થઇ છે. વર્ષવાર પ્રગટ થયેલાં કાવ્યસંગ્રહો, સંપાદનો અને અનુવાદોની વિસ્તૃત સૂચિ અને કવિઓના સંગ્રહોમાંની એક યા એકાધિક રચનાઓ... જાણે કે H. G. Wellsનું 'Time Machine'! વર્ષની કળ દબાવીને સમયની Tapeને Forward કે Rewind કર્યા કરીએ અને કાવ્યોનું રસપાન કર્યા જ કરીએ!

સવિશેષે ઐતિહાસિક નીવડેલા કાવ્યસંગ્રહોનાં કલાત્મક મુખપૃષ્ઠોની આર્ટ ગૅલેરી પણ મનમોહક છે. આ વિકટ કાર્ય પાર પાડવા માટે જે સૌ કોઇ કલાકાર કસબીઓનો સાથ-સહકાર મળ્યો હોય તે સહુને મારાં હાર્દિક અભિનંદન!

ભવદીય

બકુલેશ દેસાઇ

પ્રિય સુરેશભાઇ,

'કવિતા' ડિસેમ્બરનો અંક હાથમાં આવતાં જ વાંચી નાખ્યો નહીં, હંમેશની જેમ નિરાંતે કાવ્યો વાંચ્યાં-માણ્યાં. ત્યાર પછી આ અંકના શ્રેષ્ઠ કાવ્યનો નિર્ણય કરવાનું તમારું ફરમાન થયું, એટલે કાવ્યો બધાં જ ફરીફરીને વાંચ્યાં - માણ્યાં. કાવ્ય કહો એટલે જ એની પ્રત્યેકની સ્વતંત્ર અસ્મિતા હોય. એક કાવ્યથી બીજું કાવ્ય નિરાળું - અનોખું જ હોય, ને એટલે તો એ કાવ્ય છે. એમાં એક શ્રેષ્ઠ, બીજું ઉત્તમ, ત્રીજું મધ્યમ અને ચોથું... એવી કક્ષાઓ... ને તે પણ તમારા જેવા કાવ્યપારખુ કાવ્યપ્રેમીની કસોટીએ પાર ઊતરીને 'કવિતા'માં પ્રગટ થયેલાં કાવ્યોનું ચડતા-ઊતરતાપણું નક્કી કરનાર હું કોણ? - એવો પ્રશ્ન પણ થયો, એટલે અહીં ફક્ત એટલું જ કહીશ કે આ અંકનાં બધાં કાવ્યો એક કે બીજી રીતે મેં માણ્યાં છે અને તેમાં સવિશેષ રમેશ પારેખનાં કાવ્યો. કન્યાવિદાય પછી માતાપિતાના જીવનની કરુણતાને જીવંત કરતું 'કન્યાવિદાય', બચપણના મિત્રને મળવા જઇ રહેલા ગરીબડા બ્રાહ્મણની મૂંઝવણને તાદૃશ કરતું 'સુદામાની વિમાસણ' અને આ બાજુ - આ બાજુનાં અનેક વિરોધીને વ્યાપમાં લેતું 'સવારમાં...' વિપુલ કાવ્યલેખન છતાં એવી જ તાજગી જાળવી રહેલા રમેશ પારેખને અભિનંદન સાથે હું આ અંકની મને સૌથી વિશેષ ગમી ગયેલી કૃતિ લેખે મૂકું છું 'સવારમાં...'"

– પ્રમિલા કાનાણી

## તમે યાદ આવ્યાં □ હરીન્દ્ર દવે

હરીન્દ્ર દવે કહો એટલે સૌથી પહેલાં કવિ હરીન્દ્ર યાદ આવે અને પછી નવલકથા ઇત્યાદિના ગદ્યકાર અને જન્મભૂમિ-પ્રવાસીના તંત્રી. 'આસવ' એમનો પ્રથમ કાવ્યસંગ્રહ સન ૧૯૬૧માં પ્રગટ થયો પછી 'મૌન', 'અર્પણ', 'સમય' અને ૧૯૭૫માં 'સૂર્યોપનિષદ'.

'યાદ નથી'થી આરંભાતો આ સંગ્રહ 'તમે યાદ આવ્યાં' આગળ પૂરો થાય છે અને નથી પણ થતો, કારણકે એમાંનાં કેટલાંય ગીત-ગઝલો કાવ્યરસિકોની જીભે ગુંજતાં રહે છે :

**'મેળો આપો તો એક માનવીની સંગ અને એકલતા આપો તો ટોળે'.....**

□

**'ચાલ, વરસાદની મોસમ છે, વરસતાં જઇએ'...**

□

**'માઘરામાં મોજડીએ દીધો છે ડંખ, એને ચૂંદડીના રેશમથી અડકો'....**

આ કવિની કલમ ગીત, ગઝલ, છાંદસ, અછાંદસમાં સરસતાથી સરતીફરતી રહે છે અને કૃષ્ણપ્રેમથી માંડીને માનવપ્રણય સુધીના, પ્રકૃતિથી માંડીને જન્મ ને મૃત્યુ સુધીના, નર્યા ઉલ્લાસ - આનંદથી માંડીને સામાજિક - રાજકીય પરિસ્થિતિની વ્યથા સુધીના અનેક ભાવ ઘૂંટ્યા છે. કટોકટી વખતની ગૂંગળામણ આમ વ્યક્ત થઈ છે.

**હવાની એક લહરી આવી**
**તેને રોકી પૂછે છે બીજી લહરી :**
**આ બાગમાં લહેરાતાં પહેલાં**
**કોઈની આજ્ઞા લેવાની જરૂર તો નથી ને?**
**સૌએ કહ્યું : પવન પડી ગયો**

વ્યક્તિની અંગત વ્યથાની ગૂંગળામણ પણ 'રાત્રિ' કાવ્યમાં કાવ્યનાયકને મુખે પ્રગટ થઈ છે :

**....વમળમાં ચકરાતી/ નૌકા પર અસ્થિર ઊભેલો હું ચિત્કાર કરી પૂછવા માગું છું : આ શબ્દો દરિયો છે કે રણ ? આ શ્વાસો જીવન છે કે મરણ ?**

એક કે બીજા નિમિત્તે લખાયેલાં વ્યક્તિવિષયક કાવ્યો પણ આ સંગ્રહમાં છે : 'જગદીશને', 'નિરંજન ભગતને', 'હેન્રી મિલરને', 'સુરેશ (દલાલ)ની ષષ્ઠિ પ્રસંગે' ઇત્યાદિ.

'ગુણાતીત પદો' ગુણાતીતાનંદ સ્વામીના ગુણગાનના અને તેમને સંબોધીને લખેલાં ચાર પદ અને એકાંતનું વન (અપૂર્ણ પદ્યનાટકનો એક અંશ)માં આ

કવિની કલમનો નવો ભાવોન્મેષ પ્રતીત થાય છે.

પ્રસ્તુત સંગ્રહ આ કવિની કેફિયત જેવાં બે નિવેદનો 'કવિતા: પ્રથમ અને પરમ પ્રેમ' તથા 'શબ્દની યાત્રા' કવિવ્યક્તિ હરીન્દ્રભાઈનો પરિચય કરાવે છે, એ એનું એક આગવું આકર્ષણ છે.

પ્રવીણ પ્રકાશનના ગોપાળભાઈ પટેલે હરીન્દ્રભાઈનું સમગ્ર સાહિત્ય - ૫૦ પુસ્તકો એક સાથે પ્રગટ કરવાનું સાહસ કર્યું એ પણ ધન્યવાદને પાત્ર છે.

જયા મહેતા

[હરીન્દ્ર દવે : 'તમે યાદ આવ્યાં' પ્રકા.: પ્રવીણ પુસ્તક ભંડાર, પ્ર. આ. ૧૯૯૨, મૂલ્ય : રૂ. ૫૮-૦૦.]

## પ્રાર્થના □ બોગદાન ઝાયકોવેસ્કી □ સુરેશ દલાલ

(પોલિશ)

હે ઈશ્વર ! તું મને વાદળમાં ફેંકજે
પણ તું મને વર્ષાનું બિંદુ ન બનાવતો
મારે પૃથ્વી પર પાછા નથી ફરવું
હે ઈશ્વર ! તું મને ફૂલમાં ફેંકજે
પણ તું મને મધમાખી બનાવતો નહીં
હું વધુ પડતી ખંતીલી ઉદ્યમતાની મધુરતાથી મરી જઈશ.
તું મને સરોવરમાં ફેંકજે
પણ હે ઈશ્વર ! તું મને માછલી નહીં બનાવતો
હું ઠંડા-થીજેલા લોહીનો નહીં બની શકું
મને જંગલમાં ફેંકી દે
ઘાસ પર દેવદારના ફળની જેમ
લાલ રૂંવાટીવાળી ખિસકોલીઓ મને શોધી શકે નહીં.
પથ્થરના શાંત આકારમાં મને ફેંકી દે
પણ લંડનની ગલીઓની ફૂટપાથ પર નહીં
હે ઈશ્વર ! હું ચિંતાતુર છું અને આ પારકા શહેરમાં દીવાલોને બટકાં ભરું છું.
મને અગ્નિમાં સેકનાર તું
મને જ્વાળાઓમાંથી ચૂંટી લે
અને શાંત શુભ્ર વાદળમાં અનામત મૂકી દે.

સ્નેહીશ્રી સુરેશભાઈ

'કવિતા'ના રજતજયંતી દીપોત્સવી અંકમાંથી ત્રણ ઉત્તમ રચનાઓ પસંદ કરવા આપે જણાવ્યું તે બદલ આભાર. દિવાળી અંકમાં આપે ૧૯૬૦થી ૧૯૯૨ સુધીમાં પ્રકટ થયેલી રચનાઓનો સમાવેશ કર્યો હોવાથી બત્રીસ વર્ષના ફલક પરથી પસંદગી કરવી થોડી મૂંઝવણનું કામ લાગ્યું એટલે મેં ૧૯૮૮થી ૧૯૯૨ સુધીના સમયને આવરી લેતી રચનાઓમાંથી મારી સમજણ પ્રમાણે પસંદગી કરી છે જે આ પ્રમાણે છે :

(૧.) મારી પસંદગી છે લાભશંકર ઠાકરની કૃતિ 'હું અટકવાનો નથી આ શોધમાં'

કવિએ ભાષા દ્વારા જ ભાષાહીન બનવાની, ભાષાની ભૂલભુલામણીને નિષ્ઠુર બનીને ભૂંસી નાખવાની વાત કરીને સર્જક પોતાના અંતર્મનને બચાવીને ચાલનારા નથી અને ચાલવામાં માનતા નથી એવી પ્રતીતિ થાય છે. કવિએ ભાષાને ચાહી છે, ચૂમી છે, પંપાળી છે, અનાવૃત્ત પણ કરી છે એટલે ભાષા પરના જામેલા સ્તરોને દૂર કરતી વખતે મૃદુતાથી કામ પાડયું છે. કવિનો નિર્ધાર સરસ શબ્દોમાં આવે છે "અહીં હું પ્રાસપરંપરાનો હાલર હીંચકો બાંધી હીંચોળી શકું શબ્દોને/ પણ એવા કાવ્યાભાસોમાંથી / નીકળી જવાનો નિર્ધાર છે. નિર્ભ્રાંત થવાનો, નિર્પ્રાસ, નિર્લેપ થવાનો નિશ્ચય છે.

(૨) મારી બીજી પસંદગી છે ધીરુ મોદીની રચના 'શટર્સ'

માણસ અને પંખીમાં શો ફરક છે એની વાત કવિએ ખૂબ જ સરળ રીતે કરી છે. પંખી માળો બનાવે પણ માણસને પાંજરાં બનાવવામાં ખાસ લગાવ છે એમ કરીને એ આપણા હંમેશના નગરજીવના બંધિયાર જીવનની વાત કરે છે.

ખુલ્લા કાન જેવી મકાનની બારીને પણ એ
સળિયા જડાવવાનું ચૂકતો નથી
અને દ્વાર ?
માત્ર બંધ કરવા માટે જ હોય છે.
.... અને એટલે જ તો માણસ
ખૂલી ગયેલી આંખે
મરવાનું પણ પસંદ નથી કરતો

મારી ત્રીજી પસંદગી છે રશીદ મનીઆરની ગઝલ

શાયરે આ ગઝલમાં ગઝલના તગજ્જુલને નિભાવીને લેખકની અને લેખનની મર્યાદાઓ બતાવી છે. "કોરા કાગળ પર બસ સખી રે ! લખ્યું" એમ કહીને શાયર કહે છે કે હવે એનાથી આગળ કશું પણ લખવાની જરૂર નથી. લખવાનું ફક્ત કાગળ પર જ નથી હોતું અને લખવાનું નીતરતી શાહીથી

નહીં પણ નીતરતા ઝમીરથી લખાય છે અને શાશ્વતીને વરેલું લખાણ શું છે એની વાત રઈશ મનીઆરે આ ત્રણ શેરોમાં સરસ રીતે કરી છે.

મજનૂ ફરહાદ મહિવાલ હીરે લખ્યું
લીરેલીરે ને આખા શરીરે લખ્યું.
રોજ માણસ થવાનો રહ્યો ચુપચાપ,
જે લખ્યું તે નીતરતા ઝમીરે લખ્યું.

આપણે ક્યાં કદી કંઈ લખ્યું છે 'રઈશ' ?
એક મીરાંએ લખ્યું એક કબીરે લખ્યું.

– રમેશ પુરોહિત

પ્રથમ પારિતોષિક : રૂ. ૫૦૦/-
દ્વિતીય પારિતોષિક રૂ. ૩૦૦/-
તૃતીય પારિતોષિક રૂ. ૨૦૦/-

શ્રી, સુરેશભાઈ

કવિતાની સૃષ્ટિમાં, કાવ્યોની વિવિધતામાં કાવ્યાનુભૂતિ માટે પ્રેરિત કરવા બદલ, હું સદા આપની ઋણી રહીશ.

કવિતા અંક ૧૯૯૨ (સળંગ અંક ૧૫૦) ઑગસ્ટ માસમાં ખૂબ જ સુંદર વિવિધ ભાવો મિશ્રિત કૃતિઓમાંથી મને જગદીશ વ્યાસની "કાળી છોકરીનું ગીત" સ્પર્શી ગઈ છે.

આ વેદના વ્યથિત કાવ્યમાં કવિએ કાળા રંગના પ્રતીક અને છોકરી દ્વારા, આપણી રંગ બાબતની ઘેલછા, મોહ અને ભ્રમને અસરકારક અને સચોટ રીતે વર્ણવ્યાં છે. છોકરીના મનમાં દહેશત છે, જેથી તે અંધારું બની પંડને ઓગાળવા તૈયાર છે.

આ બાબતમાં માણસો કરતાં દરિયો, ઝીંઝુઠમ ઝાડ અને દર્પણ પણ ઉદાર છે. માનવીઓ બાહ્ય કાળપને જીરવી શકતા નથી, કાળાશની નીચેના રંગને જોવાની અંતર્દૃષ્ટિ આપણી પાસે નથી, આપણે શ્યામ-કૃષ્ણને ભગવાન હોવાથી સ્વીકાર્યા છે. આપણી રંગની ઘેલછા જેને આપણે બાહ્ય સ્વરૂપમાં જ (રૂપમાં) જોવા ચાહીએ છીએ પણ ભીતરનો રંગ- આત્માનો રંગ જે સનાતન રંગ છે તે જોતા નથી, તે આ કાવ્યમાં સૂચક અને અર્થપૂર્ણ છે.

સુમિત્રા પટેલ

## ચાલ્યો આવ– □ જગદીશ ત્રિવેદી

'આવ
ચાલ્યો આવ પાછળ પાછળ
કોઇ ભય નથી-'
રહી રહીને આ કોણ મને
કહ્યા કરે સતત-
'ચાલ્યો આવ પાછળ પાછળ!'
નજરાતું નથી આસપાસ તો કોઇ!
અડાબીડ અરણ્યમાં કેવળ હું-
મારા શ્વાસોચ્છ્વાસ,
મારો પડછાયો.
ક્યારેક
ધીરું ધીરું મર્મરતાં તરુપર્ણ,
ક્યારેક
વૃક્ષને વળગેલી વલ્લરી પર ઝૂલતા
રંગીન પુષ્પની શ્વેત સૌરભો,
કદીક
વનની વચ્ચેથી
સરિતાનાં સ્વચ્છ સ્ફટિકશાં જળ
ઝીણું ઝીણું ગુંજરતાં ગુંજરતાં
વહી જાય છે દૂર દૂર
અસીમને પ્રાન્ત.
ક્યારેક
કાંઠે ઊતરી
પાંખ પખાળતું અજાણ્યું કોઇ અનામી પંખી
એના પડઘાતા ટહુકામાં બોલી રહ્યું હશે શું?

અને આ કોણ
રહી રહીને કહ્યા કરે મને:

'ચાલ્યો આવ
ચાલ્યો આવ પાછળ પાછળ!'
પા...છ...ળ પા...છ...ળ!'

## ઊંચાઇ

□ કેદારનાથ સિંહ □ રીટા શાહ

હું ત્યાં પહોંચ્યો
અને ડરી ગયો

મારા શહેરના લોકો
આ કેટલું ભયાનક છે
કે શહેરનાં બધાં પગથિયાં મળીને
જે મહાન ઊંચાઇ સુધી જાય છે
ત્યાં કોઇ નથી રહેતું!

## મારે એકાન્તને વન □ સુરેશ દલાલ

'કવિપરિચય', 'જ્યાં જ્યાં નજર મારી ઠરે' (કવિપરિચય ભાગ-૨) પછી 'મારે એકાન્તને વન' (કવિપરિચય ભાગ-૩), આ સાથે જ 'ઇમ્પ્રેશન્સ', 'સમાગમ', 'કવિતા એટલે કવિતા' ઇત્યાદિ કાવ્યવિવેચનનાં પુસ્તકો, 'કાવ્યસંવાદ', 'કવિતાની વાત', 'કાવ્યછાયા' વગેરે કાવ્યાસ્વાદનાં પુસ્તકો, ભારતીય અને અન્ય ભાષાના કવિઓનાં કાવ્યોના અનુવાદનાં આઠ પુસ્તકો (આ બધાંનાં કુલ મળીને ૪૧૯૬ પાનાં) તેમ જ ઓગણસાંઠ કવિઓનાં કાવ્યોનાં સંપાદનો, 'કવિલોક'ના પ્રથમ છત્રીસ અંકના સહતંત્રી અને પચીસ પચીસ વર્ષથી 'કવિતા'ના તંત્રી - ભાષા કે દેશકાળના કોઈ સીમાડામાં બંધાયા વગર સાતત્યપૂર્વક કવિતાની એકનિષ્ઠ ભક્તિથી આટલી ગુણવત્તાવાળું કામ કોઈ પણ એક માણસે એકલે હાથે કર્યું હોય એવું ગુજરાતમાં કે અન્યત્ર ક્યાંય જોવા નથી મળતું અને ગદ્યક્ષેત્રે કરેલાં વિવેચન - સંપાદન - અનુવાદ ઇત્યાદિ તો જુદાં. સાહિત્યક્ષેત્રે સુરેશભાઈ જે વૈવિધ્ય ને વૈપુલ્યથી મૂલ્યવાન કાર્ય કરે છે, તે જોઈને જ લબ્ધપ્રતિષ્ઠ મરાઠી સાહિત્યકાર - વિવેચક ગંગાધર ગાડગીળે દિલ્હી સાહિત્ય અકાદમીના ઉપક્રમે એક વ્યાખ્યાનમાં સુરેશભાઈને One Man Akademi કહીને બિરદાવ્યા હતા.

"મારે એકાન્તને વન'માં (તથા અન્ય કવિપરિચયનાં પુસ્તકો તેમ જ વિવેચનનાં પુસ્તકોમાં પણ) વિવિધ ભાષાના જૂના કવિઓને નવેસરથી મૂલવવાનો, નવા કવિઓની પ્રતિભા પ્રત્યે અંગુલિનિર્દેશ કરવાનો, સમકાલીન કવિઓને પણ સમગ્રના પરિપ્રેક્ષ્યમાં નાણવા - માણવાનો લેખકનો ઉપક્રમ રહ્યો છે; એટલે અહીં કાન્ત, શેષ, સુન્દરમ્, ઉમાશંકર, રાજેન્દ્ર શાહ, જયન્ત પાઠકની સાથે જ રમેશ પારેખ, ચંદ્રકાંત શેઠ, જયા મહેતા, હર્ષદ ચંદારાણા, કુસુમાગ્રજ, અમૃતા પ્રીતમ, અશોક વાજપેયી, કે. સચ્ચિદાનંદ, નીરેન્દ્રનાથ ચક્રવર્તી, એલન ગિન્સબર્ગ, ઓકતાવિયો પાઝ, આન્ના આખ્માતોવા, યેવતુશેન્કો ઇત્યાદિની સાથે જ 'એરેબિયન કવિતા'માં એક પ્રજાની કવિતાનો પરિચય પણ મળે છે.

પ્રસ્તુત પુસ્તકમાં કેટલાક કાવ્યાસ્વાદ પણ છે અને 'સિલ્વિયા પ્લાથને' તથા 'લાભશંકર ઠાકરને' જેવાં કવિપરિચયાત્મક કાવ્યો પણ છે. આ બધા લેખ તેમ જ કાવ્યાસ્વાદમાં પણ કાવ્યપદાર્થ વિશેનાં નિરીક્ષણો તો આવતાં જ રહે. વળી એક કવિના પરિચય સાથે ઘણી વાર બીજા એક કે વધુ દેશપરદેશના કવિઓની કાવ્યપંક્તિઓ કે કૃતિઓ તુલનાત્મક આસ્વાદ માટે ગૂંથાતી આવે છે.

કોઈ ભેદભાવ રાખ્યા વગર કવિ કે કવિતા વિશે લખે છે. હાસ્યકવિતા લખવી એ કેળાની છાલ પર સ્થિર રહીને ચાલવા જેવું કપરું કાર્ય છે. તેમ છતાં હાસ્ય - વ્યંગકાર કવિઓ વિશે કોઈ ગંભીરપણે લખતું નથી. સામાન્ય માન્યતા

સત્ય કહેશો ?"
અને
હજારો મુંબઈગરાની 'પર્સનલ' લાઈન રણકવા માંડી
પ્રતિધ્વનિના રોમાંચથી
હા, એક અફવા સાચી પડી.

□

ઢળતા સૂર્યે
સંધ્યાને કંઈક કહ્યું
અને
આખું આકાશ શરમાતી સંધ્યાને રંગે રંગાયું.

મુંબઈનો અસલ ચહેરો
પાંખમાં છુપાવી
હવા વહી ચાલી દૂર... દૂર... દૂર.

## માટી

□ રામસિંહ ચાહલ (પંજાબી)
□ ભારતી દીવાન

(એક)

મારાં બાળકો
તમને ખબર જ છે.
એક દિવસ
તમારે મારી પાસે જ આવવાનું છે.
પછી આ
, બંદૂકો અને રાઈફલો!
--
કાંઈ મારી પાસે
જલદી આવવા માટે
તો નથી બનાવ્યાં!!

(બે)

ખેતરની માટી અને મનની માટીમાં
કોઈ વધુ ફરક નથી હોતો
ખેતરની માટીમાં
જે વાવેતર થાય
કેવળ
તે જ ઊગે છે!
અને –
મનની માટીમાં
જે વાવેતર નથી થતું
ક્યારેક ક્યારેક
તે પણ ઊગી જાય છે.

□ જાન કાપ્લિન્સ્કિ □ અશોક શાહ
(એસ્ટોનિયન)

ઘર નીરવ
ધોયેલાં કપડાંમાંથી
ખાલી બેઝીનમાં
જળ ટપકે છે.
બધાં સૂઇ ગયાં છે.
મારી નાની દીકરીને
ખોળામાં લઇને
ખુરશીમાં બેઠો હતો
મારા મનમાં આવેલી
એક નાનકડી કવિતા
ભૂલી ગયો.
મેં હિમ્મત ન કરી
પેન્સિલ લઇને
એ લખી લેવાની
થયું કે શબ્દો કરતાં
આ નીરવતા
અને આ ઊંઘતા બાળકનો
વધુ ઊંડો અર્થ છે.

મેઘધનુષ □ મુનમુન ઝા □ સુ. દ.
(ભારતીય અંગ્રેજી)

હું મેઘધનુષ છું,
મારી પાસે ચારથી વિશેષ રંગો છે;
તમને ખાતરી ન હોય તો -
પૂછો બ્રાહ્મણને :
એ જાણતો હોવો જ જોઇએ.

□ જાન કાલ્પિન્સ્કિ
□ અશોક શાહ

હું બંને છું
કરોળિયો અને માખી
ફસાયેલા મારા પોતાના
જાળામાં જે ક્યારેક
સાંજે
વિચારે છે
આ ચીકણા
અનંત આત્મ-તાંતણાઓને
નિદ્રા અને જાગૃતિની
વચ્ચે
ક્યારેક મનને તળિયેથી
ઊઠતી
ભૂરી આગમાં
ફંગોળી દેવા માટે
એક ફીંડલામાં
કેવી રીતે વીંટી દેવા

## ક્રીડન ◻ જગદીશ ત્રિવેદી

મારી જ ઝાકળ-ઝીણી લઇ આડ, આમ
ક્યાં સુધી ગોપન રહી શકશે સખીરી!
હૈયે ઘણો પ્રગટવા તલસાટ તારે
તોયે તને પલપલે અવરોધતું શું?

છો કેટલી નિકટ: પાયલ રણઝણાટે
હું કેફમાંથી ઝબકી ઘડીએક જાગું-
બીજી ક્ષણે જ કરકંકણ ઝણઝણાટે
પોઢાડની મૃદુલ વૈભવને બિછાને!

રાત્રેદિને સતત સાંભળું ઝીણી ઝીણી
વાણી, ન મર્મ સમજાય તથાપિ હૈયે
એવું કશુંક કરી કામણ જાય ઝીણું! -
સામીપ્ય આટલું છતાંય દૂરત્વ કેવું!

આ કોણ જે ચમકતી અસિ તેજની લઇ
ઝીણી દુકૂલ સમી આડ ક્ષણાર્ધમાંહીં
ઓગાળતું: ઉર ભરી મુખ જોઉં તારું-
વેશાંતરે ક્રીડન તાહરી સંગ તારું!

## એક પારિવારિક પ્રશ્ન

◻ કેદારનાથ સિંહ

◻ રીટા શાહ

નાનકડા આંગણામાં
માએ વાવ્યા છે
તુળસીના બે છોડ

પિતાએ વાવ્યું છે
વડનું ઘટાદાર વૃક્ષ

હું મારું નાનું ગુલાબ
ક્યાં રોપું?

મુઠ્ઠીમાં પ્રશ્ન લઈને
દોડું છું - વન-વન,
પર્વત-પર્વત
રેતી-રેતી...
બેકાર

## સંપૂર્ણ શૂન્ય □ નીકાનોર પારા □ મેઘનાદ હ. ભટ્ટ

(૧)
મૃત્યુ સાચા હાસ્યરસનો ય મલાજો જાળવી શકતું નથી
સર્વપ્રથમ હસવાનું શીખનાર મૃત્યુ જ હતું
તોય
બધાં જ ટીખળો, મજાકો મૃત્યુ પાસે નકામા પુરવાર થાય છે
ઘૂંટણિયે પડીને
મૃત્યુની સન્મુખ ઉત્સાહથી હાસ્યોલ્લાસ કરતા
એરિસ્ટોફેઈનની જ વાત કરોને
–જો મારા હાથમાં હોત તો
હું એ અમૂલ્ય જીવનો જાન બચાવી લેત–
પણ, મૃત્યુ જે ટોમનો મલાજો જાળવતું નથી
તે ડીક, હેરી કે ફલાણા-ઢીકણાનો મલાજો કેમ જાળવી શકે ?

(૨)
હજી તો હું "જ્યારે" શબ્દ લખું
અને વર્તમાનપત્રોમાં પાબ્લો દી રોખા'ની આત્મહત્યાના સમાચાર
ચમકે
ત્યારે હું તમને કારલોઝ ડીઆઝ લોયલા-'ના
–એના માનેલા ભાઈએ ૧૦૬ વાલ્વડોલીડમાં
સ્મિથ ઍન્ડ વેસનની ૦.૪૪ રેઈન્જની બંદૂકથી કરેલા–
નિર્મમ ખૂનના ખબર પણ આપી શકું છું
હું "જ્યારે" શબ્દ લખું ત્યારે
–બધું ભવ્ય અને શબ્દાડંબરી લાગે તોય ! –
અત્યંત ક્રુદ્ધ થઈને આ હું કહું છું
કે
આમ જ પૃથ્વીની સૌ ગૌરવાન્વિતના
–કશી પણ દયામાયા વિના
ગૌરવ વિના

દુનિયાદારી વિના
એકાદી સડેલી મટન સેન્ડવિચ વિના–
ખલાસ થઇ જાય છે.

(૩)
હકીકતમાં આપણે ઇશ્વર છીએ
છતાં નર્યા મૂષકની જેમ આપણે વર્તીએ છીએ.
થોડી જો પાંખો પસારીએ તો
આપણે માણસ જેવા દેખાઇએ
પણ આપણે તો
– ડ્રોગ્યુએટ[3]ની જેમ– ચાર પગે ચાલવું ગમે છે
કદાચ
આપણી પાસે કોઇ વિકલ્પ પણ નથી
આપણે શાર્દૂલના પેટે જન્મેલ શાર્દૂલ છીએ
છતાં, નદ્દન સામાન્ય બિલાડીની જેમ વર્તીએ છીએ

'સંપૂર્ણ શૂન્ય' કાવ્યની પાદટીપ :-
(૧) પાબ્લો દી રોખા: ચિલીનો એક કવિ; નવી સ્પેનિશ કવિતાનો વિવેચક
(૨) ક્રીસ્ટાબ લોપશાન પાબ્લો દી રોખાનું સાચું નામ
(૩) ડ્રોગ્યુએટ: ચિલીનો એક સમાજવાદી લેખક; પારાનો મિત્ર નહીં.

## અંધારિયાનો ચંદ્ર

□ કેદારનાથ સિંહ □ રીટા શાહ

જેમ જેલમાં ફાનસ
ચંદ્ર એની જેમ
એક વૃક્ષની નગ્ન ડાળી પર ઝૂલતો
અને આપણે
એટલે કે પૃથ્વીના બધા જ કેદીઓ ખુશ
કે ચાલો કંઇક તો છે
જેમાં આપણે જોઇ શકીએ છીએ
એકબીજાનો ચહેરો !

(૧) માણસ કવિતા સમજે,
તો એને મુશ્કેલીઓ પડશે
(૨) માણસ કવિતા સાથે જીવશે
તો એ એકલવાયો મરશે.
(૩) માણસ બે કાવ્યો સાથે જીવશે,
તો એકને એ બેવફા થશે.
(૪) માણસ કાવ્ય ધારણ કરશે,
તો એને એક સંતાન ઓછું થશે.
(૫) માણસ બે કાવ્યો ધારણ કરશે,
તો એને બે સંતાન ઓછાં થશે.
(૬) લખતો હોય ત્યારે માણસ માથે મુગટ પહેરશે,
તો પછી એને શોધી કઢાશે.
(૭) લખતો હોય ત્યારે માણસ માથે મુગટ પહેરે,
તો એ પોતા સિવાય કોઈને છેતરશે નહીં.
(૮) માણસ કવિતા પર ગુસ્સે થશે,
તો પુરુષો એને ધિક્કારશે.
(૯) માણસ કવિતા પર ગુસ્સે થવાનું ચાલુ રાખશે,
તો સ્ત્રીઓ એને ધિક્કારશે.
(૧૦) માણસ જાહેરમાં કવિતાનો વિશ્વાસઘાત કરશે,
તો એના જોડા પેશાબથી ભરાઈ જશે.
(૧૧) સત્તા માટે માણસ કવિતા છોડી દેશે,
તો એને ઘણી સત્તા મળશે.
(૧૨) માણસ પોતાની કવિતાની ડંફાસ મારશે,
તો મૂરખાઓ એને ચાહશે.
(૧૩) માણસ પોતાનાં કાવ્યોની ડંફાસ મારે અને મૂરખાઓને ચાહે,
તો પછી એ લખશે નહીં.
(૧૪) કાવ્યોને કારણે માણસ ધ્યાન ખેંચવાની ઝંખના રાખે,
તો એ ચાંદનીમાં બેવકૂફ થશે.
(૧૫) માણસ કવિતા લખે અને સાથીની કવિતાની પ્રશંસા કરે,

તો એને રૂપાળી રખાત મળશે.
(૧૬) માણસ કવિતા લખે અને સાથીની કવિતાની વધુપડતી પ્રશંસા
કરે,
તો એની રખાત ભાગી જશે.
(૧૭) માણસ બીજાની કવિતા પર હકદાવો કરે
તો એના હૃદયનું કદ બેવડું થશે.
(૧૮) માણસ પોતાનાં કાવ્યોને નગ્ન જવા દે,
તો એને મૃત્યુનો ભય પીડશે
(૧૯) માણસને મૃત્યુનો ભય લાગે,
તો એનાં કાવ્યો એને બચાવશે.
(૨૦) માણસને મૃત્યુનો ભય ન લાગે,
તો એનાં કાવ્યો એને બચાવે કે ન બચાવે,
(૨૧) માણસ જે કાવ્ય પૂરું કરે તો,
તો એ પોતાની વાસનાની ખાલી જાગૃતિમાં નાહશે.
અને ધોળો કાગળ એને ચૂમશે.

ગઝલ □ પંકજ મકવાણા

લીલાશની લિપિમાં તને યાદ લખું છું;
તારા અભાવનો અહીં વરસાદ, લખું છું;

પીળા પડી ગયાં છે પ્રતીક્ષાનાં પાંદડાં;
વરસે છતાંય આંખથી વિષાદ, લખું છું.

ભીંતો રડી રહી છે તો તારું શું થશે ?
એકાંત સાથેનો મારો સંવાદ, લખું છું.

પીધા છે કેટલાય મેં તારા વિરહના જામ;
શબ્દો નથી સૂઝયા તો લે ઉન્માદ, લખું છું.

બિનવારસી મળ્યું હશે મારા સ્વપ્નનું શબ;
તારી ગવાહી માનીને ફરિયાદ, લખું છું.

## શબદ હરિનું નામ

☐ ભગવતીકુમાર શર્મા

શબદમાં શબદ હરિનું નામ,
બીજાં સૌ કાનોમાતરનાં ઠીકરાં જેવાં ઠામ...
બે અક્ષરમાં ભરી દીધું બ્રહ્માંડ,
અન્ય વૃથા બારાખડીના સૌ કાંડ.
હ્રસ્વ દીર્ઘના ફોગટ સર્વે ભેદ,
બે અક્ષરમાં વસે ઉપનિષદ - વેદ.
અધર પર સરે હરિનું નામ,
સાગમટાં ઊતરી આવે ત્યાં હજાર ગોકુળ ગામ...
બેથી ત્રીજા અક્ષર સાથે વેર,
બે અક્ષર શું નાતો જગજાહેર.
સૂર્યચંદ્રને અવર નહીં જંજાળ,
બે ગોળાથી પ્રથમી ઝાકઝમાળ
હૃદયમાં પમરે હરિનું નામ,
પોથીમાંના પથરા કેરું નહીં પછી કંઇ કામ...
શબદમાં શબદ હરિનું નામ...

## ☐ મૌલિક મહેતા

લેવું હોય તો લઇ લિયો ને આપવું હોય તો આપો
કાં તો મને ઉથાપો ને કાં તો મને સ્થાપો.
અરધીપરધી વાતમાં મારા
મનને શાતા નથી
ગૂંગળાયેલા ગળે અમે
ગીતને ગાતા નથી.
કાં તો મારો બાગ ઉછેરો કાં તો વનને કાપો
લેવું હોય તો લઇ લિયો ને આપવું હોય તો આપો
ઘસરકાનો થાક છે મને
કટકા કરી નાખો
શબરીનાં આ બોર નથી
કે હોઠ અડાડી ચાખો.
ડૂબવા આપો દરિયો : અથવા તરવાને તરાપો
કાં તો મને ઉથાપો ને કાં તો મને સ્થાપો.

## રાણાજી □ હરિહર જોષી

ટાઢી રાત્યું ને લાંબા દંન રે રાણાજી,
ભોર ભગવાં ભળાતાં ઠરતા કોડિયે
અમને અધવચ આંતરિયા આડા ઉંબરે !

આંસુ રંગ્યા છે અબરખ ઓરડા રાણાજી,
પ્રગટયા ઉછીના અંજવાસ જલતા કોડિયે
અમને.

ક્યાંક ભમરા ગુંજે ને મહેકે મોગરા રાણાજી,
એવા લેપુંનાં મોજાં તરતાં કોડિયે
અમને.

સૂની શેરી ને સૂની મેડિયું રાણાજી,
સૂના માઝમ પડછાયા બળતા કોડિયે
અમને.

ફોર્યો ફાગણિયો એવો ફાંટયમાં રાણાજી,
કમખે કોળ્યાં કેસૂડાં ખરતા કોડિયે

અમને

## □ જાન કાપ્લિન્સ્કિ □ અશોક શાહ

હોડી
ચીતરવા માટે
તમારે
જળ ચીતરવાની
જરૂર નથી

સ્મિત
ચીતરવા માટે
તમારે
ચહેરો ચીતરવાની
જરૂર નથી

વસંત
ચીતરવા મા
તમારે
લ ચીતરવાની
જરૂર નથી.

અને તમે કહી શકો
તમારે
રજકણનો ભાર વહેવો પડે છે
સૃષ્ટિની અમાપ
ભારવિહીનતામાંથી

## આ ભીડ ભરેલા શહેરમાં

☐ સુમતિ અય્યર
☐ નિરંજના સટ્ટાવાલા

આ ભીડ ભરેલા શહેરમાં
મારું નામ ખોવાઈ ગયું છે
એક ઓળખાણ માત્ર રહી છે
જે અલગ કરે છે
માણસને જાનવરથી
મન કેટલું ઇચ્છે છે
કે કોઈ મને બોલાવે
'કમબખ્ત, તું અહીં છે'
અને આ એક ગાળ પછી
આપણે હસતા રહીએ.
યાદ કરતા રહીએ
ગામના તળાવ અને આંબાવાડિયાને
છાણથી લીંપેલ ઝૂંપડી અને
ધૂળથી ખરડાયેલ કપડાં અને ચહેરાવાળી સાહેલીનો સાથ.
કાશ, આ સંભ્રાંત સમાજની
શ્વાસ રૂંધતી ભીડમાં
એક વાર ખડખડાટ હસીને
થાક તો ઉતારી શકું!

☐ સુરેશ દલાલ

તમારી હામાં હંમેશાં હું હા મેળવતો રહ્યો,
પૂર્ણ ભક્તિથી, પૂર્ણ શ્રદ્ધાથી–
તોયે પ્રભુ! આ ચાલબાજી...
આ કામ જો તું કરશે
તો પછી દોસ્તો શું કરશે?

સંચલનથી માંડીને શબ્દદેહે અવતરવા સુધીની પ્રક્રિયા કવિચિત્તમાં સચેતન અચેતન રૂપે ચાલતી લાગે છે. કૃતિના ઘડતરમાં કવિની બુદ્ધિનો કોઈ ફાળો જ નથી હોતો એમ પણ ન કહી શકાય. એમ બને કે, જેમ આપણે પ્રયત્નપૂર્વક શીખેલી શારીરિક ક્રિયાઓ લાંબા અભ્યાસને લીધે અનાયાસે અને અર્ધજાગ્રતપણે કરીએ છીએ, તેમ સર્જનપ્રક્રિયા દરમિયાન બુદ્ધિનો વ્યાપાર પણ દેખીતા પ્રયાસ વગર અભ્યાસબળે રુચિરૂપે કાર્ય કરતો હોય અને તે સામગ્રીના હાનાદાનમાં અને સંયોજન વગેરેમાં ફાળો આપતો હોય. કોઈ વાર એ વ્યાપાર જાગ્રતપણે પણ ચાલતો હોય.

આ આખા વ્યાપાર દરમિયાન કવિચિત્તમાં કોઈ ભાવક વિશેષરૂપે નથી હોતો એમ એક રીતે કહી શકાય, પણ કવિનો ભાવક-અંશ તો હોય જ છે અને તે કેટલે અંશે સર્જનપ્રક્રિયા પર પોતાનો પ્રભાવ પાડતો હોવો જોઈએ. આપણે જેમને જાગ્રત કલાકારો (Conscious artists) કહીએ છીએ, તેઓ કૃતિ જેમ જેમ રચાતી જાય છે તેમ તેમ તેને માણતા-નાણતા પણ જતા હોય છે અને એ રીતે સર્જક અને ભાવક બંને રૂપે અલગ અલગ કામગીરી બજાવતા હોય છે.

કૃતિ શબ્દદેહે અવતર્યા પછી તેનું ભાવકને અવગમન થાય છે ત્યારે તે કાવ્યપદવીને પામે છે. કવિના અંતઃસંચલનથી શરૂ થયેલી પ્રક્રિયા ભાવકના આસ્વાદમાં પરિણમે છે ત્યારે તે સફળ થાય છે. અને માટે જ આચાર્ય અભિનવગુપ્તે કવિતાના તત્ત્વને 'કવિસહૃદયાખ્યમ્' કહેલું છે.

– નગીનદાસ પારેખ

## અયોધ્યા □ નારક મહેતા

વાંદરાની માએ ગરોળીનું ઘર માંડ્યું ને
કૂકડાને લાગ્યો આઘાત
સસલાએ સિંહણની છેડતી કરી ને
સિંહને લાગ્યો વજ્રાઘાત
અયોધ્યાને આકડાએ ઈર્ષામાં આવીને
ઘોડિયાને મારી એક લાત
કુથલીખોર કાગડાએ કાકા કરીને
વગડે વગડે પહોંચાડી એ વાત.
લીમડાની ડાળીને લકવો થયો ને
થયો મધમાખીને ગર્ભપાત.
એઈડ્ઝની આફતમાં સપડાયાં ગીધડાં
તેનો માણસને હૈયે સંતાપ

□ પન્ના નાયક

ચાલો,
કાવ્ય લખું.

કોનો સાથ માગું ?
મેં નીરવતાને પૂછ્યું
જવાબમાં
એ મૌન રહી.

મેં
પેનને પૂછ્યું
તો કહે કે
શાહી જ ખલાસ થઈ ગઈ છે.
ને પેન્સિલ ?
ના, એની તો અણી બટકી ગઈ છે.
રબર તો લખતું જ નથી.
જુઓને,
એને તો
લખાયેલી કેટલીય કવિતાઓ
ભૂંસી નાખવી છે.

મને થયું
વિચાર તો હા જ પાડશે.
પૂછું ત્યાં જ
એને તો પાંખો આવી
ને એ ઊડી ગયો.
મને થયું
કક્કા-બારાખડીમાંથી જન્મેલા
મારા શબ્દાર્થને પૂછું
પણ

આટલા ઘસઘસાટ ઊંઘતા
એમને મેં
ક્યારેય નથી જોયા.

કહોને,
કોને પૂછું ?
સામે પડેલો
કોરો કાગળ
ચૂપચાપ પડી રહ્યો.

**મનુ**
(ભારતીય અંગ્રેજી)
□ **મુનમુન ઝા □ સુ. દ.**

હું મનુ : મેં કાયદો આપ્યો,
કારણ કે મેં જોયું
શું સારું, શું ખરાબ,
તમારા મમ્મી-પપ્પા
માટેનો જવાબ.

## કવિતાની છઠ્ઠી □ ભગીરથ બ્રહ્મભટ્ટ

ખુદ રન્ના દેવ
  શબ્દોની કસુવાવડ સમક્ષ
  લાચાર બનીને ઊભાં છે !
  ત્યારે-
  કવિતાની છઠ્ઠી લખવાનો
  કોઈ અર્થ છે ખરો ?

અહીં તાલબદ્ધ રીતે વકરે છે
  દાવાનળ
  ને ઊછરે છે ઊધઈ
જ્યાં જંગલોને વિકરાળ
    પાંખો ફૂટે છે
    ત્યાં
કોને પડી છે શબ્દાંગનાની ?
શબ્દસુંદરીની તો ઐસીતૈસી !
કોને પડી છે ? 'ક'ની કે 'જ્ઞ'ની ?
    લયની વિલયની ?
    તારની કે તાલની ?
    આકારની ધબકારની ?
અહીં તો-
  સંવેદનાના ક્ષીરસાગરમાં
  કૂદી પડે છે-
  ખાબોચિયાના મેળવણથી-
    મૃત મત્સ્યકન્યાઓ
ને ઘોડાગતિને રુંધવા
    મચ્છરો બાંયો ચઢાવે છે
ગાયની પીઠ પર પડેલા
    ચાંદાને કોચવા
કાગડાઓ એકઠા થાય છે.

□ જયા મહેતા

સોદો થઈ ગયો છે

સાથે બંધાયેલા પગે
ઊંધે માથે
    લ
    ટ
    કે
    છે
ચારપાંચ મરઘાં

કપાયેલી પાંખોના
ફફડાટ
ઉઘાડાં મોઢાંની
ઝીણી ચીસો

વજનના કાંટાનું
શું
થશે ?

ને
ગાય
કે
ઈ
ન
ની જેમ–
આખીને આખી
ઊંચકાય
છે
કાગડાઓની ચાંચથી
ત્યારે
ગાયની નગ્ન ભાષા
કોઈનાય કાને પડે છે ખરી ?

ભલા,
કવિતા તો કેવળ ભૂખી કૂતરીને
ધાવવા વળગેલાં ગલૂડિયાંનો
ઉત્પાત છે–
કોઈ, વંધ્યાની પ્રસવ ઝંખનાને
આંખોમાં આંજી લેવાથી
કંઈ કવિતા થોડી કળાય ?
કવિતા સમજવા માટે તો–
ડાળી ઉપર પર્ણો ફૂટે એમ
શબ્દોને ધારણ કરતાં
આવડવું જોઈએ.
અંઈગમની જેમ અર્થોને
ચગળતાં શીખવું પડે.
આંખોને લાગ્યો છે ક્યારેય
પાંપણનો ભાર !
ભાઈ, એ તો તમારે તમારાં
પીંજરાં ઘડવાં હોય તો
માપ-માપના સળિયાઓની
જરૂર પડે–
માળા બનાવવા નહિ.
એટલે કહું છું
આ
ડામરિયા ખેતરમાં
શબ્દનું વાવેતર
કરવાનું હવે
રહેવા દો....
કવિતાની
છઠ્ઠી લખવાનો
કોઈ અર્થ છે
ખરો ?

## જાત છેતરું

(બ્રિટિશ)

□ ગેવિન એવર્ટ □ સુ. દ.

એલિયટ, પાઉન્ડ, ટ્સના
એ જ ખંડમાં એ હતો
એથી એ મહાન કવિ છે.

# Mohandas Gandhi Awakened by Flashlights near the Sea 1930 □ John Allman

Twin beams, fingers stabbing
at his face, two British officers asking
if he is himself, awakening now in the open air, women
gathering by the reed cottage, his few teeth suspended
like shards of pottery,
the mango grove here
at Dandi the last barrier and night forest, a rising
coolness, words half-spoken, dying in the throat. Last month
he waded into the sea,
his dhoti lifted
dry, homespun khadi gleaming white as the limestone buildings
of Porbandar, where he learned to walk, to read Gujarati words
drawn with a stick
on the floor of the dust school
He's been waiting for this ; having bent to sand, sifted through salt
left by the tide, breaking foreign laws against collecting blood's
need. Is there no profit in the sun ?
His People pour the sea into shallow pans.

He asks to wash his face
and brush his teeth The officers
look at their watches. "Hurry. please " Will he lead
the march against the Dharasana Salt Works ? Someone else
rises, another,
another "Please hurry up"
He asks Pundit Khara to sing the Vaishnava hymn, the song of Rama
On the ground, legs folded, Khare plucks the single string, every
Indian chanting
The officers keep fidgeting
as Khare sings of the ideal husband, the ideal wife, names
the Redeemer Who across the dark waters, in the streets of Durban,
the Transvaal, or London,
would weave
his body into such a trance ? In the hills of Natal, on that other
continent' he'd given up stormy plungings of the groin, embracing
brahmcharya, where Zulus pulled
turbaned merchants in rickshaws.

The followers, the resisters, bow
to touch his feet. He has no message for
Kasturbai "Tell her she is a brave girl." Have they not
known each other since children in maarriage ? She's been to Yeravda
Jail, in Poona,
bent to ahimsa, the nonviolence
of love. He will again refuse to eat, Churchill raging,
the mills closing in Lancashire, Indians spinning their own cotton,
wearing Khaddar, as they give up
alcohol and dirt, sell tiny bags of salt,

crowd the prisons. No. General Dyer now, in Amritsar, blocking
exits, shooting them down. He remembers Johannesburg, when he washed
the bodies of plague-infected
men. The righteous do not ward off
blows. Will he come this way? They've brought three lorries
of police. No one speaks, as he waves his hand toward the shore,
and nods,
forbids all weeping.

□ મૌલિક મહેતા

ગઈ કાલનો થાક ને આવતી કાલનો ધાક,
આ બંનેની વચ્ચે ક્યારે મળશે મને વળાંક.

આ ક્ષણને જો જીવી લઉં,
તો ખરી બધુંયે પડે;
ક્યારેક મારો અહમ્,
દીવાલ થઈને નડે;
એક સાંધું ત્યાં તેર તૂટે છે બખિયા માર્યા લાખ,
સ્વભાવનો કે નિયતિનો : હું કોનો કાઢું વાંક ?

આસપાસ તો ધુમ્મસ ધુમ્મસ,
સૂરજ ઊગે તો ઠીક;
નહીં તો અંધારાની સાથે,
બાંધી લઈશું પ્રીત;
બળીબળીને અંતે થઈશું ઊની ઊની રાખ,
અને પછી પક્ષીની માફક ઊગશે અમને પાંખ.

## નવજીવન □ નંદકુમાર પાઠક

હે કલ્યાણી! જીવનસરના પંકમાં હું પડ્યો'તો,
મારા માટે દશ દિશ હતી શૂન્ય અંધારઘેરી;
થાકી અંતે શિથિલ થઈને આશ છોડી ઢળ્યો'તો,
જાણ્યું'તું કે વિફલ ગઈ આ જિન્દગી પે અનેરી.

નહોતાં આભે ઝગઝગ થતાં તોરણો તારલાનાં,
કે હૈયામાં ક્ષણભર લઈ દિવ્ય ધારું ઉમંગ;
ના કો તીરે તરુવર ઝૂક્યાં ગાઢ છાયા ગભીરાં,
નાચન્તી ના અનિલલહરી, શાંત વારિતરંગ.

નહોતી શ્રદ્ધા, નહિ નયનમાં તેજ, પ્રાણે ન જોમ,
મોંઘા મોંઘા મનુજઉરના વૈભવો યાદ આવે;
વ્યાપી અંતે જીવનભરની વેદના રોમ રોમ,
ને મૃત્યુની તિમિરલહરી ચેતના જ્યાં બુઝાવે-

-ત્યાં તું આવી, ક્ષણ તટ રમી, પાય તારા ઝુલાવી,
જાગ્યાં વારિ લલિત લહરે, ધન્ય થૈ જિન્દગાની.

## Safe Conduct
□ Derek Walcott

Rilke was whirled into heaven.
After that, Pasternak.
One smokes with the seraphin,
the other has come back

to plod past frozen ponds
with their harp-wide willows,
his grey forelock a Stallion's
his herat like Akhmatova's,

like a grey horse in winter
that, through thick whirling snow,
as this white page goes whiter,
whinnies, and is here.

## હાઇકુ □ હરિહર જોશી

ચંદ્ર સન્મુખ
તુલસી ક્યારો: રાત
કુંવારી કન્યા.

મુમૂર્ષા □ દેવેન્દ્ર દવે

હર્યુંભર્યું ઘાસ હોય
ખુલ્લું આકાશ હોય
આછો અજવાસ હોય
પછી ભલે છૂટતા આ જીવતરના શ્વાસ હોય...

હોય નહીં નર્સો ને નીડલનાં ઝૂમખાં,
આમતેમ વળગીને અંગેઅંગ ચૂભતાં
સ્વાર્થ અને સગપણનાં હોય નહીં ઠૂમતાં

હોય તો બસ હોય એક-
લીલેરા વાંસ હોય
ગમતીલી ફાંસ હોય
ઝાકળની ઝાંસ હોય.... હર્યુંભર્યું.

અડીખમ ઊભેલા ગઢની ના રાંગ હોય,
આઘેરા ગામના કૂકડાની બાંગ હોય,
હોય ભલે પવનોની સૂસવની સાંગ હોય

નીંદથી પ્હેલેરા ટહુકાના પ્રાસ હોય
મંત્રોના ત્રાસ ન્હોય
બસ, આટલી જ આશ હોય... હર્યુંભર્યું.

□ આશિષ જોશી

એક વાર
હવામાં તિરાડ પડે છે
ત્યારે
પંખીની પાંખ કપાઈ જાય છે.
ફૂલો થઈ જાય છે લોહિયાળ
માછલીઓ પરાણે તરે છે
સમુદ્ર પોતામાં ડૂબી જાય છે
આકાશ આંખ મીંચી લે છે
અને બારીઓ
પોતાની કચ્ચરથી જ
આંખ લૂછે છે
એક વાર
હવામાં તિરાડ પડે છે
ત્યારે.

## વિસંવાદ કે સંવાદ □ સવાદિયો

એક ઓર
ઊકરડા વાધ્યા થોકેથોક
બીજી ઓર
મિજબાની માણવાનો
કાગારોળ મચવતા
કરે ઊડાઊડ કાગલોક
ત્રીજી ઓર
ઉસ્તાદને નટખટ વિધાતાએ
બિછાવેલી મેલી જટાજાળ -
સાંધી દેતો બંનેનો એ મેળ અને નાત.

*

એક ઓર
રસઝર કૂથલી ને ઝેરખાર
અફવા, ગબ્બારા, ડિંગ કરે ધાગડધિન્ન
બીજી ઓર
છમ - છમકારા કરે
ભુખાળવા વાચકોની ધીંગ
ત્રીજી ઓર
અંધેરીનો તંત્રી રાજા
મોંએ માગ્યો રસથાળ
તીખો તંમ, સીધો છંમ
પીરસી દે પૈંતરાપચીસ.
લ્યાપ્યો શો ભારે રૂડો રૂપાળો સંવાદ!
આંધળા કકળે તોયે:
'વ્યાપ્યો ચારે કોર વિસંવાદ.'

## દેવાદારની ઉક્તિ □ સુરેશ દલાલ

દિવસ આખો દેવાદાર ને રાતનું ચડે વ્યાજ -
શ્વાસ સમેટું તો પણ મારી ક્યાંથી રહે લાજ ?
કામ તો ક્યારનો કર્યા કરું
પણ નસીબની નહીં યારી
સફળતાની પડખે સદા
હોય છે દુનિયાદારી -
અહીં તો કેવળ સંભળાતો રહે રૂપિયાનો જ અવાજ-
દિવસ આખો દેવાદાર ને રાતનું ચડે વ્યાજ
કુંડળી વળી ગૂંચળું અને
ભૂલની પરંપરા
ઓઢવા માટે આભ રહ્યું
ને પોઢવા માટે ધરા-
ચકલીને તો ચૂંથ્યા કરે કોઇ ઝનૂની બાજ
દિવસ આખો દેવાદાર ને રાતનું ચડે વ્યાજ-

## અઢળક હેતે ઢળિયા
□ ભગવતીકુમાર શર્મા

અઢળક હેતે ઢળિયા
હરિ, તમે અઢળક હેતે ઢળિયા
ભાગ્ય અમારાં બળિયાં
હરિ, બહુ ભાગ્ય અમારાં બળિયાં...
પહેલ, પ્રથમ તો અમને મળિયો આ મનખા અવતાર,
બીજી બલિહારી તે રુદિયે શામળિયો સાકાર.
નામ રટણનાં પર્ણે પર્ણે તુલસી - લીલાં ફળિયાં...
અઢળક હેતે ઢળિયા...
હરિનામનો મળ્યો છાંયડો, જનમ ગયો નહિ એળે,
ગ્રહી આંગળી હરિની, ભૂલા પડયા નહિ ભવ મેળે
હરિ વિણ તો શું મિરાત બીજી ?-
ઝાંખપ ને ઝળઝળિયાં...
અઢળક હેતે ઢળિયાં...

NOV 1993


કવિતા - ભાષાનું ઐશ્વર્ય
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૫૩
વર્ષ : ૨૬, અંક : ૩, ફેબ્રુઆરી ૧૯૯૩
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ




# કવિતા




**ખાસ સૂચના:** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં.
**અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**

**સૂચના:** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પરસ્કારમાં વિલંબ થય અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ: દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૧૫૦/-, ઍરમેલ રૂ. ૨૫૦/-. આ અંકના ૧૨ રૂપિયા.**

બહારગામનું લવાજમ "SAURASHTRA TRUST" ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.
**પત્રવ્યવહારનું સરનામું:** જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, ફોર્ટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ - ૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક પીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ - ૧.



ડૉ. હરિવલ્લભ ભાયાણી

## કાલ ☐ જગદીશ વ્યાસ

સૂરજ તો ઊગવાનો કાલ છતાં આજ એની આગાહી કરવી મુશ્કેલ છે
ઓચિંતી ઝાડ પર વીજળી પડે ને રહે ઠૂંઠું ત્યાં એવો આ ખેલ છે

કોને છે જાણ અહીં કાલ હશે ટેકરો કે કૂવો કે સાવ ખાલી ખાડો
આપણી ને કાલની વચાળ એક ભારેખમ કાળોધબ પરદો છે આડો
આજ અહીં ઝાડવું ને ઝાડવાને હરખાતી હરખાતી વીંટાતી વેલ છે

અધવચ્ચે બનનારી ઘટનાને ધારો કે ચકલી જાણી લે શરૂઆતમાં
પૂંઠાની જેમ તૂટે પાંખ એની ખૂલે તો ખૂલ્યા ભેગી જ વલોપાતમાં
હમણાં તો નીડ ભણી તરણું લઈ ઊડે છે ચકલી તો કેવી ગાફેલ છે!

ફળિયામાં રોપેલા નાનકડા છોડ બધા સીંચીસીંચીને ઉગાડશે?
અથવા તો હેલ અને પાણિયારું તૂટે એમ પાણિયારા માથે પછાડશે ?
શું કહેવું કાલ એક ગાંડીના માથા પર મૂકેલી સોનાની હેલ છે!

## તું હિ કેન્દ્રમહીં ☐ રાજેન્દ્ર શાહ

યાયાવરી શ્વેત હંસ-વર્ણે ત્હારી સુણીને પ્રશસ્તિ
ઊંડેઊંડે મર્મ
એક આભાનો ઉદય,
અજાણ્યો સંસ્પર્શ - શર્મ,
તદર્થ ઉદ્દીપ્ત અનુરક્તિ.

ને ત્હારે પન્થ હું સમુલ્લાસે ધરું છું ચરણ:
જાણું નહીં કેટલે તું દૂર;
પાવકની જ્યોત શો પ્રણય,
ચાલ મ્હારી મિલન - આતુર:
તુષ્ટિ ક્યારે પામશે આ સકલ

મળે ત્હેને પૂછું ત્રિભેટના પંચ ભેદે હું અધીર.
પ્રત્યેકનું જુદું રે સૂચન!
વિકમ્પિત ગભરુ હૃદય,
દ્વિધામહીં અટવાય મન:
ઊપડે ન પાય, અમૂંઝણ હા ગભીર!

નહિ ગતિરોધ, ભલે ભૂલભુલામણીમાં ભ્રમણ:
પદેપદે ગાઢ નવ ગાન -
અગોચરનોય પરિચય -
ગગન ને સુણે ધરી ધ્યાન:
તું હિ કેન્દ્રમહીં, મ્હારું છે પરિક્રમણ.

## ઠાકોરજી નથી થાવું □ દાદુદાન ગઢવી 'દાદ'

ટોચોમાં ટાંચણું લઈ, ભાઈ ઘડવૈયા મારે
ઠાકોરજી નથી થાવું,
ધડ ધીંગાણે જેનાં માથાં મસાણે એના
પાળિયા થઈને પૂજાવું – ઘડવૈયા.

હોમ હવન કે જગન જાપથી,
મારે નથી પધરાવું,
બેટડે બાપનાં મોઢાં ન ભાળ્યાં એના
કુમળા હાથે ખોડાવું – ઘડવૈયા.

પીળાં પીતાંબર કે જરકશી જામા મારે
વાઘામાં નથી વીંટળાવું,
કાઢયા'તા રંગ જેણે ઝાઝા ધીંગાણે - એવા
સિંદૂરે ચોપડાઈ જાવું – ઘડવૈયા.

ગોમતીજી કે ઓલ્યાં જમનાનાં નથી મારે
નીર ગંગાજીમાં નાવું,
નમતી સાંજે નમણી વિજોગણના
ટીપા આંસુડાએ ના'વું – ઘડવૈયા.

બીડયા મંદિરિયામાં બેસવું નથી વીરા
મારે મેદાનમાં જાવું,
શૂર શહીદોની સંગાથમાં મારે,
ખાંભી થઈને ખોડાવું – ઘડવૈયા.

કપટી જગતના કૂડા કૂડા રાગથી
ફોગટ નથી રે ફુલાવું,
મુડદાં બોલે એવા સિંધૂડા રાગમાં
શૂરો પૂરો સરજાવું – ઘડવૈયા.

મોહ ઉપજાવે એવી મૂરતિયુંમાં મારે
ચિતારા નથી ચીતરાવું,
રંગ કસુંબીના ઘૂંટયા રદામાં એને
'દાદ ઝાઝું, શું રંગાવું' – ઘડવૈયા.

('ટેરવાં'માંથી)

## નાની વહુની એક સાંજ □ જગદીશ વ્યાસ

સાસુજી બેઠાં છે બારણે
હાલરડું સાંભળતા દેવના દીધેલને હળવેથી ઝૂલવે છે પારણે

આથમતા સૂરજના અજવાળે જેઠ મારા આવ્યા છે અમથું ખોંખારતા
પાણીનો કળશ દઈ જેઠાણી ગોખ પાસે બેઠા છે આરતી ઉતારતાં
અધખૂલી અધમીંચી આંખોએ સસરાજી ખાટે ઝૂલે છે સંભારણે

પોતાના વીરાને આવતો ભાળીને મને નણદી પૂછે છે તોફાનમાં
ચૂલેથી ફૂલેલી રોટલી ઉતારતાં હું કહું છું ધીમેથી એના કાનમાં –
હું શું જાણું કે મારા પરણ્યોજી રોજ ઘેર વ્હેલા આવે છે કયા કારણે?

## હરિવરને કાગળ □ ભગવતીકુમાર શર્મા

હરિવરને કાગળ લખીએ રે
લઈને જમુનાજળ લખીએ રે...
જત લખવાનું કે કરવી છે થોડી - ઝાઝી વાત
વ્હાલા સાથે વઢવાનો યે લેવો લીધો લ્હાવ
અમે તમારાં ચરણકમળને પખાળવા આતુર
હવે નેણમાં વરસો થઈ ચોમાસુ આંસુડું
કંઈ ભીની ઝળહળ લખીએ રે...
હરિવરને કાગળ લખીએ રે...
શ્વાસમાં વરસે નામ રટણનાં કેમ ન પારિજાત
ઝટ બોલો હરિ, ક્યારે થાશું રોમ રોમ રળિયાત
ક્યાં રુદિયામાં ફરતી મેલો ટપટપ તુલસીપાન
કાં આવીને શ્વાસ સમેટો મારા અંતરિયાળ
શું હાવાં આગળ લખીએ રે?
હરિવરને કાગળ લખીએ રે...

## ન ઘડુલી □ સુન્દરમ્

ા મન ઘડુલી
ચલી સમુંદર તરવા,
લી મલપતી,
નીર બધાં સમદરનાં નાના નિજ પેટાળે ભરવા.
આ મનુ ઘડુલી ૦

કોણ કુંભારે ઘડી,
ચડી એ કોની કટિ પર આવી,
કઈ ઘડી અળગી કરી એને નીર વિશે સરકાવી,
વાત ન કશી વિચારી -
બસ, ચલી પડી મતવારી.
આ મન ઘડુલી ૦

'હું ઘટ', 'હું ઘટ' પલ પલ વદતી,
મત્ત રહી નિજ ઘાટે,
પવન પવનની રમણભ્રમણમાં
જઈ ચડી રઘવાટે,
કોઈ ન હાથ સહાવા,
કોઈ ન કશે બચાવા.
આ મન ઘડુલી ૦

આવે કોઈ કદી મહિયારી,
રુમઝુમ, કામણગારી,
આ રઝળતી રખડુને એ
નિજ કરમાં લે ધારી;
કરથી કટિ પર,
કટિથી શિર પર
લઈ ઢૂંઢે વનમાળી.
આ મન ઘડુલી ૦

(-'ઉત્કંઠા'માંથી)

## હરિ, સુપણે મત આવો! □ ભગવતીકુમાર શર્મા

હરિ, સુપણે મત આવો!
મોઢામોઢ મળો તો મળવું,
મિથ્યા મૃગજળમાંહ્ય પલળવું,
આ બદરીથી ને બદરી લગ
ચાનકનો ચકરાવો.... હરિ.
    પરોઢનું પણ સુપણું, એનો કબ તક હો વિશ્વાસ ?
    મોહક હોય ભલે, ફોગટ છે ચીતરેલો મધુમાસ.
    મુંને બ્રજકી બાટ બતાવો....
    હરિ, સુપણે મત આવો!...
સુપણામાં સો ભવનું સુખ ને સમ્મુખની એક ક્ષણ,
નવલખ તારા ભલે ગગનમાં, ચંદ્રનું એક કિરણ.
કાં આવો, કાં નેડાવો!
હરિ, સુપણે મત આવો!

## દરિયો તો □ જગદીશ વ્યાસ

પાણીના ઘટવાની ચિંતા ને ચિંતામાં દરિયો તો ઠામુકો ઘટી ગયે

દરિયાને એમ થતું મારું જળ બુંદબુંદ ઓછું થતું ન હોય ક્યાં
એવું બને તો પછી હોઉં એક દિવસ હું ખોબામાં માઉં એવો રાં
એકે ખાબોચિયાનું રહે નહીં ઠેકાણું સૌને થઈ જાય પછી ભયોભ

એવી ઊપડી એક દરિયામાં પેસી ગઈ સાતમું પાતાળ એનું ખોદ
રહેવા દીધું ન ક્યાંય દરિયાનું ચિહ્ન એણે સાફ કર્યાં બુંદ બધાં
બે કાંઠે છલકાતા દરિયાને ઠેકાણે દરિયાની જેવડો જ ખાડો થ

## ક્રિસ્પિયર □ ઉમાશંકર જોશી

'પ્રભુ, તારે પૃથ્વી જોઈએ, મારે લઘુ રંગમંચ.
તારી લીલાનું રહસ્ય વેરાયેલું ઇતિહાસે,
અનંત કાલાવધિમાં હાથ લાગે કે ન-લાગે;
મારે તો થોડાંક વર્ષ, તેમાં વ્યક્તમધ્ય બધું
પામી જઈ, બે-અઢીક ઘડીમાં આ રંગભૂમિ
પરે સૌ લીલારહસ્ય રમતું કરી જવું.' –એ
પ્રતિજ્ઞાથી અવતર્યા નાટ્યકવિ પૃથ્વીપટે.

બ્રહ્માંડને ઉલેચવું લઘુ રંગભૂમિ પરે :
નિસર્ગની રંગછટા નમણી, કરાલ, ગૂઢ,
માનવનાં પ્રેમ, દ્વેષ, ઈર્ષ્યા, વેર, નૃશંસતા,
કરુણાઝકોર વળી, અપાર માર્દવ, તૃષા

સૌન્દર્યની, નર્મ-મર્મ-હાસ્યનો ફુવારો શુચિ
અદમ્ય શો ઉચ્છલત અજસ્ર સુધા-ધવલ,
સ્મિત પૂંઠે ઝૂલી રહ્યું ઝૂમી રહ્યું અશ્રુબિન્દુ,
અશ્રુમાં સંકેલાયેલું કો આનંદઇન્દ્રધનુ–
જાદૂગર કવિ, તારે રમત એ બધું.

જાદૂગર ? ના રે, રક્તછંદે સર્વ અનુભવ્યું,
નાડી પરે નાણી જોયા મત્ત સૌ સંસારરંગ.
શૂન્ય શો મનીષી પ્રાજ્ઞ આંતરપુરુષ ક્યા
કેન્દ્રમાં નિવસી જોતો હશે સમાધિસ્થ બની
વિશ્વચરખો સમગ્ર, પ્રેરણા-ઘૂર્ણિત-નેત્રે
યથાતથ્યથી પદાર્થો તણું કરી આકલન ?
પરકાયાપ્રવેશે જે સહજ નિપુણ તોયે
ત્યારે ને ત્યારે સદાનો, શોધી વળો ચારે ખૂણે;
પ્રભુની જેમ જ, નિજ સૃષ્ટિમાં જડે ન-જડે.

નાટ્ય તારાં માનવની આત્મકથા, કવિ !
મૃત્યુશીલ સંસારની અમૃતાભિષિક્ત છવી.

### □ સુરેશ દલાલ

કાગળના આકાશમાં
સૂર્યને ચીતર્યો
કાગળ સળગી ન જાય એમ.

કાગળના આકાશમાં
વાદળાં વહેતાં કર્યાં
વીજળી ન ત્રાટકે એમ.

કાગળના આકાશમાં
ટહુકાઓ મૂક્યા
પંખીઓ ન દાઝે એમ.

આકાશના કાગળમાં
હળવેથી લખ્યું
ૐ સૂર્યાય નમઃ.

## કવિતા વિશે ચાર રચનાઓ □ જયન્ત પાઠક

### ૧. કવિતા સાંભળવી

મારે કવિતા સાંભળવી હતી.
ને તેઓ બોલ્યા,
ને ઘણું બોલ્યા;
શબ્દે શબ્દ ચોખ્ખો, પારદર્શક
બધું સ્પષ્ટ, હસ્તામલકવત્-
મારે તો કવિતા સાંભળવી હતી.

### ૨. કવિતાની જન્મક્ષણ

'ન યયૌ'ની નહીં,
'ન તસ્થૌ'ની નહીં,
બે વચ્ચેની અવસ્થાન્તરક્ષણ
કવિતાની જન્મક્ષણ.

### ૩. કુરુક્ષેત્રમાં (કવિનાના)

કુરુક્ષેત્રમાં
પૃથ્વીથી અધ્ધર રહેનારો
મારો ધર્મરથ -
એનાં ચક્ર
કેમ એકાએક
આમ જમીનને અડવા લાગ્યાં!
જરૂર, ક્યાંક જૂઠો શબ્દ બોલાયો હશે-

### ૪. વેદના ને કવિતા

વહાવી દેવી હતી મારે
આંસુની ધારામાં
મારી ભારેખમ વેદના,
પણ તે ઓગળી જ નહીં.

હવે
કવિતાની આ કાગળની નાવ
વહેશે કે એટલો ભાર?!

## યાઈ મંદિરની પાસે

□ બાઈ જૂઈ

□ નિહારિકા મહેતા

*(ચીની)*

નિરાંતે બેસી રહેવું
ઝરણાંને કિનારે
પથ્થરો સાથે રમતાં રમતાં
મંદિરની પાસે
વીણવાં જંગલનાં ફૂલ,
સાંભળવો પંખીઓનો કિલકિલાટ
અને
ચારે તરફ
ઝરણાંના પાણીનો
કલકલ નાદ.

## કદાચ જો હોત મેયર ◻ નરેશ મહેતા ◻ ભારતી દીવાન

વિચારું છું
કદાચ જો હોત મેયર
તો રસ્તાઓની બંને બાજુ
ખસની તાડપત્રીઓ હોત,
વીજળીના થાંભલાની જેમ
પાંખોના થાંભલા હોત,
ત્યારે આ બળતું શહેર
અગાસી હોત.

સમજાતું નથી
લોકો કેમ
ઘરની જેમ
પોતાના નગરને પ્રેમ કરે છે?
વિચારું છું
જે દિવસે હું મેયર થઈશ.
તે દિવસે જરૂર આ બધું હશે.

પરંતુ હાલ મને
આ ગરમીને લીધે
એક ટેબલફૅન જોઈએ
આખા શહેરને માટે નહીં.
પોતાના ત્રણ રૂમવાળા
ઘરને માટે,
જે
તપીને નગર થઈ ગયું છે
અને હું એને ઘર બનાવવા માગું છું.

## પ્રાચીન ચીની ગીત ◻ રીટા શાહ

સો-સો પગથિયાં ને ઊંડો એક કૂવો
ઊંચા ઊંચા ડુંગરને માથે એક કૂવો
નીચે વહે છે ખળખળતું ઝરણું
હાડસોંસરવું વીંધે છે ઠંડુગાર ઝરણું
મીઠડી એક છોકરી જોવા આવે મુખડું
એ તો જુએ કેવળ વાંકી એની ડોક
એનાથી ઝાઝું કશું નહીં રૂપકડું.

## ◻ જયા મહેતા

ચકલાંના કલબલાટથી
ઊગતો દિવસ

આખરે આથમી જાય છે

રસ્તા પર
ચૂંથાયેલો પડેલો
મરેલો જાણે
ઉંદર

## વૃદ્ધ જડબાંઓનું સરઘસ □ નરેશ મહેતા □ ઉષા પટેલ

જ્યારે હું માત્ર એકલો હોઉં છું
ત્યારે હું અનેક હોઉં છું.

શિયાળની જેમ ચાલાક
એક આકાશ,
એઠાં ગ્લાસ - જેવું
એક શહેર,
ફાટેલી જાહેરાત જેવી
એક સાંજ
અને –
બીજું પણ ઘણું બધું થાય છે
જ્યારે હું માત્ર એકલો હોઉં છું
પોતાને છોડી બીજા બધામાં હોઉં છું.

હું વિચારવા માગું છું -
ધુમ્મસિયો એક રસ્તો
તાજું માખણ લગાવેલ ટોસ્ટ
ભૂરા સ્વેટર - જેવી સવારવાળો
એક રવિવાર
તડકાના કેટલાક ટુકડા આમતેમ
અર્થાત્
હું પોતાના જીવનમાં
નવલકથાનું એક પાનું ઇચ્છું છું.

ત્યારે પોતાની ચારે બાજુ
સફળ વ્યક્તિઓના હસતા નકલી દાંતોને
એ ચાલાક આકાશના મોઢામાં જોઉં છું.
આખું શહેર
નકલી દાંત લગાવી ફરે છે

□ રૂમિ

તારા વિના હું ફૂલના છોડ વાવું છું
અને એ થઈ જાય છે કાંટા.
હું મોરને જોઉં છું
અને એ થઈ જાય છે સાપ.
હું વાદ્ય વગાડું છું
અને થાય છે કેવળ ઘોંઘાટ
હું ખૂબ ઊંચે સ્વર્ગમાં પહોંચું છું
અને એ થઈ જાય છે સળગતું નર

□ રૂમિ

માછલી જીવે છે સાગર માટે,
દીપડો જીવે છે વન માટે,
કંજૂસ જીવે છે ધન માટે,
પ્રેમી જીવે છે પ્રિયતમાનાં દર્શન મા

જાહેરાતવાળી રૂપાળી સાંજ
દાંતોને દબાવી
મોતી જેમ મલકતી હોય છે.
જ્યારે હું એકલો હોઉં છું
સફળ વ્યક્તિઓનું સરઘસ નીકળે છે.

સફળતા
જે દાંતના ડૉક્ટરનું દવાખાનું હતું
બધાં બુઢ્ઢાં જડબાં
ચમકદાર સફળતાઓ લગાવી
સફળ નવલકથાનું પ્રકરણ લાગે છે.
મેં મારી નવલકથાનું એ પાનું ફાડી નાખ્યું છે.
અને એ ચાલાક આકાશમાં
આ ફાટેલા ટુકડા
એક દિવસ મરી જશે.
મને કેટલો અફસોસ છે
એઠાં ગ્લાસ જેવા શહેરમાં
શહેરભરની સફળ વ્યક્તિઓનાં
દાંત ખડી ગયા છે.

મને અફસોસ છે
દાંતના ડૉક્ટરના દવાખાના તરફ
સફળ વ્યક્તિઓનું
બોખું અસફળ સરઘસ -
ચાલાક આકાશની નીચે
એઠાં ગ્લાસ જેવા શહેરમાં
જાહેરાતવાળી સાંજને ખભા પર ઉઠાવી
ચાલ્યું જાય છે.
જ્યારે હું માત્ર એકલો હોઉં છું
ત્યારે હું નહીં
આ વૃદ્ધ જડબાંઓનું
સફળ વ્યક્તિઓનું સરઘસ હોય છે.

## દર્દ □ નરેશ મહેતા
□ ભારતી દીવાન

દર્દની અભિવ્યક્તિ
થઈ નથી શકતી
ઘા છે
ને પીડા છે,
જે કદાચ દેખાડી તો શકાય
પરંતુ એનું રુદન
વંચના છે

## બોલતા રહીએ □ ભગવતીકુમાર શર્મા

હરિ હરિ બોલતા રહીએ
હરિનામે ડોલતા રહીએ...
હરિનામનાં મંજીરાં ને હરિ હરિની કરતાલ,
હરિનામની તાળી રે લેવી, લેશ ન ચૂકીએ તાલ.
પંડને ઢંઢોળતા રહીએ,
હરિ હરિ બોલતા રહીએ...

હરિનામના ધબકારા ને હરિ હરિ કેરા શ્વાસ,
હરિ નામનું લોહી રગેરગ, હરિ કેરો સહવાસ.
બારીઓને ખોલતા રહીએ
હરિ હરિ બોલતા રહીએ...

## એક નઝ્મ...

□ આદિલ મન્સૂરી

ખ્વાહિશ કે લાલ સમંદર કી
ગર ઈક ઈક બૂંદ કો ચીરા જાયે
તો ઉસમેં સે
દર્દ કા ઈક ઈક
કાલા સૂરજ બાહર આયે.

## રુદિયે રહેજો રે

□ ભગવતીકુમાર શર્મા

હરિ, મારે રુદિયે રહેજો રે
દ:ખ જે હું દઉં તે સહેજો રે!
વારે વારે કરીશ કાલાવાલા,
મારું તે દેવું જોશે વ્હાલા,
તમે વેદમંત્રોના સુણનારા,
વેણ મારાં વેઠી લેજો કાલાં,
હરિ, મુંને કાંઈ ન કહેજો રે.
તમે મારી આંખથી વહેજો રે!
હરિ હવે આપણે સરખેસરખા
હરિ, તમે મેહ તો હું યે બરખા
હરિ, તમે સૂરજ તો હું સોમ,
હરિ, તમે અક્ષર તો હું ૐ
હરિ, મુંને જીરવી લેજો રે,
હરિ, મુંને દરશન દેજો રે!

## ભયો ભયો □ ભગવતીકુમાર શર્મા

હરિ હવે પ્રગટ થાય તો ભયો ભયો
રુદિયેથી શબદ નીસરે 'જયો જયો !'
અલપઝલપ તોયે ઝળહળની ઝાંખી,
હવે હાજરાહજૂર, નહિ અટકળની ઝાંખી.
પંખુડીઓમાં પણ પુદ્‌ગળની ઝાંખી,
સમ્મુખ સુંદર, નહિ પોકળની ઝાંખી.
હરિ હવે નિકટ થાય કે થયો થયો...
હરિ હવે પ્રગટ થાય તો ભયો ભયો..
આ પળ મળતાંમાં તૂટે જુગના ઘેરા,
એક વ્રજમાં વૈકુંઠ વસે ઝાઝેરાં.
માયાને પરપંચ બસૂરાં - બ્હેરાં,
બજે વાંસળી જયમ જમુનાકી લ્હેરાં.
હરિ હવે ધન્ય દાસ થયો દયો દયો...
હરિ હવે પ્રગટ થાય તો ભયો ભયો.

## જમુના જળ બોલાવે □ ભગવતીકુમાર શર્મા

મુંને જમુનાજળ બોલાવે
વહેતાં ખળખળ બોલાવે...
મરવું તો જળમાં ડૂબી
જળમાં જળ જમુનાનીર
છબછબિયાં તે શું કરવાં ?
જમુનાજળ બડાં ગભીર.
મુંને જળ પળપળ બોલાવે

મુંને જમુનાજળ બોલાવે...
શિર પર જો હરિ હશે તો
જમુનાજી દેશે મારગ
ગોકુળના જ્યાં સીમાડા
જમુના વિસ્તરશે ત્યાં લગ.
મુંને જળ નિર્મળ બોલાવે,
મુંને જમુના જળ બોલાવે...

દશાનન □ પ્રેમેન્દ્ર મિત્ર □ નલિની માડગાંવકર
(બંગાળી)

તમે અમે ત્યાં હો પણ સુવર્ણમય કરો છો
તપસ્યા અર્જિત શક્તિથી, દુર્ધર્ષ, દુર્જય.
તોપણ કઈ ભૂલ
તમારી કીર્તિનાં મૂળિયાં કાયમનાં કાપી રહી છે ?
તમે અદ્વિતીય, તોય હરહંમેશ અળખામણાં !

એ શું નર્યો લોભ, નરી ભોગીની લાલસા !
અસમર્થનો ફુલ્યોફાલ્યો દંભ
આ બધું કંઈ સમજાતું નથી.
દાનવની દુર્બળતા જ શું દેવતાનો અજાણ્યો વિસ્મય !

સીતાને સ્પર્શી ન શક્યા
છળકપટ બધી કરામત
તમે પોતે જ નિષ્ફળ બનાવી
એ શું તેની છેલ્લી સંમતિ યાચના માટે ?
હૃદયના આવા સન્માનથી
રામાયણમાં જો કે નવું જ તેજ આવ્યું છે.

નાનકડા ડરપોક હાથવડે
જે બધા જીવનને માપીમાપીને
સલામત સંચયની કોડીકોડી ગણીગણીને
માળો બાંધે છે.
ઈર્ષ્યાથી, હિંસાથી
તેઓ હંમેશાં તમારી વિશાળ પ્રતિમાને
કાદવથી ખરડ્યા કરે છે. ભલે, કરવા દો.
આ બધાથી ખૂબ ઊંચે તમે અન્ય આકાશ માટે ઉત્સુક.
ફક્ત એક જ દિશા ઓળખીને
જીવનને ખંડિત ન કરતા

વિના સંકોચે દશે દિશાએ પ્રકાશ શોધો
તમે તેથી જ સાચ્ચેસાચા દશાનન

કોઈ પગથિયાં બાંધ્યાં નથી.
આજેય સ્વર્ગ દૂર છે.
તમારી ચિતાની જ્વાળા કિંવદન્તિ-કલ્પનામાં
તેથી જ બુઝાવા છતાંય બુઝાઈ નથી,
હે દર્પમુક્ત પૃથ્વી-પ્રાણ
વેરીશૂન્ય શાશ્વત વિદ્રોહ.

☐ નલિની માડગાંવકર

કેટલાંક કાવ્યો
માણી જીવવાનું મન થાય છે.
●
કેટલાંક માનવીઓ
જોઈ
પૃથ્વી બનવાનું મન થાય છે.

## હરિ સામા મળે તો ☐ ભગવતીકુમાર શર્મા

હાં રે હરિ સામા મળે તો હું શું કરું રે?
હાં રે આંખ ચોળું ને ભોંયે પટકાઈ પડું રે!
હાં રે ચંદ્ર - તારાનાં તેજ ઘણાં સોહ્યલાં રે!
હાં રે તાપ સૂરજના ઝીલવા તો દોહ્યલા રે!
હાં રે દૃષ્ટ માંડું ને લોચન જળે ભરું રે!
હાં રે હરિ સામા મળે તો હું શું કરું રે?
હાં રે રૂપ નીરખ્યું વિરાટ એક અર્જુને રે!
હાં રે માત જશોદાએ જોયું વિશ્વ બાળમુખે રે!
હાં રે મીટ મળતાંમાં હું તો સર્વસ્વ ધરું રે!
હાં રે હરિ સામા મળે તો હું શું કરું રે?

## પ્રેમપત્ર (ગઝલ) □ ભરત ભટ્ટ 'તરલ'

સૂરજની સાંખે સત્યને સ્વીકાર કર પ્રિયે,
પત્રોની પર્ણરંધ્રનતા પુરવાર કર પ્રિયે.

ખાલી કરેલ જામને ધિક્કાર કર પ્રિયે,
ધીમેધીમે શબ્દની જરા ધાર કર પ્રિયે.

અસ્વસ્થ - સાંજ, શુષ્ક-નદી, નાવ, અંધકાર -
પત્રો જ છે ચિરાગ જો સત્કાર કર પ્રિયે.

કેવળ પરત થયેલ અભીપ્સા - ટપાલ છે,
એ ઝખ્મ છે તો ઝખ્મનો ઉપચાર કર પ્રિયે.

અથવા કશુંક હુંય ત્વરાથી તને લખું,
તું પ્રેમપત્ર જેમ મને તાર કર પ્રિયે.

## □ રુમિ

પ્રેમ વિના
બધી જ ભક્તિ બોજો થઈ જાય છે.
તમામ નૃત્યો
રોજિંદી ઘટના બની જાય છે.
તમામ સંગીત
કેવળ ઘોંઘાટ થઈ જાય છે.

બધો જ વરસાદ આકાશમાંથી દરિયામાં પડે તો ..
પ્રેમ વિના કોઈ પણ બિંદુ મોતી નહીં થઈ શકે.

□ મૌલિક મહેતા

રાળો થઈને આ શબ્દ ઊડતા જાય ગગને.
અહો કેવી આભા? સ્પરશતણું આ મૌન ઊઘડે.
જરા સામે જોતાં: સુરભિ રણકે મંદ પવને.
નિરાશાનાં વૃક્ષો જડમૂળ થકી સાવ ઊખડે.

મને એવું લાગે જગત ગળતું જાય સકળ
તમારા સાન્નિધ્યે સમય સરતો જાય અકળ.
વસી હૈયે મારા સમદરતણી ઊર્મિ પ્રબળ.
નથી ક્યાંયે સ્હેજે ભવભય કશો, કોઈ વમળ.

અહીંથી તો ક્યાંયે નથી જવું કશે, કોઈ સ્થળમાં
પલાંઠી વાળીને અહીં જ વસશું, આ જ પળમાં,
અહીં ધીમેધીમે કમળ ઊઘડે શાંત જળમાં.
ઠરેલો છે કેવો નીરવ રવ આ ફૂલ- ફળમાં!

અહો! આભે ઊગ્યો સૂરજ લઈને વાત સદીની
હવા વ્હેતા, જાણે કલરવ ગતિ હોય નદીની.

□ રુમિ

હું ચિક્કાર પીધેલો છું
હું અંદરનો ને બહારનો રસ્તો ગુમાવી બેઠો છું.
હું ગુમાવી બેઠો છું પૃથ્વી, ચંદ્ર અને આકાશ.
મારા હાથમાં હવે શરાબનો બીજો જામ ન મૂક.
મારા મોઢામાં જ રેડ,
કારણ કે હોઠનો રસ્તો પણ ભૂલી ગયો છું.

## એન એક્સટનને □ પન્ના નાયક

એન અક્સટન!
મારે માટે
તારો જન્મ
કોઈ સ્થળમાં
કે
કોઈ કાળમાં નથી.
તું જન્મી છે
મારી ચેતનાના ગર્ભાશયમાં.
મને
કેમ એમ લાગે છે
કે
તારા જન્મનું
ક્રંદન
તારાં મરણ પછીય શમ્યું નથી.
તું
મારી પૂર્વજ
અને
વંશજ.
જતાં જતાં
તારા ક્રંદનનો વારસો
તું
મને તો નથી આપી ગઈ ?
તારી જેમ જ
મારાં સ્મિત પણ શોષાઈ ગયાં છે.
તું
ડાયરી લખતી ગઈ
નરી હતાશાના
સેક્સના
એકલતાના
ગર્ભપાતના
અને
સ્ત્રીના સામાન્ય જીવનના
તારા અનુભવો
જીવંત અને વાસ્તવિક.
મનોચિકિત્સકે તને કહ્યું કે
મનને સ્વસ્થ કરવાનો
એક જ રસ્તો છે.
મનમાં જે આવે તે લખ
મનને જે ફાવે તે લખ
અને
તું લખતી ગઈ
છોછ વિના-ધોધમાર.
તું
જે લખતી હતી
તે હતું
તારું સત્ય
સ્ત્રીનું સત્ય
સ્ત્રીની વ્યથા અને બેચેની
અને ભાંગેલા હૃદયની વાત.
ને ઈશ્વરને પણ છોડ્યો નહીં.
(ઈશ્વરે પણ તને ક્યાં છોડી હતી?)
ઈશ્વર
તો
સ્ત્રી અને પુરુષના સંબંધની ગાંઠને
છોડ્યા વિના રહેતો નથી
અને
તોડ્યા વિના રહેતો નથી.
જન્મ

એ તારે માટે
રોગ હતો
અને
મરણ
રોગનું નિવારણ.
કીર્તિ
પણ
તને ઉગારવા
કામયાબ ન નીવડી

અને
ચોથી ઑક્ટોબરે
તેં કર્યો
આત્મહત્યાનો પુરુષાર્થ
તારી કવિતાના શબ્દો
ક્યારના
મારા કાનમાં કહ્યા કરે છે :
જીવન ભલે છેતરે
પણ મરણ કદી છેતરે નહીં.

## બાપુ

□ સુમિત્રાનંદન પંત □ સુરેશ દલાલ
(હિંદી)

કયા તત્ત્વથી તમે આપશો ઘાટ ભાવી માનવને ?
કયા પ્રકાશે સભર સભર કરશો સમરોન્મુખ ભવને ?
સત્ય - અહિંસાથી આલોકિત શું થાશે માનવમન ?
અમર પ્રેમનું મધુર સ્વર્ગ શું થઈ જાશે જીવન ?
આત્માના મહિમાએ મંડિત શું થશે નવ્ય માનવતા ?
પ્રેમશક્તિને વશ થાશે શું બાપુ ! આ પાશવતા ?

તેજપુંજશી આત્મવાણીનું સાંભળીને આહ્‌વાન
હસી ઊઠે છે રોમ હર્ષથી પુલકિત થાતા પ્રાણ :
જયહીં અનાદિની સાથે છે નિજ દર્શન કલ્યાણ
ભૌતિક . આ ધરતી સ્વર્ગને માટે છે સોપાન
યુગવિવર્તમાં થશે કેટલો જનક્ષય એ નહીં જાણું
સત્ય - અહિંસા માનવ માટે ઇષ્ટ એ જ પ્રમાણું :
નવ્ય સંસ્કૃતિ-દૂત : દેવોનાં કરવાં કાર્ય
માનવ આત્મા ઉગારવાને આવ્યા તમે અનિવાર્ય !

□ યેહુદા અમિચાઈ □ ઈન્દ્રજિત મોગલ
(હિબ્રૂ)
બૉમ્બનો વ્યાસ ત્રીસ સેન્ટિમીટર હતો
અને એની વિનાશશક્તિના વર્તુલનો વ્યાસ સાત મીટર હતો.
અને એ મર્યાદાવર્તુલમાં પડયા હતા ચાર મરેલા અને અગિયાર ઘવાયેલા
અને એની આજુબાજુ વેદના અને સમયના વધુ વિસ્તરેલા વર્તુલમાં
વેરવિખેર ઊભાં છે બે દવાખાનાં અને એક કબ્રસ્તાન.
પણ સો કરતાં વધુ કિલોમીટર દૂરની ભૂમિમાંથી
આવેલી સ્ત્રીને જ્યાં ભૂમિદાહ કર્યો તે બિન્દુ
વર્તુલને ખૂબ વિસ્તારી દે છે.
અને તેના મૃત્યુ પર આંસુ સારતા એકાકી માનવીનું બિન્દુ
દૂરના પ્રદેશના એક દૂરના ખૂણામાં
સમસ્ત વિશ્વને વર્તુલમાં સમાવી લે છે.
અને હું ચૂપ જ રહીશ અનાથ બાળકોનાં આંસુ વિશે
કે જે ઈશ્વરના સિંહાસન સુધી પહોંચે છે
અને ત્યાંથી એ વધુ વિસ્તરી
વર્તુલને અનંત અને ઈશ્વરવિહોણું બનાવે છે.

ચહેરો □ રઘુવીર સહાય □ સુશી દલાલ
(હિન્દી)
આ ચહેરો એક છોકરા જેવો થતો જાય છે
કદાચ એ છોકરીના બંધમાંથી મુક્તિનો પહેલો ઉપાય છે
પણ છોકરાનો ચહેરો હોય એટલું જ પૂરતું નથી
એની સાથે કીમતી કપડાં અને અંગ્રેજી જોઈએ
પણ આ છોકરી ગરીબ ઘરની છે
તે સ્વીકૃત વર્ગમાં શામેલ થવા ઇચ્છે છે
અને એ વર્ગની છોકરીઓ જે છોકરા જેવી બને છે
એમના જેવી બનવાની એની કોશિશ એક દુ:ખદાયક કોશિશ છે
કારણકે એ ચહેરો બદલીને પોતાના વર્ગનો જ છોકરો બનશે
એક ઘણી વધારે લાચાર વ્યક્તિ
એક દયાજનક ભય પામેલી અસહાય છોકરી.

## ખજૂરાહોમાં □ દેવેન્દ્ર દવે

(વસંતતિલકા - સૉનેટ)

આ રમ્ય પાય ઊંચકી શૂલ કાઢતી કો
સૌંદર્યની ચરમ આકૃતિ આ ખડી, ત્યાં
નેત્રોમહીં શીતળ કાજલ કો'ક આંજે!
શી દર્પણે નીરખતી નિજ કામ્ય ઝાંય,
લજ્જા મઢી ઢળી જતી ઋજુ પાંપણો એ!
ને કેશગૂંફનમહીં રત કો રૂપાળી
રાધા સમી રસિક નાજુક નાર સોહે,
ઓષ્ઠે વળી ફરકતી સ્મિતની ફુવારી!

પ્રત્યેક આકૃતિ - થકી લયના વળાંકો
શિલ્પીતણા સભર માનસથી ઝરેલા
પાષાણ?- ના. યુગલ મૈથુનમસ્ત! ન્યાળું
ચ્હેરા પરે પરમ તૃપ્તિભર્યો ઉજાસ!
આલિંગને પ્રબળ અંગ-અનંગ રાચે,
તું 'આવ' 'આવ' સખિરી, અવ રંગ-રાગે!

□ મૌલિક મહેતા

આ શહેરમાં
માણસ થવું એના કરતાં
ઉંદર થવું વધુ સારું.
દરને સ્ક્વૅર - ફૂટ સાથે
સંબંધ નથી હોતો.

□ રૂમિ

(પર્શિયન)

કોઈક વાર હું એને કહું છું શરાબ,
કોઈક વાર કહું છું, જામ
કોઈક વાર કહું છું, અગ્નિ
કોઈક વાર કહું છું, ઈશ્વર
કોઈક વાર બીજ, કોઈક વાર છોડ
કોઈક વાર શિકાર, કોઈક વાર ફાંસલો

હું તને તારા નામે ન બોલાવું
ત્યાં સુધી આ બધું રહસ્ય જ રહે છે.

## નદી પર સાંજ

□ બાઈ જૂઈ
□ નિહારિકા મહેતા

(ચીની)

ડૂબતા સૂરજના એક કિરણે
અર્ધી નદીને લાલ કરી દીધી

શુક્લ - પક્ષની તૃતીયા,
સલૂણી રાત આ નવેમ્બરની....
ઝાકળનાં ટીપાં જાણે મોતી
અને ચન્દ્રમા ધનુષાકાર!

શબ્દ સંબંધ □ હરિવંશરાય બચ્ચન □ સુધી દલાલ
*(હિન્દી)*

મેં મારાં દુઃખ-દર્દ, તમને નહીં,
કલમને કહ્યાં હતાં;
જો એણે તમારી સુધી પહોંચાડયા નહીં
તો હું તમને દોષ નથી દેતો.
મેં મારા દુઃખ-દર્દ, તમને નહીં
કાગળને કહ્યાં હતાં;
જો તમે મારા પ્રત્યે સહાનુભૂતિ ન દર્શાવી
તો હું તમને દોષ નથી દેતો
મેં મારાં દુઃખ-દર્દ, તમને નહીં,
કાળી રાતોને કહ્યાં હતાં;
મૂંગા તારાઓને કહ્યાં હતાં
સૂના આકાશને કહ્યાં હતાં,
જો એમનો પ્રતિધ્વનિ
તમારા અંતરમાંથી નહીં ઊઠે
તો હું તમને દોષ નથી દેતો.
મને ખબર હતી
કે એક દિવસ
મારી વેદનાનો સાથ મારાથી છૂટશે,
પણ મારા શબ્દોથી
મારી વેદનાનો સંબંધ ક્યારેય નહીં તૂટે.

એક મુકતક □ નરેશ મહેતા
□ નૂતન જાની

સહન જે કરી ગયા
તે બની ગયું જીવન,
જે સહન ન કર્યું
તે બની ગયું કવન.

□ ધવલ ત્રિપાઠી

અજંપો જંપી જાય
અને શાંતિની ધવલ ચાંદની પથરાય
એટલી જ મારી પ્રાર્થના.

## આજકાલ □ તુરાબ 'હમદમ'

જેટલી આંખો રડી છે આજકાલ
લાગણીઓ તરફડી છે આજકાલ.

દ્વાર પર દસ્તક અમે દીધા અને,
માત્ર બારી ઊઘડી છે આજકાલ.

કોઈ ચ્હેરા સાફ દેખાતા નથી,
આયનામાં તડ પડી છે આજકાલ.

મૂલ્ય માણસનું નથી કોઈ અહીં,
જિંદગી કેબે ચડી છે આજકાલ.

કાલની ચિંતા કોઈ કરતા નહિ,
આ ઘડી પણ બે-ઘડી છે આજકાલ.

**□ જયા મહેતા**

કરકરા અવાજની
ધારથી ચીરીને
અંધકાર
કાગડા કાળા આ
કરે છે
પોતાના
અસ્તિત્વની
જાહેરાત

**□ જયા મહેતા**

કહે છે કે
અધરાતે - મધરાતે કૂતરાં રડે છે
યમદૂતને જોઈને
મધરાતે
અચાનક વાગતી
ટેલિફોનની
ઘંટડી....

**□ ધવલ ત્રિપાઠી**

આ રાતના અંધકારમાં
ઊગે છે પ્રાર્થનાનો સૂર્ય.
હું મૌનથી
જપું છું ગાયત્રીમંત્ર.

## સોગાદ □ સુરેશ દલાલ

ગુજરાતી કવિતા અનેક ગતિએ વહે છે. નગપદ્ય ગીતો, આધુનિક ગઝલો, આધુનિકતાની સંજ્ઞા મળે એવા ઉદ્દેશથી લખાયેલી ધૂંધળી અને દુર્બોધ કવિતાઓ તો સાથેસાથે ભાષા અને અભિવ્યક્તિની સરળતા અને છતાંય કેવળ અભિધાર્થી નહીં, એવી પણ કવિતા લખાય છે. સુરેશ દલાલનો ઝોક, જે એક પછી એક કાવ્યસંગ્રહો આવે છે એમાં પ્રગટતો જાય છે તે સરળતા તરફ છે. આ સરળતા લોકપ્રિયતા માટે નથી પણ એમની પ્રિય માન્યતા છે કે કવિતા કોસવર્ડ પઝલ તો નથી જ નથી.

પચાસેક ગીત-અછાંદસ કાવ્યોના આ સંગ્રહમાં કાવ્યશૈલી અને વિષય દૃષ્ટિએ ઠીકઠીક વૈવિધ્ય છે. શબ્દ અને લય વિશેનાં ગીતો છે,- તેમાં કવિતાકલાનો જ નિર્દેશ હોય એ સહજ છે. આ કવિએ પહેલાં પણ પુરોગામી ને સમકાલીન ભારતીય ને પરદેશી કવિઓને સંબોધીને કાવ્યો લખ્યાં છે, તેમ અહીં એલિયટ, ઑડન અને સિલ્વિયા પ્લાથને સંબોધાઈને લખાયેલાં અછાંદસ કાવ્યો છે તેમ જ મકરંદ દવે અને મનોજ ખંડેરિયાને સંબોધાયેલાં કાવ્યો,ગીત છે. આ બધાં વ્યક્તિવિષયક કાવ્યોમાં તે તે કવિની લાક્ષણિકતા ઝિલાઈ છે. મનુષ્યજીવન, એનો આનંદ, એની વેદના કવિઓના સનાતન વિષય રહ્યા છે. અહીં 'દુઃખ પ્રધાન સુખ અલ્પ થકી ભરેલી' જિંદગીનું આલેખન મનુષ્ય પ્રત્યેના નિરપેક્ષ પ્રેમથી થયું છે, ને તેથી જ જીવનની મર્યાદાઓના આલેખનમાં પણ કટાક્ષ નહીં, વેદના જ વ્યક્ત થઈ છે. ભાષાની સરળતામાંય રમણીય કલ્પનો ને ભાવાભિવ્યક્તિની માર્મિકતા સિદ્ધ થયાં છે.

"સોનામાં શોધવાનો સોનાના ઘાટને/ સૂરજ જેવા સૂરજનો પણ જીવ ઠરે છે ઝાકળમાં/ શબ્દોને સાંભળવા માટે હું ક્યારનો, મનમાં ને મનમાં મુનિવ્રત ધરું./ નદી કોઈને ના કહે નહીં, કોરમને નહીં પાળ/ મેઘધનુષના સેતુ મારે મૃગજળ ઉપર બાંધવા નથી/ દીવાલોનો મને થાક છે./ ઝાકળિયાં લડાવી લઉં લાડ/ આજની સવાર મારી સારી; કે ખૂલી એક બારી..."

મોટા ભાઈ અરવિંદભાઈ દલાલે 'દરબારનો માણસ'માં સુરેશભાઈનો પરિચય આપ્યો છે, અને સુરેશભાઈએ 'નેપથ્યમાં' કેફિયત આપી છે. આ બંને લેખ પણ આ સંગ્રહનું આગવું આકર્ષણ છે.

– અશોક શાહ

(સુરેશ દલાલ, સોગાદ: એસ.એન.ડી.ટી. વિમેન્સ યુનિ. સન ૧૯૯૨, પ્ર. આ. મુંબઈ, પૃ. ૧૨+૫૨, મૂલ્ય રૂ. ૩૦.૦૦.)

□ મૌલિક પહેતા

લોખંડી સ્મૃતિ કટાઈ ગઈ છે
અને તને
ભૂલી જવાનું સુખ મને પ્રાપ્ત થયું છે.

# જૂનું ઘર ખાલી કરતાં

ફંફોસ્યું સૌ ફરીફરી અને હાથ લાગ્યુંય ખાસ્સું :
જૂનું ઝાડુ, ટૂથ બ્રશ, વળી લક્સ સાબુની ગોટી,
ખાલી શીશી, ટિનનું ડબલું, બાલદી ફૂખકાણી,
તૂટ્યાં ચશ્માં, ક્લિપ, બટન ને ટાંકણી સોય-દોરો।
લાધ્યું ક્યારે નિત લટકતું નામનું પાટિયું, જે
મૂકી ઊંધું, ઠુપસલ કરી, બારીકોરે વિદાયે.

ઊભાં છેલ્લી નજર ભરીને જોઈ લેવા જ ભૂમિ,
જ્યાં વિતાવ્યો પ્રહર દસકો મુગ્ધ દામ્પત્યકેરો;
જ્યાં દેવોના પરમ વરશા પુત્ર પામ્યાં પનોતા
ને જ્યાંથી રે કઠણ હૃદયે અગ્નિને એક સોંપ્યો!
ડોલે છે આ નજર સહસા ઊઠતાં બોલી જ્યાં:
'બા-બાપુ! ના કશુંય ભૂલિયાં, એક ભૂલ્યાં મને કે?'

ખૂંચી તાણી સ્વજન દગમાં કાચ કેરી કણિકા!
ઉપાડેલાં ડગ ઉપર શા બોજ કેરા મણિકા!

૧૯-૧૨-૫૪

બાલમુકુન્દ દવે

## સોગાદ □ સુરેશ દલાલ

ગુજરાતી કવિતા અનેક ગતિએ વહે છે. નબળાં ગીતો, આધુનિક ગઝલો, આધુનિકતાની સંજ્ઞા મળે એવા ઉદ્દેશથી લખાયેલી ધૂંધળી અને દુર્બોધ કવિતાઓ તો સાથેસાથે ભાષા અને અભિવ્યક્તિની સરળતા અને છતાંય કેવળ અભિધાર્થી નહીં, એવી પણ કવિતા લખાય છે. સુરેશ દલાલનો ઝોક, જે એક પછી એક કાવ્યસંગ્રહો આવે છે એમાં પ્રગટતો જાય છે તે સરળતા તરફ છે. આ સરળતા લોકપ્રિયતા માટે નથી પણ એમની પ્રિય માન્યતા છે કે કવિતા કોસવર્ડ પઝલ તો નથી જ નથી.

પચાસેક ગીત-અછાંદસ કાવ્યોના આ સંગ્રહમાં કાવ્યશૈલી અને વિષય દૃષ્ટિએ ઠીકઠીક વૈવિધ્ય છે. શબ્દ અને લય વિશેનાં ગીતો છે, તેમાં કવિતાકલાનો જ નિર્દેશ હોય એ સહજ છે. આ કવિએ પહેલાં પણ પુરોગામી ને સમકાલીન ભારતીય ને પરદેશી કવિઓને સંબોધીને કાવ્યો લખ્યાં છે, તેમ અહીં એલિયટ, ઑડન અને સિલ્વિયા પ્લાથને સંબોધાઈને લખાયેલાં અછાંદસ કાવ્યો છે તેમ જ મકરંદ દવે અને મનોજ ખંડેરિયાને સંબોધાયેલાં કાવ્યો,ગીત છે. આ બધાં વ્યક્તિવિષયક કાવ્યોમાં તે તે કવિની લાક્ષણિકતા ઝિલાઈ છે. મનુષ્યજીવન, એનો આનંદ, એની વેદના કવિઓના સનાતન વિષય રહ્યા છે. અહીં 'દુઃખ પ્રધાન સુખ અલ્પ થકી ભરેલી' જિંદગીનું આલેખન મનુષ્ય પ્રત્યેના નિરપેક્ષ પ્રેમથી થયું છે, ને તેથી જ જીવનની મર્યાદાઓના આલેખનમાં પણ કટાક્ષ નહીં, વેદના જ વ્યક્ત થઈ છે. ભાષાની સરળતામાંય રમણીય કલ્પનો ને ભાવાભિવ્યક્તિની માર્મિકતા સિદ્ધ થયાં છે.

"સોનામાં શોધવાનો સોનાના ઘાટને/ સૂરજ જેવા સૂરજનો પણ જીવ ઠરે છે ઝાકળમાં/ શબ્દોને સાંભળવા માટે હું ક્યારનો, મનમાં ને મનમાં મુનિવ્રત ધરું./ નદી કોઈને ના કહે નહીં, ફોરમને નહીં પાળ/ મેઘધનુષના સેતુ મારે મૃગજળ ઉપર બાંધવા નથી/ દીવાલોનો મને થાક છે./ ઝાકળિયાં લડાવી લઉં લાડ/ આજની સવાર મારી સારી; કે ખૂલી એક બારી..."

મોટા ભાઈ અરવિંદભાઈ દલાલે 'દરબારનો માણસ'માં સુરેશભાઈનો પરિચય આપ્યો છે, અને સુરેશભાઈએ 'નેપથ્યમાં' કેફિયત આપી છે. આ બંને લેખ પણ આ સંગ્રહનું આગવું આકર્ષણ છે.

– અશોક શાહ

(સુરેશ દલાલ, સોગાદ; એસ.એન.ડી.ટી. વિમેન્સ યુનિ. સન ૧૯૯૨, પ્ર. આ. મુંબઈ, પૃ. ૧૨+૫૨, મૂલ્ય રૂ. ૩૦.૦૦.)

□ મૌલિક મહેતા

લોખંડી સ્મૃતિ કટાઈ ગઈ છે
અને તને
ભૂલી જવાનું સુવર્ણ મને પ્રાપ્ત થયું છે.

# જૂનું ઘર ખાલી કરતાં

ફંફોસ્યું સૌ ફરીફરી અંતે હાથે લાગ્યુંય ખાસ્સું :
જૂનું ઝાડુ, ટૂથબ્રશ, બટનબક્સ સાબુની ગોટી,
બોખીશીશી, ટિનનું ડબલું, બાલદી કૂખકાણી,
તૂટ્યાં ચશ્માં, ક્લિપ, બટન ને ટાંકણી સોય-દોરો।
લાધું ક્યારે નિત બટુકનું નાનું પારણિયું, જે
મૂકી ઊંધું, ઉપરતળ કરી, ભારેકોઠે વિદાયે.

ઊભાં છેલ્લી નજર ભરીને જોઈ લેવા જ ભૂમિ,
જ્યાં વિતાવ્યો પ્રહર દશકો મુગ્ધ દામ્પત્ય કેરો;
જ્યાં દેવોના પરમ વરશા પુત્ર પામ્યાં પુનીતા
ને જ્યાંથી રે કઠણ હૃદયે સ્વજનને કંઈ સોંપ્યાં!
ડોલે ડાળે નાજુક લતાના ઊઠતા બોલ જાણે:
'બા-બાપુ! ના કશુંય ભૂલિયાં, કંઈ ભૂલ્યાં મને કે?'

ખૂંચે ત્યારે સજલ દૃગમાં કાચ કેરી કણિકા!
ઊંચકેલાં ડગ ઉપર શા બોજ કેરા મણિકા!

૧૯-૧૨-૫૪

બાલમુકુન્દ દવે

ગયો છે. એ પોતાનું અંદરનું ઘર સંવારી શકતો નથી. જિગરસાહેબે શેર કહ્યો છે કે:

ઐ શમ્મા તુઝ પે રાત યે ભારી હૈ જિસ તરહ
મૈંને તમામ ઉમ્ર ગુજારી હૈ ઇસ તરહ.

આજની વિષમતા અને વિટંબણાઓમાં Spiritual Stimulation માટે ગુંજાઇશ રહી નથી. આ મળી જાય તો સાચે જ એવો એહસાસ થાય છે કે જાણે કે જિંદગી મળી ગઈ. શેર-ઓ- સુખનમાંથી પ્રાપ્ત થતો આનંદ અને એની કૈફિયત પછી લાગે કે મોત આવે તોપણ વાંધો નથી. મીરતકીમીરનો શેર છે કે જેમાં ગઝલનું ઊંડાણ મળે છે.

કહા મૈંને, કિતના હૈ ગુલ કા સબાત
કલી ને યહ સુનકર, તબસ્સુમ કિયા

ફૂલની જિન્દગી કેટલી ? ફૂલ કેટલું શાશ્વત ? એવો પ્રશ્ન મેં પૂછયો અને કળીએ સાંભળીને તબસ્સુમ કર્યું. ફક્ત સ્મિત કર્યું. આમ જોવા જઇએ તો ફૂલની સ્થિરતા કેટલી ? એકાદ દિવસની - એકાદ દિવસની જિંદગી પણ કળી સ્મિત કરીને ચૂપ રહે છે. ઉપરથી કૈફિયત લાગે પણ એનો અર્થ એ છે કે તબસ્સુમ કરવાથી કળી ફૂલ બની જાય છે અને પોતાનું વજૂદ મટી ગયાનો એહસાસ કરાવે છે. આ તો કૈફિયત નહીં પણ ફિલસૂફી બને છે એટલે નિવેદન નહીં રહેતાં અર્થગંભીર બની જાય છે.

શાયરી કરવા માટે હુન્નર, જજબાત, અલ્ફાજ અને તગજજૂલ જરૂરી છે. કવિ એ તો જબાનનો ખુદા હોવો જોઇએ. એમની નજર એક પોઇન્ટ - મુદ્દો પકડનારી હોવી જોઇએ. નજર હોવી જોઇએ પણ દેખને કા દાવા કરતે હૈં ઉસ કે પાસ નજર કહાં હૈ. કાવ્યસાધનાના માર્ગમાં અનેક અવરોધો આવે છે. જીવનનો અશ્વ અવિરત દોડયા કરે છે અને ઘણાં વિઘ્નો પણ છે.

વો હી રાહ રૈ વો હી રાસ્તે વો હી મરહલે વો હી મંઝિલેં.
મગર અપને અપને મકામ પર કભી તુમ નહીં કભી હમ નહીં

ગઝલ એટલે વસંતનો નિખાર. દરેક ચીજ સુંદર અને સજાવટવાળી હોય છે. શેર-ઓ- શાયરી એક દૂરની, એક નૂરની એક હૂરની અવાજ છે. આ પરીંન્દોની ઉડાન છે, હવાનું ઝોકું છે અને એમાં એક વજન છે, એક લય છે, એક છંદ છે. ગઝલ એટલે

ગઝલ કયા હૈ ? નદી કા મોડ
ચશ્મે શીરીં કા જેરો- બમ
ચાદર સબે તજમ કી
શબનમકા રમ્ને નમ
મોતી કી આબ ગુલ કી મહક
માહ-એ- નૌ કા ખમ, તિતલિકા રકસે નાજ
ગઝલ કા હુશ્ને રમ
ઇન સબ કે ઇમ્તિજાજ સે પૈદા હુઈ હૈ તૂ
કિતને હસીન ઉફકસ હવેદા હુઈ હૈ તુમ
લહેજા મલી હૈ કિ નમક- પ્યાર હૂં તેરા
શેહત જબાન મેં હૈ કિ બિમાર હૂં તેરા

તેરે કરમસે શેર- ઓ- સુખન કા ઇમામ હૂં
શાહો પે ખનગદન હૂં તેરા ગુલામ હૂં.

તમે આ સંગ્રહ તૈયાર કર્યો છે એને માટે હું સંપાદક રમેશ પુરોહિતને મુબારકબાદી આપું છું. ગુજરાતી ગઝલ કો પરવાન ચઢ રહા હૈ યે બડી દિલકશી કી- સુકુન કી ઔર રાહત કી બાત હૈ – રૂહ- અબ્જા કી બાત હૈ. ગઝલ ઉર્દૂમાંથી ગુજરાતીમાં આવી છે. સો વર્ષ થયાનો એહસાસ ન હતો પણ આજે આ સમારોહમાં શરીક થવાનો મોકો મળ્યો એ માટે હું ધન્યતા અનુભવું છું.

ઉર્દૂનો જન્મ અને પરવરીશ હિન્દુસ્તાનમાં થયો છે. હમણાં દિલ્હીના એક મુશાયરામાં સામેલ થવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. શાયર જે કલામ પઢતા હતા, પરંતુ સાંભળનારા બેઅસર લાગતા હતા. ઉર્દૂ આજે ગલીગલીમાં રમતી રહી છે, ઉર્દૂ સે બેરુખી બઢી જાતી હૈ. ઉર્દૂ કો આ જ આસરા નહીં હૈ. તાજેતરમાં હું પાકિસ્તાન ગયો હતો ત્યાં પણ આવી જ લાગણી વ્યક્ત થઈ કે હિન્દુસ્તાનમાં ઉર્દૂ મહત્તા ગુમાવી રહી છે. પાકિસ્તાનના મિત્રોએ કહ્યું કે પાકિસ્તાનમાં ઉર્દૂ જીવશે કારણકે એ વહીવટી તંત્રની ભાષા છે પરંતુ એના જવાબમાં મેં કહ્યું હતું કે આપ કી સરકારી જબાન હોગી, હમારી તો માદરી જબાન હૈ.

આ ગઝલસંગ્રહ ગઝલ-૧૦૧ છપાયો એ ખુશીનો પ્રસંગ છે. આપ આ દીવાનને કોઈ સાહિબે- નજર, સાહિબે- દિલ શાયર પાસે ઉર્દૂમાં અનુવાદ કરાવો તો હું ખૂબ ખુશ થઈશ.

જે વ્યકિત શેર- ઓ- શાયરી સાથે તાલ્લુક રાખે છે એ ઇન્સાનિયત માટે ફિલહાલ પાણીદાર અમૂલ્ય મોતી છે- ગોહરે નાયાબ છે. એમનું વુજૂદ- હસ્તી એ મુલ્ક પર એહસાન છે. હું આપ સૌનો શુક્રગુજાર છું. એક શાયરે સુંદર પ્રિયતમાને પૂછેલા પ્રશ્નથી સમાપ્ત કરું છું :

ચશ્મ નરગીસ કી દહન ગૂંચે કા હૈરત મેરી
ઉનસે પૂછિયે તસવીર મેં ઉનકા ક્યા હૈ ?

## રીટાને □ કૅથલિન રેઇન □ જયા મહેતા

મારી અલ્પજીવી જાતને હું કહું છું
'તેં લખી નથી ને ક્યારેય લખીશ નહીં
અકથ વાતો અતીતની ને ભવિષ્યની
બધી જ સ્ત્રીઓની
જેમની દ્વારા થોડીક ક્ષણો માટે પણ મારામાં
જિંદગીએ મેળવ્યું છે અને આપ્યું છે
પ્રેમનું રહસ્ય'

## કુન્તલ □ બાલમુકુન્દ દવે

"અલ્પ લખીને પણ અલ્પ સુધી જીવવાની કળા" દવેના 'પરિક્રમા' પછી સાડત્રીસ વર્ષે મળેલા આ સંગ્રહમાં મુખ્યત્વે ગીત છે ને થોડાંક છાંદસ ને અછાંદસ કાવ્યો છે. બાલમુકુન્દનો 'કવિતા' વિશેનો ખ્યાલ આ સંગ્રહના એમના સંક્ષિપ્ત નિવેદનમાં પ્રગટ થાય છે :

"કવિતા ભારે મનસ્વિની છે. એ પોતાની રીતે જ આવે છે. આપણે તો એનું અવતરણ થાય ત્યારે એને ઝીલવા સતત સજ્જ રહેવાનું. કવિ એ સિવાય બીજું કરી પણ શું શકે?" આમ સહજ ઝિલાયેલાં એમનાં ગીતો એટલાં જ સહજ - સુંદર છે :

"નમણી કપૂરની ગોટી જલે છે એક; હેલવું ત્યાં બીજી ફૂટે!! છૂપા રે વડવાનલ ભીતર ભડભડે, ભડકા બાયર ના વરતાય/ એક રે ક્યારામાં જેવા ઝૂક્યા ચંપો - કેળ; હો રુદિયાના રાજા! એવા રે મળેલા મનના મેળ/ અત્તરિયા! અત્તરના સોદા ન કીજીએ/ આપણાં બેનાં ખેતર વચ્ચે, એક કાંટાળી વાડ!/ નીચો રે ફાલ્યો, વડલો ઊંચો રે ફાલ્યો, એની ટોચે રે તોળાયા સારા વ્યોમ!/ હજી છે આદ્ય સૃષ્ટિની જ્યાં લગી ખીલતાં ફૂલો/ તમે રે સુંદર વનના સૂડલા, અમે તો તમ કંઠનો કિલકાર/ મેં તો મૂંગા બનીને મત્ત ગાયો, કે તોરીલો વનરાજને વાયરે વાયો...."

કોઈ પણ કાવ્યરસિકને મત્ત થઈને ગાવા પ્રેરે એવા આ સંગ્રહનાં ગીતોના લય ને પદાવલિ છે.

પુત્રમૃત્યુશોકની અભિવ્યક્તિનું 'જૂનું ઘર ખાલી કરતાં' આ કવિનું એક ઉત્તમ સૉનેટ. આ જ ભાવને એમણે 'સોનચંપો' ગીતમાં ઢાળ્યો છે :

"રંકની વાડીએ મોર્યો સોન રે ચંપાનો છોડ:
અમને ના આવડ્યાં જતન જી!"

તેમ જ કન્યાવિદાયનું એમનું ગીત : "પીઠી ચોળી લાડકડી" આ સંગ્રહમાં ગ્રંથસ્થ થયાં છે. ભાવ ને ભાષાનું માધુર્ય ને રમણીયતા એટલે બાલમુકુન્દનાં ગીતો, એમ સમીકરણ કરવાનું મન થાય, એટલી સરસ આ કાવ્યકૃતિઓ છે.

અશોક શાહ

(બાલમુકુન્દ દવે, કુંતલ, એસ.એન.ડી.ટી. વિમેન્સ યુનિ. પ્ર. આ. સન. ૧૯૯૨. મુંબઈ. પૃ. ૬૪, મૂલ્ય રૂ. ૩૦-૦૦.)

□ ધવલ ત્રિપાઠી

અંધારું કે અજવાળું
સૂર્ય કે ચંદ્રના ભેદ પણ મને ન ખપે.
મને ખપે માત્ર તું.
તારું સાન્નિધ્ય.

# On the Pulse of Morning

□ by MAYA ANGELOU

**Maya Angelou composed this poem at the request of President Bill Clinton and read it at his inauguration.**

A Rock, A River, A Tree,
Hosts to species long since departed,
Marked the mastodon.
The dinosaur, who left dry tokens
Of their sojourn here
On our planet floor,
Any broad alarm of their hastening doom
Is lost in the gloom of dust and ages.

But today, the Rock cries out to us, clearly, forcefully,
Come, you may stand upon my
Back and face your distant destiny.
But seek on haven in my shadow.
I will give you no hiding place down here.

You, created only a little lower than
The angels, have crouched too long in
The bruising darkness,
Have lain too long
Face down in ignorance.
Your mouths spilling words
Armed for slaughter.
The Rock cries out to us today, you may stand upon me,
But do not hide your face.

Across the wall of the world,
A River sings a beautiful song.
It says, come, rest here by my side,

Each of you, a bordered country,
Delicate and strangely made, proud,
Yet thrusting perpetually under siege.
Your armed struggles for profit
Have left collars of waste upon
My shore, currants of debris upon my breast.
Yet, today I call you to my riverside,
If you will study war no more. Come,
Clad in peace and I will sing the songs
The Creator gave to me when I and the
Tree and the rock were one.

Before cynicism was a bloody sear across your
Brow and when you yet knew you still
Knew nothing.
The river sang and sings on.

There is a true yearning to respond to
The singing River and the wise Rock.
So say the Asian, the Hispanic, the Jew.
The African, the Native American, the Sioux,
The Catholic, the Muslim, the French, the Greek,
The Irish, the Rabbi, the Priest, the Sheikh,
The Gay, the Straight, the Preacher,
The privileged. the homeless, the Teacher.
They all hear
The speaking of the Tree.

They hear the first and last of every Tree
Speaks to humankind today. Come to me, here beside the River.
Plant yourself beside the River.

Each of you, descendant of some passed
On traveler, has been paid for.
You, who gave me my first name, you
Pawnee, Apache, Seneca, you
Cherokee Nation, who rested with me, then
Forced on bloody feet, left me to the employment of
Other seekers – desperate for gain,
Starving for gold.
You, the Turk, the Arab, the Swede, the German, the Eskimo, the Scot.
You, the Ashanti, the Yoruba, the Kru, bought,
Sold, stolen, arriving on a nightmare
Praying for a dream.
Here, root yourselves beside me.
I am that Tree planted by the River,
Which will not be moved.
I, the Rock, I the River, I the Tree,
I am yours – your passages have been paid.
Lift up your faces, you have a piercing need
For this bright morning dawning for you.
History, despite its wrenching pain,
[illegible] ot be unlived, and if faced
With courage, need not be lived again.
Lift up your eyes upon
This day breaking for you.
Give birth again
To the dream.

Women, children, men,
Take it into the palms of your hands.
Mold it into the shape of your most
Private need. Sculpt it into
The image of your most public self.
Lift up your hearts.
Each new hour holds new chances
For a new beginnings.
Do not be wedded forever
To fear, yoked eternally
To brutishness.

The horizon leans forward,
Offering you space to place new steps of change.
Here, on the pulse of this fine day,
You may have the courage
To look up and out and upon me, the
Rock, the River, the Tree, your country.
No less to Midas than the mendicant.
No less to you now than the mastodon then.

Here, on the pulse of this new day
You may have the grace to look up and out
And into your sister's eyes and into
Your brother's face, your country,
And say simply
Very simply
With hope
Good morning.

**□ જયા મહેતા**

પર્ણહીન વૃક્ષની ડાળ પર
લટકતું છેલ્લું એક
પાંદડું
પડું પડું

પછી હશે
વૃક્ષ
કે...

**□ મૌલિક મહેતા**

વૃક્ષના માળામાં
હવે પંખીઓ ટુહકતાં નથી
સામસામી દલીલો કરતાં હોય
એવું લાગે છે.
કોણ જાણે
કોના શયનખંડમાંથી
એમણે પ્રેરણા લીધી હશે ?

## ભગિની નિવેદિતા □ અમિય ચક્રવર્તી □ નલિની માડગાંવકર
(બંગાળી)

જે ઊંચાઈએ તમારું દીપ્તિમાન, પ્રાણવાન ચૈતન્ય
ઝળહળતું હતું પશ્ચિમ સંસારમાં
એ શિખા લઈ આવ્યાં ભગિની નિવેદિતા,
આર્યાવર્તમાં; નીલવર્ણા સૂર્યની યજ્ઞવેદી પાસે
દિવ્ય પુરુષને કંઠે મંત્ર સાંભળી પવિત્ર વાણીનો
સમગ્ર જીવનનો અર્ઘ્ય અહીં રાખી ગયાં
ધ્યાનમાં-કર્મમાં મુક્તયોગ. ઘેરઘેર
બાંગ્લાદેશે તમને મેળવ્યા.
વિશ્વસાગરને કિનારે કિનારે
ભાષાના ઐક્ય નીચે જાગી ઊઠતી માનવજાતિની શ્રુતિ
એ જ આદિ-ભવિષ્યની ભાષા સાંભળીને તમે ગંગાતીરે
સુવર્ણ અક્ષરે લખી ગયાં છો, કથા-સંસ્કૃતિ-ઇતિહાસ
ગૂંથી છે નવી મૂર્તિ, ચિંતિત વાણીના સાધન વડે
                    તમારા તીર્થને વિસામે વિસામે.
                    કૈલાસ પર્વતના
શ્વેતશ્યામ મસ્તકથી દૂર કન્યાકુમારીના
સાગર સુધી પહોંચતા, મહાન ઐશ્વર્યવાન વલય સમાન
એક આશ્રમનો તમે સ્વીકાર કર્યો છે.
તપસ્વિની, તમારા માનસને
દ્વાદશ દેવળ અને નવું મંદિર સમર્પિત.
યુગે યુગે અમારા સમયમાં
નિત્ય સાંપ્રતિક; એક જ ધર્મ તે જ
વૈવિધ્યપૂર્ણ સુંદર માનવધર્મ રૂપે જાગ્યો છે એકમાત્ર પ્રકાશપૂર્ણ.
કલકત્તાની દીન-ગંદી ગલીના વાતાવરણનું એ દૃશ્ય ખડું થાય છે.

    કરા અંતિમ જીવનનું.
પવિત્ર હાથે તમે હળવે હળવા મલિનતા
રોજ દૂર કરી, કારુણ્યસભર

જીપસટોસટ સંગ્રામમાં ઊતરીને લોકોના સંસારમાં
જે વેદનાને વહેતું
તેને તમે ગૌરવપૂર્ણ બનાવ્યું. ભારતીય બંગાળી
બધાં મળીને ક્યારેક પ્રાસાદ બનાવશે
નવા સ્વાધીન રાષ્ટ્રમાં, એ ભરોસો તમે
ક્યારેય મનમાંથી ગુમાવ્યો નહોતો.–
વિદાય લીધી તમે આ પીડાતા દૂરના સ્વદેશમાં.

## હરિ માગું

□ ભગવતીકુમાર શર્મા

હરિ માગું, હરિ માગું,
બીજું કાંઈ ન માગું.
જરી જાચું, જરી જાચું,
ઝાઝું કાંઈ ન જાચું...
કીડીને તો ભલો કોળિયો કણનો,
કચડી નાખે લોભ નકી સો મણનો.
સાત જનમની હૈયાધારણ દઈ દે
પ્રેમીઓને પલકારો પાંપણનો.
જીવતરની ધરી માગું,
બીજું કાંઈ ન માગું... હરિ માગું...
ટચલી આંગળીનો સધ્ધર આધાર,
પડે પાયમાં મેઘો મૂશળધાર.
જીભલડી પર કોટિ શબ્દ છો રમતા,
નોખો સૌમાં રામનામ-ઉદ્ગાર.
ફરી માગું, ફરી માગું,
બીજું કાંઈ ન માગું... હરિ માગું..

□ કિશોર શાહ

મારી કવિતાના બે શબ્દો વચ્ચે
ખાલી જગ્યા હોય છે
અને
હું વર્ષોથી મથી રહ્યો છું
મૌનનું સ્વરૂપ પામવા.

## નહીંતર ? □ ભાનુપ્રસાદ પંડયા

આ પવન દરિદ્ર ગ્રીષ્મરાત્રિઓ
અસ્થમાના દરદીની જેમ તરફડે...
અહીં મારે ઓરડે
દીવાલો બારીના મોં ફાડીને
તલપે બેચાર લહરના કવલ !
અને ધરાતલ... કોઈએ
ફરકતા સમીરને જ
શું કરી દીધો ગ્રહનિકાલ ?
ધાબાં પર સૂતેલી પેલી
કાયાઓના જોયા હાલ ?
એ હવે અનુસરે
પેલા જલઅહાર મીનનો તાલ !
સૂર્યનું અહીં એકચક્રી શાસન,
બાંધી દીધું હવાનું
આછુંપાતળું રાશન !
સારું છે કે..
સાગર મહારાજ ભરે
નિયમિત કર...
નહીંતર...?....

## તમસ નીકળે

□ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

નિશાની વિનાથી દિવસ નીકળે,
કરી વેશપલટો તમસ નીકળે.
કૂવો ખોદીએ ને તરસ નીકળે,
કે ખણીએ ચૂંટી ને કણસ નીકળે !
બજારોમાં એની બહસ નીકળે :
હું માણસને શોધું; શખસ નીકળે !
ન તોડે કોઈ લીલુંછમ પાંદડું,
છે સંભવ કે એ ધોરી નસ નીકળે.
નિભાવી રહો જિંદગીને હવે;
નથી શક્યતા કે સરસ નીકળે.
નિકંદન નથી શક્ય કંટક તણું,
તમે એક વાઢો ને દસ નીકળે !

પ્રિય સુરેશભાઈ,

મજામાં હશો.

'કવિતા' એ તમારા સંપાદનપદે ૨૫ વર્ષ પૂરાં કર્યાં એ સાહિત્યજગતની એક સુખદ ઘટના કહી શકાય. કવિતાનુ સામયિક આટલાં વર્ષો સુધી ચલાવવું એ મુશ્કેલ કાર્ય તમે સારી પેઠે પાર પાડયું છે એ વાતનો આનંદ છે. અમારા પછી -

એક નવી કવિ - પેઢી આવી રહી છે તેને પણ તમે 'કવિતામાં સમાવી રહ્યા છો. એ ક'કવિતા' વિના શક્ય ન બન્યું હોત. માટે 'કવિતા' ચાલુ જ રહેવું જોઇએ. 'કવિતા'ના બીજા જ અંકથી હું તેમાં પ્રગટ થતો રહ્યો છું કવિતારૂપે - એ હકીકતને યાદ કરું છું ત્યારે તમારો ઋણસ્વીકાર કર્યા વગર રહી શકતો નથી. એ બદલ હૃદયપૂર્વક આભારી છું.

મંગળભાઈ રાઠોડના સ્નેહવંદન

## પરબાર્યો નેહ

□ ભગવતીકુમાર શર્મા

હરિ હાર્યે પરબાર્યો છે નેહ...
આડ કે ટેકા વિણ પ્રથમીને ભીંજવે બારે મેહ
નહિં કૉલ - કાગળિયાં આડાં
કાયમનાં કાપી દીધાં કાંડાં.
અધર ન ફરકે, નેણ મળે નહિ,
તો ય સકલને પ્રીછે રૂંવાડાં.
મળવું આ એવું સોંસરવું, કે નહિ પળભરનો વ્રેહ
હરિ હાર્યે પરબાર્યો છે નેહ...
ભૂલભુલામણી ગલીઓ છોડી
પકડયો પરગટ રસ્તો ધોરી.
ત્યજી પોથીનાં પીળચટ પાનાં
મોરપિચ્છ લીધું ગુલમોરી.
નહીં ટેરો, નહીં વેરો-વંચો,
સીધો હરિ શું સનેહ...
હરિ હાર્યે પરબાર્યો છે નેહ...

□ નરેશ મહેતા □ નિરંજના સટ્ટાવાલા

દ્રૌપદી : હિમંશીઓની વચ્ચે
ઊડતા વસ્રની જેમ આવતી
તમારી વાણી હું સાંભળી રહી છું.
ધર્મરાજ !
હું જાણું છું કે
તર્ક અને મોહ
બધું નકામું થઈ ગયું છે.
હું તમારા સુધી પહોંચવા ઇચ્છું છું
પણ મહારાજ!!
હિમનો આ ઠંડો પાશ
પ્રતિક્ષણ
પોતાની જેમ જ મને પાષાણ કરી દેવા માટે
કૃતસંકલ્પ છે
વ્યક્તિ, વૃક્ષ આ રીતે જ બનતી હશે મહારાજ!

પ્રાણોને હિમ કાપતો જાય છે
આ કેવી
તેજ, ધારદાર
હિમાળી શીતલતા
દેહને જાણે ચીરી રહી છે.
લ્યો
હું મારી અંદરની
આ ધબકની ગુફાને
સદાને માટે બંધ કરીને
એની ચાવી અંધકારમાં ફેંકી રહી છું.

[illegible]તો?
તમે એનો અવાજ સાંભળ્યો, મહારાજ!
કદાચ મેં પણ નથી સાંભળ્યો.

□ મૌલિક મહેતા

મધરાતની ગુફામાં
મેં જલાવ્યો છે
તારા નામનો દીવો
હવે
તો
તારા દર્શન થાય તો જ
પ્રભાત ઊઘડે

બીજા સંકલ્પોની જેમ
આ અંતિમ સંકલ્પ પણ
નકામો ગયો
કારણ પોતાના અંતર વ્યક્તિત્વને
પોતાનામાંથી કાઢીને ફેંકવાનું
કેટલું મુશ્કેલ છે
વ્યક્તિત્વનાં આ કવચ - કુંડલ ઉતારી
સમયને આપી દેવાનું.
બધા જ કર્ણ નથી થઈ શકતા મહારાજ?
નથી થઈ શકતા.

મને આ પ્રતિક્ષણ સંકોચના
કવચ જેવા
નિર્મમ કઠોર
હિમના સકંજામાંથી
મુક્ત કરાવો, પાર્થ.
એક દિવસ મત્સ્યભેદન કરી
શું તમે
આ દિવસ માટે મને લાવ્યા હતા
કે પ્રત્યેક ક્ષણે
કણકણ થઈ ગળતા પીગળતા
આ હિમમાં સમાતી જાઉં?
મારી આ હિમ-પરીક્ષા
શા માટે લેવા માગો છો?
સીતાની અગ્નિ-પરીક્ષાથી
રામને શું મળ્યું હતું
કે તમે
તમારી કૃષ્ણાની હિમ-પરીક્ષા લઈ રહ્યા છો?
પાર્થ!
પ્રત્યેક આવી પરીક્ષાઓ
પત્ની પ્રત્યે અવિશ્વાસ જ છે.

□ કિશોર શાહ

એક ચકલી
રોજ સવારે
એક તાંતણો ખેંચે છે
એના ખોબા જેવડા માળાને
હર્યોભર્યો બનાવવા
હું
જોતો રહું છું
એ દિવસે દિવસે સમૃદ્ધ થાય છે
અને
હું કશુંક ગુમાવું છું
રોજ-દરરોજ.

અને આવી પરીક્ષા પછી
સ્ત્રી
પુરુષને માટે અપ્રાપ્ય થઈ જાય છે.

તમે ભીષ્મને માટે
પાતાળ ફોડી શકતા હતા
પણ પ્રિયાનો આ હિમપાશ
નથી વેધી શકતા?
યજ્ઞાશ્વની રક્ષા માટે
સમસ્ત સંસારને તમે
તમારા ગાંડીવથી પડકારી શકતા હતા
પણ પોતાની આ આર્તપ્રિયાનો
આ હિમપાશ નથી વીંધી શકતા પાર્થ?
મારું નારીત્વ
મારું માતૃત્વ
બધું નકામું ગયું, યુધિષ્ઠિર?

ભીમ! અર્જુન!
માદ્રીપુત્ર, બધું વ્યર્થ ગયું.
હવે મારી અને તમારી વચ્ચે
હિમની આ અભેદ્ય
ધારદાર શીતળતા
સહયાત્રાનું સૂત્ર કાપી રહી છે.
આજ પહેલાં
નહોતી જાણતી કે
અંધારું પણ
પ્રપાત- જલ જેમ
. ઉપરથી સરકતું હશે
: અવાજ પણ કરતું હશે
યુધિષ્ઠિર! તમારો ને આદેશ
સંબોધન



## રાત, હિમપાત

□ બાઈ જૂઈ
□ નિહારિકા મહેતા

(ચીની)
ઊંઘમાંથી જાગીને ચકિત છું
કે મારો તકિયો
અને મારી રજાઈ
આટલાં ઠંડાં કેમ છે!

બારીની બહાર
ખૂબ ઉજાસ છે.
રાતે રહીરહીને
ઢગલેઢગલા બરફ પડયો હશે,
સંભળાતા રહ્યા અવાજો
વાંસની ડાળીઓ
તૂટવાના.

ઊડતાં વસ્ત્રોની જેમ ઊડતો
ન જાણે કયા ભોજપત્ર અથવા દેવદારુમાં
અટકીને ઊડી રહ્યો હશે.
હું આ કમનસીબીને શું કરું, મહારાજ!
દેહથી હું તમારી સાથે ચાલી આવી હતી
પરંતુ મન
એ જ હત્યાઓ, ચિત્કારો, ષડ્યંત્રો
અને કૂટનીતિઓ વચ્ચે
વૈભવનો એંઠવાડ વીણવામાં રહ્યું.
સ્ત્રી
આ સાંસારિકતાથી
કેમ ઉપર ઊઠી નથી શકતી?, મહારાજ ??!
કેમ નહીં?
આ સાંસારિકતાને માટે
એક દિવસ
સંતાનો, કૂળ- કુટુંબ
બંધુ-બાંધવતા
બધું સ્વાહા થવા દીધું
અને આજે
મહાપ્રસ્થાનના આ પથ ઉપર
પતિઓને ગુમાવી
બધું સહીસહીને એકાકી થઈ ગઈ છું
જેવી રીતે યજ્ઞ પૂરો થઈ ગયા પછી
એકલા યજ્ઞસ્તંભને
ઉપેક્ષિત
રોપેલો છોડી દેવામાં આવે.

('મહાપ્રસ્થાન'માંથી એક અંશ)

□ સુરેશ દલાલ

આંખ ખુલ્લી
ને તોય હું તો અંતરમુખી
વ્હેતી આ દુનિયા મારો સૂરજ છે
હું મારા સૂરજની સૂરજમુખી.
લોકોનાં સુખદુઃખથી
અળગો નહીં ચાતરું
આંખો મીંચીને
હું યાત્રા નહીં આદરું
ચંદનનો લેપ થઈ
પહોંચી હું જાઉં છું
જયાં જયાં
હું જોઉં છું જ્વાળામુખી.
ખાવામાં, પીવામાં,
બોલવામાં રસ છે.
આનંદે ડોલવાની
મબલખ તરસ છે,
રડવું સરસ છે,
હસવું સરસ છે,
દુઃખમાં દુખી
અને સુખમાં સુખી
હું અંતરમુખી,
હું બહિરમુખી.

## કાવ્યનો પથ □ સુરેશ દલાલ

### યુદ્ધગ્રસ્ત દેશવાસી પિતાનો પુત્રને પ્રશ્ન

પ્રશ્ન ખંડેર વિશે પૂછશે તો સમજાવીશ
પણ નવું ઘર ફરી હું કેવી રીતે સરજાવીશ?

વૃક્ષની, ફૂલની, રંગોની કહીશ દંતકથા;
પણ તને સાચી વસંતનો હું કઈ રીતે આપીશ?

ડૂમાની, ડૂસકાંઓની આ સ્તબ્ધ વસ્તીમાં
કયા બહાને તારા હોઠને હું મલકાવીશ?

આખ્ખું આકાશ મરેલું પડ્યું છે પગ પાસે
ને તને ફૂટતી પાંખો હું કેમ અટકાવીશ?

બૉમ્બ વાવ્યા છે એણે તારા કૂણા મસ્તકમાં
હવે ઉજ્જડ છે એ ધરતી, તું એમાં શું વાવીશ?

છે કલમ, હાથ છે, છે કોરા કાગળો કિન્તુ
લખી પ્રશ્નાર્થ વસિયતમાં હું મરી જાઈશ?

તું છે જિદ્દી તો છે મુમકિન કે તું કાલે માગીશ
તો નવી દુનિયા, મારા પુત્ર, હું ક્યાંથી લાવીશ?

(વર્તમાનપત્રોમાં આજની યુદ્ધની વિભીષિકાનાં વર્ણનો વાંચીને)

રમેશ પારેખ

'છ અક્ષરનું નામ'. રમેશ પારેખની સમગ્ર કવિતાનો સંચય છે. આ ગ્રંથ પ્રત્યેક કાવ્યરસિકે વસાવવો જોઈએ. રમેશની સર્જકતા અને વૈવિધ્યનો માં મબલખ - ખૂટ્યો ન ખૂટે એવો ખજાનો છે. રમેશની કલમ અનેક કાવ્યસ્વરૂપમાં આસાનીથી ફરી વળે છે. એક રીતે રમેશ કાવ્યજગતનો ચમત્કાર

છે. કાગળને કલમનો સ્પર્શ થતાવેંત જ એની કવિતા વાસંતી વૃક્ષની જેમ મ્હોરે છે. એક વર્ગ રમેશને કેવળ જાણે કે એ રોમેન્ટિક ગીતો જ લખતો હોય એ રીતે ઓળખે છે. સંગ્રહ જોઈએ ત્યારે ખ્યાલ આવે કે રમેશ કેવળ રોમેન્ટિસિઝમના પિંજરમાં પુરાયેલો કવિ નથી. એનું આકાશ ઘણું વ્યાપક છે - આ નઝમ પરથી પણ એનો ખ્યાલ આવી શકે.

માનવજાતનો ઇતિહાસ જાળવવા જેવો છે ખરો ? યુદ્ધ સિવાય ઇતિહાસમાં લખી પણ શું શકીએ ? માનવજાતનો ઇતિહાસ વાંચીએ તો આપણે જાણે કે માનવજાતનો ઉપહાસ વાંચતાં હોઈએ એવી લાગણી થયા કરે. યુદ્ધ એટલે તારાજી. માણસો મરે, મકાનોનાં મકાનો પડે, સદીઓ જૂની ઇમારતો બળીને ભસ્મીભૂત થઈ જાય. જે કોઈ રડયાખડયા બચ્યા હોય તો તે જાણે કે મરવા વાંકે. કોઈએ હાથ, કોઈકના પગ, કોઈકની આંખ - જાણે કે આખી માનવજાત અપંગ થઈ ગઈ. પ્રત્યેક માબાપને એક ઝંખના હોય છે, પોતાની ભાવી પેઢી માટે જે જગત છે એના કરતાં વધુ સારું જગત મૂકી જવાની. પણ આપણો વર્તમાન ભવિષ્ય માટે આવી કોઈ ઝંખનાને પરિણામ કે પરિમાણ આપી શકશે ખરો ? એક વાર ઘર તૂટે છે, ને તૂટે જ છે. કુટુંબ નિરાધાર થઈ જાય છે. બાળકની આંખમાં જે પ્રશ્નો છે એના ઉત્તરો આપી શકાતા નથી. અહીં યુદ્ધગ્રસ્ત પિતાની વિમાસણ છે. પુત્ર જો ખંડેર વિશે પૂછે તો હું એને સમજાવી શકું, ખંડેરો બતાવી પણ શકું. ખંડેરો કેવળ બહાર નથી હોતા. આવી પરિસ્થિતિમાં મનુષ્યનું અસ્તિત્વ જ ખંડેર જેવું થઈ ગયું હોય છે. બાળકને સમજાવવાની વાત એક હોય છે પણ બાળક જ્યારે નવું ઘર માગે ત્યારે એ ઘરની સ્થાપના કઈ રીતે થઈ શકે ? આમાં નરી વેદના અને કરુણતા છે, જ્યારે બધું જ રાખ થઈ ગયું હોય ત્યારે વૃક્ષ, ફૂલ, ફૂલના રંગો - આ બધું દંતકથા જેવું લાગે છે. સાચી વસંત કોને કહેવાય, એનો અર્થ હવે હોય તો જોડણીકોશમાં હોય, જીવનકોશમાં નહીં.

યુદ્ધ માણસને અવાક્ કરી મૂકે છે, સ્તબ્ધ કરી મૂકે છે. એની બેચેની અને અજંપો વ્યકત કરવા માટે જીભને કાપી નાખીએ તોપણ સમગ્ર વેદના કદીય પૂર્ણપણે પ્રગટ ન થાય. અહીં વસતી છે પણ સ્તબ્ધ વસતી છે. આ વસતી ડુમાની અને ડૂસકાંઓની છે. આવી મરણશીલ વસતીમાં ભાવી પેઢીના હોઠ પર કયા બહાને મલકાટ આપી શકશું ?

ધરતી પર તો મરણનું વર્ચસ્વ છે, પણ પગ પાસે આકાશ પણ મરેલું પડેલું છે. આકાશમાંથી કેવળ વરસાદ નથી પડતો, બૉમ્બ પણ પડતા હોય છે. પુત્રને પાંખ ફૂટની હોય અને પાંખમાં આભને આંબવાનો સળવળાટ હોય ત્યારે એ સળવળાટને પણ થિજાવી દેવો પડે એવી પરિસ્થિતિ છે. નિર્જીવ આકાશ અને ફૂટતી પાંખોનો વિરોધ કવિએ ઉપસાવ્યો છે. બાળકના કૂણા મસ્તકની અંદર ઉદાત્ત ભાવનાઓ અને વિચારો વાવવાને બદલે આપણે બૉમ્બ વાવીએ છીએ એની હરિયાળી શૈશવી સૃષ્ટિને આપણે ઉજ્જડ કરી મૂકીએ છીએ. પાંચસાત વરસના છોકરાઓ રમકડાંની બંદૂકો લઈને રમતા હોય ત્યારે કે ઢિશૂમ્ ઢિશૂમ્

કરતા હોય ત્યારે એ બાળકો હિટલર કે ગુંડા કે રાજકારણીઓ જ થશે. અહિંસા અને સત્યાગ્રહની વાવણી ક્યારેય નહીં થાય.

ભવિષ્યની પેઢીને આપણે વસિયતમાં શું આપી જઈશું ? કેવળ નિરુત્તર પ્રશ્નો. એને જિદ્દી બાળક શક્ય છે કે નવી દુનિયા કાલે ઊઠીને માગે તો આપણી પાસે આપવા માટે આજના ભંગાર અને અંગાર સિવાય છે પણ શું ?

□ પન્ના નાયક

નહેરુ કહેતા
કે
જે ભાષામાં સપનાં આવે
એ
તમારી માતૃભાષા
મને
હજીય ફિલાડેલ્ફીઆમાં
સપનાં
ગુજરાતીમાં આવે છે
પણ
મારી આસપાસના
ગુજરાતીઓ
ઉમાશંકરની છબિ જોઈને
સતત પૂછયા કરે છે
'આ કોની છબિ છે?'

અને
મારું સપનું નંદવાઈ જાય છે
(સપનાંનાં હૈયાંને નંદવામાં વાર શી ?)

□ કિશોર શાહ

જર્જર દીવાલ ફાડીને
ઊગેલો પીપળો
કાળની થપાટો ખાઈખાઈને
કાળાં પડી ગયેલાં બારણાં
હવાની વ્યર્થ અવરજવરથી
સૂસવાતા સોસવાતા નેવા
પગથિયાં વગરની
ક્યાંય ન પહોંચતી સીડી

જો
દીવાલ અરીસો થાય
તો
કદાચ હું ભૂતકાળમાં જાઉં

આકાશમાં કોઈક દ્વાર ખૂલે
તો
કદાચ હું ભવિષ્ય તરફ જાઉં

પણ
હું જઈ નથી શકતો
સીડી છે, પણ
પગથિયાં વગરની.

## મૅરિલિન મનરો માટે પ્રાર્થના □ અર્નેસ્ટો કાર્ડિનલ
□ સુરેશ દલાલ

પ્રભુ
આ છોકરીને સ્વીકારી લે આખી દુનિયામાં એ મૅરિલિન મનરો તરીકે જાણીતી હતી.
જોકે એ એનું સાચું નામ નહોતું
(પણ તું જાણે છે આ અનાથ છોકરીનું સાચું નામ જેના પર
નવમે વર્ષે બળાત્કાર કરવામાં આવ્યો હતો
દુકાનમાં કામ કરતી આ યુવાન કન્યા જેણે સોળમે વર્ષે
આત્મહત્યા કરવાનો પ્રયાસ કર્યો હતો.)
આજે એ તારી સમક્ષ હાજર થાય છે કોઈ પણ પ્રકારના
મેક-અપ વિના અને એના અખબારી આડતિયા વિના
ફોટોગ્રાફર્સ વિના અને અપાતા હસ્તાક્ષર વિના
અવકાશયાત્રીની જેમ એકલી અનંત અવકાશની રાતનો મુકાબલો કરતી.
એ બાળક હતી ('ટાઈમ' મૅગેઝીન લખે છે) ત્યારે એને સપનું
આવ્યું'તું કે એ દેવળમાં નગ્ન છે
અને એક વિરાટ ટોળું એને નમે છે, જમીનને માથું અડાડીને.
અને આ બધાની વચ્ચે એને એમ ને એમ બહાર સરકવું પડયું હતું
જેથી એને કોઈના માથા પર પગ ન મૂકવો પડે.
તું તો અમારાં સપનાંઓને માનસશાસ્ત્રીઓ કરતાં વધારે જાણે છે.
દેવળ, ઘર કે ગુફા એ તો સલામતી માટે માતાના ગર્ભાશયની
ગરજ સારે એવાં છે અને એથી પણ કંઈક વિશેષ....
અલબત્ત માથાંઓ એના આશકો છે.
(માથાંઓનું ટોળું અંધકારમાં સ્પૉટ લાઈટની નીચે)
દેવળ એ કંઈ 'ટ્વેન્ટીએથ સેન્ચરી ફૉક્સનો સ્ટુડિયો નથી,
મંદિર - આરસનું કે સોનાનું - એ તો મંદિર છે શરીરનું,
જ્યાં માનવપુત્ર - આદમ પોતાના હાથમાં ચાબુક લઈને ઊભો છે,
અને બહાર હાંકી કાઢે છે 'ટ્વેન્ટીએથ સેન્ચરી ફૉક્સ'ના
નાણાંબદલુઓને
જેમણે પ્રાર્થનાઘરને ચોરલૂંટારાના અડ્ડામાં ફેરવી નાખ્યું છે.

પ્રભુ,
પાપ અને રેડિયો ઍક્ટિવિટીથી ખરડાયેલી આ દુનિયામાં,
તું કેવળ દુકાન-કન્યા પર દોષનો ટોપલો નહીં ઢોળી દે,
જે, બધી દુકાન-કન્યાઓની જેમ ફિલ્મસ્ટાર બનવાનું સપનું સેવતી હતી
અને એનું સપનું વાસ્તવિક થયું (પણ વાસ્તવિકતા ટૅકનીકલરમાં)
અમે એને જે હસ્તપ્રત આપી એનો એણે કેવળ અભિનય કર્યો
– આ હસ્તપ્રત અમારી જિંદગીઓની – અને એ હતી ઍબ્સર્ડ.
પ્રભુ, એને માફ કર અને માફ કર
અમારી વીસમી સદીને
અને એ ભવ્ય અદ્‌ભુત નિર્માણ જેમાં અમે સહુએ કામ કર્યું.
એ તો હતી પ્રેમની ભૂખી અને અમે એને ટ્રાંક્વિલાઈઝર આપી.
પુરુષો સંતો નહોતા, એટલે એની ઉદાસી માટે અમે એને
મનોવિશ્લેષણ તરફ દોરી.
યાદ રાખ, પ્રભુ, કૅમેરા માટે એનો દિન-પ્રતિદિન વધતો જતો ભય,
મેક-અપ માટેનો એનો ધિક્કાર- એ લોકો હંમેશાં પ્રત્યેક
દૃશ્ય માટે તાજા મેક-અપનો આગ્રહ રાખતા હતા-
અને આમ ને આમ સતત એનો ભય કેવો વધતો જ રહ્યો,
અને એ સ્ટુડિયોમાં વધુ ને વધુ અનિયમિત થતી ગઈ.
બધી દુકાન - કન્યાઓની જેમ એણે પણ સપનું સેવ્યું હતું
ફિલ્મસ્ટાર થવાનું
અને એની જિંદગી સપના જેવી જ અવાસ્તવિક હતી
જેનું અર્થઘટન માનસશાસ્ત્રીઓ કરતા રહ્યા ને ફાઈલમાં મૂકતા રહ્યા
એના રોમાન્સ બંધ આંખનાં ચુંબનો હતાં,
અને જ્યારે એણે આંખો ખોલી ત્યારે એણે પોતાને જોઈ
સ્ટુડિયોના પ્રકાશમાં
પછી સ્ટુડિયોનો પ્રકાશ ઓલવી નાખવામાં આવ્યો !
અને તે લોકો એને બે દીવાલોના ખંડમાં લઈ ગયા.
(એ હતો ફિલ્મ સેટ)
અને દિગ્દર્શક પોતાની હસ્તપ્રત લઈને ચાલ્યો ગયો
કારણ કે દૃશ્ય ઝડપાઈ ચૂક્યું હતું
અથવા એ લોકો નૌકાવિહારી જેવા હતા, સિંગાપુરમાં

ચુંબન, રિઓમાં નૃત્ય,
વિન્ડસોરના ડ્યૂક અને ડચેસના મહાલયમાં સ્વાગતનું દૃશ્ય -
કોઈક ગરીબ એપાર્ટમેન્ટના દીવાનખાનામાં.
ચલચિત્ર પૂરું થયું છેવટના ચુંબન વિના.
એ લોકોને એ પથારીમાં જ મરણ પામેલી મળી આવી.
એનો હાથ હતો ટેલિફોન પર.
ડિટેક્ટિવો જાણી ન શક્યા કે એ કોને ફોન કરવાની હતી.
જેમ કોઈક પોતાના એકમાત્ર મિત્રનો નંબર ફેરવતું હોય.
પણ એના અવાજને બદલે એક ધ્વનિમુદ્રિત અવાજનું
પુનરાવર્તન થયા કરે

રૉંગ નંબર

અથવા કોઈક ગુંડા ટોળકીથી ઘાયલ
જે પહોંચે ફોન તરફ લાઈનો કપાઈ ગયેલા
જેને એ ફોન કરવાની હતી એ કોઈ પણ હોય
એણે ફોન નહોતો કર્યો (અને કદાચ કોઈ પણ નહોતું)
અથવા કોઈક હતું જેનું નામ લૉસ ઍન્જિલિસની
ટેલિફોન ડિરેક્ટરીમાં નહોતું
ભગવાન, મહેરબાની કરી એના ફોનનો જવાબ આપો -

**બ્લોકને માટે □ મારીના ત્સ્વેતાયેવા**
**□ સુશી દલાલ**

(રશિયન)

આ જ છે તે, પારકા દેશથી કંટાળીને આવેલો
નાયક-અનુયાયી વગરનો.

જુઓ, અંજલિ પી રહ્યો છે દિવ્ય જળ તે
સમ્રાટ રાજ્ય વગરનો.

બધું જ છે ત્યાં એને માટે : સામ્રાજ્ય અને સેનાઓ,
રોટલો અને મા.

ભવ્ય છે તારો વૈભવ માલિક બન એનો તું,
હે મિત્ર-મિત્ર વગરનો.

પ્રભુ,
પાપ અને રેડિયો ઍક્ટિવિટીથી ખરડાયેલી આ દુનિયામાં,
તું કેવળ દુકાન-કન્યા પર દોષનો ટોપલો નહીં ઢોળી દે,
જે, બધી દુકાન-કન્યાઓની જેમ ફિલ્મસ્ટાર બનવાનું સપનું સેવતી હતી
અને એનું સપનું વાસ્તવિક થયું (પણ વાસ્તવિકતા ટેકનીકલરમાં)
અમે એને જે હસ્તપ્રત આપી એનો એણે કેવળ અભિનય કર્યો
– આ હસ્તપ્રત અમારી જિંદગીઓની – અને એ હતી ઍબ્સર્ડ.
પ્રભુ, એને માફ કર અને માફ કર
અમારી વીસમી સદીને
અને એ ભવ્ય અદ્‌ભુત નિર્માણ જેમાં અમે સહુએ કામ કર્યું.
એ તો હતી પ્રેમની ભૂખી અને અમે એને ટ્રાંક્વિલાઈઝર આપી.
પુરુષો સંતો નહોતા, એટલે એની ઉદાસી માટે અમે એને
મનોવિશ્લેષણ તરફ દોરી.
યાદ રાખ, પ્રભુ, કૅમેરા માટે એનો દિન-પ્રતિદિન વધતો જતો ભય,
મેક-અપ માટેનો એનો ધિક્કાર- એ લોકો હંમેશાં પ્રત્યેક
દૃશ્ય માટે તાજા મેક-અપનો આગ્રહ રાખતા હતા–
અને આમ ને આમ સતત એનો ભય કેવો વધતો જ રહ્યો.
અને એ સ્ટુડિયોમાં વધુ ને વધુ અનિયમિત થતી ગઈ.
બધી દુકાન - કન્યાઓની જેમ એણે પણ સપનું સેવ્યું હતું
ફિલ્મસ્ટાર થવાનું
અને એની જિંદગી સપના જેવી જ અવાસ્તવિક હતી
જેનું અર્થઘટન માનસશાસ્રીઓ કરતા રહ્યા ને ફાઈલમાં મૂકતા રહ્યા
એના રોમાન્સ બંધ આંખનાં ચુંબનો હતાં,
અને જ્યારે એણે આંખો ખોલી ત્યારે એણે પોતાને જોઈ
સ્ટુડિયોના પ્રકાશમાં
પછી સ્ટુડિયોનો પ્રકાશ ઓલવી નાખવામાં આવ્યો !
અને તે લોકો એને બે દીવાલોના ખંડમાં લઈ ગયા.
(એ હતો ફિલ્મ સેટ)
અને દિગ્દર્શક પોતાની હસ્તપ્રત લઈને ચાલ્યો ગયો
કારણ કે દૃશ્ય ઝડપાઈ ચૂક્યું હતું
અથવા એ લોકો નૌકાવિહારી જેવા હતા, સિંગાપુરમાં

ચુંબન, રિઓમાં નૃત્ય,
વિન્ડસોરના ડયૂક અને ડચેસના મહાલયમાં સ્વાગતનું દૃશ્ય -
કોઈક ગરીબ એપાર્ટમેન્ટના દીવાનખાનામાં.
ચલચિત્ર પૂરું થયું છેવટના ચુંબન વિના.
એ લોકોને એ પથારીમાં જ મરણ પામેલી મળી આવી.
એનો હાથ હતો ટેલિફોન પર.
ડિટેક્ટિવો જાણી ન શક્યા કે એ કોને ફોન કરવાની હતી.
જેમ કોઈક પોતાના એકમાત્ર મિત્રનો નંબર ફેરવતું હોય.
પણ એના અવાજને બદલે એક ધ્વનિમુદ્રિત અવાજનું
પુનરાવર્તન થયા કરે
રૉંગ નંબર
અથવા કોઈક ગુંડા ટોળકીથી ઘાયલ
જે પહોંચે ફોન તરફ લાઈનો કપાઈ ગયેલા
જેને એ ફોન કરવાની હતી એ કોઈ પણ હોય
એણે ફોન નહોતો કર્યો (અને કદાચ કોઈ પણ નહોતું)
અથવા કોઈક હતું જેનું નામ લૉસ ઍન્જિલિસની
ટેલિફોન ડિરેક્ટરીમાં નહોતું
ભગવાન, મહેરબાની કરી એના ફોનનો જવાબ આપો -

## બ્લોકને માટે □ મારીના ત્સ્વેતાયેવા
□ સુશી દલાલ

(રશિયન)

આ જ છે તે, પારકા દેશથી કંટાળીને આવેલો
નાયક-અનુયાયી વગરનો.

જુઓ, અંજલિ પી રહ્યો છે દિવ્ય જળ તે
સમ્રાટ રાજ્ય વગરનો.

બધું જ છે ત્યાં એને માટે : સામ્રાજ્ય અને સેનાઓ,
રોટલો અને મા.

ભવ્ય છે તારો વૈભવ માલિક બન એનો તું,
હે મિત્ર-મિત્ર વગરનો.

1 NOV 1995,



# કવિતા

ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ
૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી
ફોર્મ નં. ૪ (જુઓ રૂલ નં ૮.)

| | | |
|---|---|---|
| ૧. | પ્રકાશનનું સ્થળ | : જન્મભૂમિ મુદ્રણાલય, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ - ૪૦૦ ૦૦૧. |
| ૨. | પ્રકાશનની સામયિકતા | : દ્વૈમાસિક |
| ૩. | મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૪. | પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૫. | તંત્રીનું નામ | : ડૉ. સુરેશ દલાલ |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ૧૩૩, હમા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ - ૪૦૦ ૦૦૫. |
| ૬. | જે વ્યક્તિઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમના નામ તથા સરનામાં | : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બૉમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-'૯૩

ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ
પ્રકાશકની સહી




ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ
૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી
ફોર્મ નં. ૪ (જુઓ રૂલ નં ૮.)

| | | |
|---|---|---|
| ૧. | પ્રકાશનનું સ્થળ | : જન્મભૂમિ મુદ્રણાલય, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ - ૪૦૦ ૦૦૧. |
| ૨. | પ્રકાશનની સામયિકતા | : દ્વૈમાસિક |
| ૩. | મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૪. | પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૫. | તંત્રીનું નામ | : ડૉ. સુરેશ દલાલ |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ - ૪૦૦ ૦૦૫. |
| ૬. | જે વ્યક્તિઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમના નામ તથા સરનામાં | : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બોમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-'૯૩

ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ
પ્રકાશકની સહી





The life
like
an escalator,
suddenly
stopped
between
two floors.




વર્ષ : ૨૬

**From here**

**I send you my words.**

**Envelop my words**

**In your silence.**

**And my words will become**

**Just a prayer.**

તંત્રી સુરેશ દલાલ અંક ૧૫૫ જૂન ૧૯૯૩

પૂછયું : એલા એ પોપટા,
શું પઢે ક્યારનો ? રામનામ જપ રામનામ :
પોપટને ચકલાની આ વણમાગી સલાહ ન ગમી.
જરી તોછડાઈથી કહ્યું :
ચકલા, રામનામને તો રામરામ કર્યા.
જાણ, જ્યારથી આ પિંજરે પુરાયો છું
એક જ હટ લાગી છે.
મારી પોપટી, વનેવન ક્યાંક ભટકતી હશે
એકલી - અટૂલી, હું અહીં પિંજરસ્થ :
પોપટની આંખેથી અશ્રુ ટપકી
તીખા મરચા પર પડ્યું..
છમકારો થયો.

પણ મન વાળી ચકલાને પૂછયું :
એલા ચકલા, કાં તને આ જ
આમ સાવ સૂનમૂન ભાળું ?
ચકલો ડૂમો ગળે ઉતારી બોલ્યો :
શું કહું દોસ્ત પોપટ,
આ ભોંય પર ભરોસો નથી રહ્યો હવે.
ઇશ્ક - પ્રેમ - પદારથ બધું
પીગળી પાંખું થઈ રેલાઈ રોળાઈ ચાલ્યું.
જો ને, આ ચકલીને
ટચલી આંગળીએ રાખતો હતો.
તો યે -
એટલું બોલતાં બોલતાં ચકલો ગળગળો થઈ ગયો.
ચૂપ રહ્યો.

થોડી વારે સળિયે ચાંચ ઘસી ફરી બોલ્યો :
ઇશ્ક લડાના આસાન હૈ
નિભાના મુશ્કિલ, મિત્ર
કોઈ શાયરે કહ્યું છે કે -
વચ્ચે જ પોપટ ટપકી પડ્યો :

□ રવીન્દ્રનાથ ટાગોર
□ નલિની માડગાંવકર

સુંદરી છાયાને
તાકી રહ્યું વૃક્ષ -
એ એની પોતાની, તોય
એને મેળવી ન શકું !

રે'વા દે એ બધું.
અહીં રોજ એ જ સાંભળું છું. મારા મિત્ર.

બંને થોડી વાર ચૂપ રહ્યા.
એકમેકને તાકતા બેસી રહ્યા. ચૂપચૂપ.
છેવટ પોપટે પહેલ કરી :
આ પક્ષી જાત હવે માણસ પ્રતિ
ગતિ કરતી જણાય.
પ્રેમપંથ પાવક જવાળા
સ્નેહ છે શૂરાનો મારગ
નહીં કાયરનું કામ જો ને -
એ બધું વા ભેળું વિસરાતું ચાલ્યું.
હવે તો ઘડીક પ્રેમરંગ થાય
વા ઘડીક પ્રેમ પલટો ખાય :

વળી થોડી વેળ થંભી
ચકલા સામું તાકી કંઇ સૂઝ્યું તે બોલ્યો :
મિત્ર ચકલા, તારો પ્રેમોપચાર કરું.
અહીં બેસી થોડું શીખ્યો છું.
તને ખપ લાગે કદાચ
લાગે તો તીર નહીં તો તરંગ વળી, બીજું શું ?

સાંભળ, પણે દેખાય તે છબી ઝીણી નજરે જો
એને તાજમહેલ કે'વાય. યાદ રાખ બરોબર.
કોઇ પ્રેમઘેલા બાદશાહે
એની વહાલી બેગમની યાદમાં બંધાવેલું, પ્રેમ - પ્રતીક.
હા, તમારા જાતભાઇઓના
ઘણા માળા ત્યાં જોવા મળે હમણે.

જા, ઊડ હવે અહીંથી
ભાળી શોધી કાઢ ક્યાંક ભટકતી ભમતી

□ **રજની મહેતા**
હું એટલી હદે
નગરનો નાગરિક
થઈ ગયો છું
કે
હવે મારા શ્વાસથી
ગામડું પણ
ગુંગળાય છે.

નારી ચરકલડીને
એના પગે ચાંચ ઘસી
આ છબી બતાવી બોલજે
વ્હાલી, જો આ તાજમહેલ.
ગંદો ને ગોબરો.
પેલા બાદશાહે તો એની બેગમના મૂઆ બાદ બંધાવેલ.
પ્રેમ - પ્રતીકરૂપે.
હું તો અત્તર ઘડી
દૂધે ધોયેલા સળી - સાંઠીકડાથી
તારા - પ્રેમ અરથે
આથીયે ઉજળો માળો બાંધી આપું.
બસ, તું હા ભણે એટલી જ વાર :

પોપટ આટલું વદી અટક્યો.
ચકલા સામું તાકી પોતે કથેલ
પ્રેમોપચાર અસર પારખી રહ્યો.
પોપટે પઢાવેલ પ્રેમપદારથપાઠ
ચકલો બરોબર ભણી ચૂક્યો.
માથું પૂંછડી હલાવતો
મરકતો ઊડ્યો એ તો ત્યાંથી
આમ ક્યાંક -

□ તુકારામ □ સુ. દ.

હરિ સખા ને હરિની સહાય । આંગણ-વેલી કલ્પલતા થાય ।।
રસ્તે પથ્થર મળતો સહેજ । તે તો ચિંતામણિ રૂપે જ ।।
આવા હરિભક્તોનું મહિમા જ્ઞાન । અતર્ક દુર્લભ દરશન લ્હાણ ।।
તુકાની તો પણ સહજ વાણી । વેદાંત એને ઘેર ભરતું પાણી ।।
(તુકારામના 'અભંગ'નો અનુવાદ)

❑ પન્ના નાયક

કલપ કરવા છતાંય
હવે ન છુપાવી શકતી
મારા અડધા ધોળા વાળ,
કલાકમાં ચલાતા માઈલોની
હવે
ઘટતી જતી ઝડપ,
પુસ્તક સાથે ચશ્મા માટેય
હવે
લંબાવવો પડતો હાથ -
આવા વિચારો
અને
બીજા કેટલાંય.
નપુંસક સ્મરણોનાં વળગણો
અને
ભાવિ અનિશ્ચિતતાનાં બંધનોમાં
મર્યા વિના
રોજ થોડું થોડું મરી જઈ
મરણની નજીક ધકેલાતા
મારા મનને
આડો હાથ દઈ
લીલું લીલું કરી દે છે
ગઈ કાલ રાતના
મુશળધાર વરસાદની
સતત હેલીમાં નહાયેલાં
વૃક્ષોની
બારીમાંથી પ્રવેશેલી
આજની લીલાશ.....

❑ ધવલ ત્રિપાઠી

એક સ્ત્રી
રોજ ને રોજ
પોતાના નખને
વધારતી જાય છે
અને
ખંજર જેવા
તીક્ષ્ણ બનાવતી જાય છે.
પછી
એ રેશમી મોજાં પહેરે છે
અને
મને
સ્પર્શે છે
હું માત્ર એટલું કહું છું
કે આ રેશમ મને બહુ ગમે છે
અને
મારા ઊંડા જખમ વિશે
હું તદ્દન ચૂપ

## પેસિફિક મહાસાગર, માલિબુ કિનારે □ મકરન્દ દવે

પ્રશાંત જલધિ
સ્વચ્છ સ્વચ્છ નીલમ સમાન
પ્રકાશ તણી આરસી,
છબી માનસી
ગગનને ધરે,
કંઈક અહીંયે વિલોકતું
વિલોકી રહેતું પ્રશાંત
કૈલાસ શિખરેથી જે
માન સરોવરે.

નિહાળું સાગરતટે શમી,
ઉમા - સ્મિત સમી
કુન્દ શુભ્ર મૃદુ, મંદ મંદ લહરી તરે,
પહાડ તણી ગોદમાં તરલ ગુપ્ત ગોષ્ઠિ
પહાડ પર તૃણદલો
જલ સમાન લહરી થવા
પવનને પથે
વહેવા મથે.
લહરી ક્યાંક ક્યાંક સ્થિરતા ચહે,
પરસ્પર ગતિ - સ્થિતિ
પ્રશાંતિ ગ્રહે
પ્રચંડ અતિ રૌદ્ર
અતલાંત ગર્જન પછી
ભદ્ર મુખ આ મહેશ્વર તણું
મંદુસ્મિત ઝરે
પ્રશાંત તટ - સાગરે
સીગલ તણા ગણ
સંકેલી પાંખો, જરા પણ
અવાજ વિણ માત્ર આંખ થકી
મૂક વાતો કરે,
અને તટ પરે
ધમાધમ જતા,
દોડતા
મનુજને શું ઠપકો ધરે!
પ્રશાંત જલધિ!
તવ સંનિધિ
સુખ - સમાધિ સમ આ સવાર તણી
ભળાય ન બહાર ભણી,
પરંતુ હળુ હળુ રહી અવતરી
હવે અંતરે
શાંતિ, શાંતિ, શાંતિ પ્રસરે,
મૌન - સ્વરે.

□ રવીન્દ્રનાથ ટાગોર
□ નલિની માડગાંવકર

પ્રકાશ જ્યારે ચાહી ચાહીને
અંધારાના ગળામાં વરમાળ આરોપે
ત્યારે એને સર્જન કહેવાય.

## પ્રથમ બરફવર્ષા □ મકરન્દ દવે

ક્યાંથી ભૂલી પડી આ ધોળે દિન ભોમમાં
અજવાળી રાત અનિકેત ?
આવી પહોંચ્યું કે અહીં શ્વેત શ્વેત ઊછળતું
હેય ક્ષીર સાગરનું હેત !

કાલે તો રંગ રંગ ઓઢણીઓ ઊડતી ત્યાં
કાળાં મલીર મેં ભાખ્યાં,
ભૂખરી આ ડાળિયુંનાં અડવાં ને અંગ જોઇ
આંખનાં રતન મેં બાળ્યાં

હંસલાની હાર ત્યાં તો ઝૂમી ઝૂમી તે વળી
મોતીના ઝૂમખાં સમેત.

દાદુ દયાલ કોઇ પીંજે છે આભમાં
ને ધરતી પર પોલ અહીં ઝલકે,
મારી ભીતર ક્યાંક બેઠો કબીરો આ
એના વણે છે તાર પલકે.

ઝીણી ચદરિયા આ સોંપલી છે સાફ
મારી સુરતા તું રહેજે સચેત.

## વાત : એકની એક જ □ ધીરુ મોદી

કુતૂહલની ગંગામાં હું ન્હાતો હતો
ત્યારે દરેક વસ્તુ મને સાચી લાગતી હતી.
હવે અનુભવની ભઠ્ઠીમાં
હું જ્યારે પૂરેપૂરો શેકાયો છું ત્યારે
મને કોઇ પણ વસ્તુ ખોટી લાગતી નથી.

કવિતા

## પ્રશ્નોપનિષદ - ઉત્તર સાથે

□ નીકાનોર પારા
□ મેઘનાદ હ. ભટ્ટ

દુનિયાને ધરમૂળથી બદલી નાખવા
ખુદ ઇશ્વરની નિર્મમ હત્યા કરવાથી
કાંઇ દહાડો વળે એમ તમે માનો છો ?
- ચોક્કસ, નિ:શંક છે એ વાત
તદ્દન પાયા વિનાની તમારી કોઇ માન્યતા માટે
પૂરી જિંદગીને હોડમાં મુકાય ?
- ચોક્કસ, નિ:શંક છે એ વાત.
હવે હું તમને પૂછીશ કે
કરચલાંનું માંસ ખાવામાં
કે
મોટા થઇને પોતાના વડીલો સામે વિદ્રોહ કરવાના છે
એવાં બાળકો ઉછેરવામાં
કાંઇ ભલીવારી ખરી ?
- ચોક્કસ, નિ:શંક છે એ વાત
ના, એમ કરવું જ જોઇએ.
હવે હું પૂછીશ કે
રેકોર્ડો વગાડવાનું
યા વૃક્ષોને વાંચવાનું
યા. કોઇ પુસ્તકને વાવવાનું
કોઇ મહત્ત્વ ખરું ?
- જ્યારે બધું જ ગોપનીય હોય
બધું જ નાશવંત હોય
- કદાચ, નિરર્થક
વિલાપ ન કરો
- હું હસું છું
જન્મવાનું માંડી વાળ
- હું મરી રહ્યો છું. .

□ [illegible] ાવાલા

☐ રમણીક સોમેશ્વર

ખૂબ ઊંડા છે હજુ ઘાવ તને શું કહીએ ?
ને છતાં ખૂબ છે લગાવ તને શું કહીએ ?

દૂર રહીને હું તને વાત કેમ સમજાવું ?
આવ કહું છું કે નિકટ આવ, તને શું કહીએ ?

આ રમત છે, એ રમી લઈએ આપણી રીતે
ચાલ, દઈ દઉં હું તને દાવ, તને શું કહીએ ?

હા, કબૂલ્યું કે નથી વાત કોઈ સમજાતી
તું તારી રીતથી સમજાવ, તને શું કહીએ ?

આજ આકાશ ઝળૂંબે છે મારી છાતીમાં
લાવ, કાગળ ને કલમ લાવ, તને શું કહીએ ?

☐ રવીન્દ્રનાથ ટાગોર
☐ નલિની માડગાંવકર

પર્વતમાળા આકાશ
તરફ તાકીને નથી કરતી વાતો
એ તો નિશ્ચલ ધરતીની
બની છે ગતિહીન વ્યાકુળતા.

☐ રવીન્દ્રનાથ ટાગોર
☐ નલિની માડગાંવકર

એને દરવાજે ભિક્ષુરૂપે
'આપો' બોલી દેવતા ઊભા રહ્યા
અને અચાનક માણસને મળ્યા
પોતાના ઐશ્વર્યના સમાચાર

## પ્રશ્નોપનિષદ - ઉત્તર સાથે

□ નીકાનોર પારા

□ મેઘનાદ હ. ભટ્ટ

દુનિયાને ધરમૂળથી બદલી નાખવા
ખુદ ઇશ્વરની નિર્મમ હત્યા કરવાથી
કાંઇ દહાડો વળે એમ તમે માનો છો ?
- ચોક્કસ, નિ:શંક છે એ વાત
તદ્દન પાયા વિનાની તમારી કોઇ માન્યતા માટે
પૂરી જિંદગીને હોડમાં મુકાય ?
- ચોક્કસ, નિ:શંક છે એ વાત.
હવે હું તમને પૂછીશ કે
કરચલાનુ માંસ ખાવામાં
કે
મોટા થઇને પોતાના વડીલો સામે વિદ્રોહ કરવાના છે
એવાં બાળકો ઉછેરવામાં
કાંઇ ભલીવારી ખરી ?
- ચોક્કસ, નિ:શંક છે એ વાત
ના, એમ કરવું જ જોઇએ.
હવે હું પૂછીશ કે
રેકોર્ડો વગાડવાનું
યા વૃક્ષોને વાંચવાનુ
યા, કોઇ પુસ્તકને વાવવાનુ
કોઇ મહત્વ ખરું ?
- જ્યારે બધું જ ગોપનીય હોય
બધું જ નાશવંત હોય ?
- કદાચ, નિરર્થક છે એ બધું
વિલાપ ન કરો
- હું હસું છું
જન્મવાનું માંડી વાળો
- હું મરી રહ્યો છું.

□ કમલેશ સોનાવાલા

ચારે બાજુ છે વિષાદની છાયા
ભયભીત ચહેરા, માંસલ કાયા.
કોઇ આઘા, કોઇ ઓરા
ખભા પર છે નકલી મ્હોરા.

હવે મને સમજાય છે
કે
પ્રત્યેક હાડપિંજર હસે છે કેમ !

☐ રમણીક સોમેશ્વર

ખૂબ ઊંડા છે હજુ ઘાવ તને શું કહીએ ?
ને છતાં ખૂબ છે લગાવ તને શું કહીએ ?

દૂર રહીને હું તને વાત કેમ સમજાવું ?
આવ કહું છું કે નિકટ આવ, તને શું કહીએ ?

આ રમત છે, એ રમી લઈએ આપણી રીતે
ચાલ, દઈ દઉં હું તને દાવ, તને શું કહીએ ?

હા, કબૂલ્યું કે નથી વાત કોઈ સમજાતી
તું તારી રીતથી સમજાવ, તને શું કહીએ ?

આજ આકાશ ઝળૂંબે છે મારી છાતીમાં
લાવ, કાગળ ને કલમ લાવ, તને શું કહીએ ?

☐ રવીન્દ્રનાથ ટાગોર
☐ નલિની માડગાંવકર

પર્વતમાળા આકાશ
તરફ તાકીને નથી કરતી વાતો
એ તો નિશ્ચલ ધરતીની
બની છે ગતિહીન વ્યાકુળતા.

☐ રવીન્દ્રનાથ ટાગોર
☐ નલિની માડગાંવકર

એને દરવાજે ભિક્ષુરૂપે
'આપો' બોલી દેવતા ઊભા રહ્યા
અને અચાનક માણસને મળ્યા
પોતાના ઐશ્વર્યના સમાચાર

# એક આફ્રિકી કરુણપ્રશસ્તિ બૅન ઑકરી □ મહેશ દવે

કાળના કડવા ફળને ચાખવા માટે
ઈશ્વરે સર્જેલા અમે ચમત્કાર છીએ.
અમે મહામૂલા છીએ.
અને એક દિવસ અમારી યાતના
પૃથ્વીની અજાયબીઓમાં રૂપાંતરિત થઈ રહેશે.

અત્યારે કેટકેટલીય વસ્તુથી બળું-ઝળું છું
તે બધી જ થશે સુવર્ણ જ્યારે હું સુખી હોઈશ.
તમને અમારી વેદનાનું રહસ્ય દેખાય છે ખરું ?
અમે રીબાઈ રીબાઈને ગરીબાઈ સહી છે
અને અમે તેને ગાઈ શકીએ છીએ
અને મધુર સ્વપનાં સેવી શકીએ છીએ.

અને અમે કદીયે લૂફાળી હવાને
કે સ્વાદિષ્ટ ફળોને
કે જળ પર નજાકતથી નાચતાં કિરણોને શાપતા નથી શું ?
અમારી વેદનામાં પણ અમે આશિષ આપીએ છીએ
અમારી આશિષ હોય છે મૌનમાં

એથી તો હોય છે અમારું સંગીત મધુર સુમધુર
હવા પણ એને સ્મૃતિમાં જાળવે છે
સર્જનાં છૂપા ચમત્કારોને
કેવળ કાળ જ આગળ ધરશે
મેં પણ સાંભળ્યા છે મૃતાત્માને ગાતા

અને તેઓ મને કહે છે કે
જીવન સુંદર છે
કહે છે મુલાયમતા,
મગરૂ, ઉત્સાહ અને આશા સાથે જીવ.
ચમત્કાર તો અહીં જ છે
અને વિસ્મય પણ ત્યાં જ છે

પ્રત્યેકમાં વહે છે કશુંક અદૃશ્ય
સમુદ્ર ગીતોથી સભર સભર છે.
આકાશ દુશ્મન નથી.
નિયતી આપણી મિત્ર છે.

## તમારા મૌનની ભાષા □ ભરત ભટ્ટ "તરલ"

તમારાં મૌનની ભાષા ઉકેલું છું અભણ માફક;
ને, ગિરધારી તમે આવીને ઊભા વ્યાકરણ માફક.

ગુમાવી છે અમે સાચી દિશાની પારદર્શકતા;
થીજેલું સત્ય લાગે છે બરફના આવરણ માફક.

અહીંથી ઊપડ્યા એમ જ ફરીથી આ સ્થળે આવ્યા,
અમારું આયખું જાણે છે પૃથ્વીના ભ્રમણ માફક.

અને દરરોજ મિત્રો, આયનાને તાકી રહેવાથી;
પહોંચી છે અનાયાસે અવસ્થા આક્રમણ માફક.

અમે, ખુદ જાત સોંસરવા છતાં નીકળી નથી શકતા,
બની ગઈ છે અમારી ઝંખનાઓ સંક્રમણ માફક.



□ સુ. દ.

મુંબઈમાં રડ્યાંખડ્યાં વૃક્ષો પર
હવે પંખીઓ પણ
ઓનરશિપનો ફ્લૅટ બાંધે છે.

□ કિશોર શાહ

મારા મૌનના સત્યને
લોકો સમજી નથી શકતા

મારા શબ્દના સત્યને
તેઓ જીરવી નથી શકતા

શું શબ્દ અને મૌન વચ્ચે
કોઈક પ્રદેશ હશે ખરો ?

□ રવીન્દ્રનાથ ટાગોર
□ નલિની માડગાંવકર

આકાશમાં મેં સાચવ્યો નથી મારા
ઊડવાનો ઈતિહાસ
તોયે ઊડવા દીધો છે મારો ઉલ્લાસ

## થાય તે ખરું □ લાલજી કાનપરિયા

કૉફીની જેમ તને પીધા કરું, બસ! પીધા કરું.
પછી હૂંફાળી ધારણાનું થાય તે ખરું, બસ! થાય તે ખરું.

બરફની જેમ કાંઈ પીગળ્યા દિવસો ને ફાનસ જેમ પેટાવી રાતો
ઝાકળની જેમ કાંઈ ઊડી ગયા અવસર ને અત્તરની જેમ રહી વાતો.

દોમદોમ રેતીના દરિયે તરું, બસ! દરિયે તરું
પછી મૃગજળની હોડીનું થાય તે ખરું, બસ! થાય તે ખરું.

ફૂલોમાં આંગળિયું બોળી તો જધની આંખ્યુંમાં ઊગી તરસ
છાતીને આરપાર વીંધીને લોહીમાં ખૂંચી ગૈ નીલી કરચ.

શ્રદ્ધાની સાહ્યબીમાં લાજી મરું, બસ! લાજી મરું
પછી લાગણીના ફળવાનું થાય તે ખરું, બસ! થાય તે ખરું.

અટકળ અટકળની રમત રમતું મન મખમલિયા ટાણામાં મ્હાલે
અવળી ને સવળી સંભારણાંની શેરીમાં કોઈ તો અચાનક ઝાલે!

અઢળક ઈચ્છાઓના વનમાં ફરું, બસ! વનમાં ફરું
પછી સામટી તરસનું થાય તે ખરું, બસ! થાય તે ખરું.

## સ્ત્રી

(હિન્દી)

□ નરેશ મહેતા

□ રજની મહેતા

સ્ત્રી
તેના એકાંતમાં જ
સ્ત્રી હોય છે
બાકીના સમયમાં
તે કેવળ સંબંધ હોય છે

□ રવીન્દ્રનાથ ટાગોર

□ નલિની માડગાંવકર

માટીના નિદ્રાબંધનમાંથી
આનંદ છૂટકારો મેળવી
ઝલક ઝલકે પાંદડે પાંદડે
દોડી આવી ઝૂલે.

## શ્રી નાથજીનાં લાલનપાલન □ સુરેશ દલાલ

એકાદ-બે મહિના પહેલાં રૂપા 'બાવરી'નો એક સરસ કાર્યક્રમ યોજાઈ ગયો. એ કાર્યક્રમ સાંભળવાનો આનંદ આવ્યો હતો. રૂપાનાં પદોમાં વ્રજ - હિંદીની છાંટ છે. શ્રીનાથજીના મંદિરમાં જુદેજુદે સમયે ઇશ્વરના જે લાલનપાલન થાય છે એ આ પદોનું કેન્દ્ર છે. આ પદો સાંભળ્યા પછી મને એક વિચાર આવ્યો કે હું વીસમી અને એકવીસમી સદીના ક્રૉસ રોડ પર ઊભો છું ત્યારે આ મંગળા, શણગાર, ગ્વાલ, રાજભોગ, ઉથાપન, ભોગ, આરતી, શયનને મારે મારી રીતે બિરદાવવા હોય તો કઈ રીતે લખું ?

### મંગળા

મને જગાડ્યો જેણે એને કેમ કહું કે જાગો,
મારો તારી સાથ પ્રભુ હે ! જનમજનમનો લાગો.
પંખીના ટહુકાથી મારા
જાગી ઊઠ્યા કાન
આંખોમાં તો સૂર્યકિરણનું
રમતું રહે તોફાન
તમે મારા શ્વાસશ્વાસમાં થઈ વાંસળી વાગો
મને જગાડ્યો જેણે એને કેમ કહું કે જાગો.
ગઈ રાત તો વીતી ગઈ
ને સવારની આ સુષમા
વ્હેતી રહે છે હવા ને એમાં
ભળી તમારી ઉષ્મા
મારા પ્રિયતમ પ્રભુ મને નહીં કરશો અળગો, આઘો
મને જગાડ્યો જેણે એને કેમ કહું કે જાગો.

### શણગાર

તારો રે શણગાર કરતાં,
રૂપ અમારું નિખરે જી,
સૂર્ય ઊગે ને એક પલકમાં,
ગાઢું ધુમ્મસ વિખરેજી.
કુંડળીનાં કુંડળ પહેરાવું

આંસુની મોતનમાળા રે,
શ્યામ ભલે હોય કાળા,
તોયે સુંવાળા - રૂપાળા રે,
શ્વાસની મુરલી સાંવરિયાને,
સૂર પછીથી નીસરે રે,
તારો રે શણગાર કરેતાં,
રૂપ અમારું નિખરે જી.

મનનો મુગટ દીધો ઉતારી,
શ્યામ ચરણમાં મૂક્યો રે,
વ્હાલો મારો મોરપિચ્છ થઈને,
હળવે હળવે ઝૂક્યો રે,
બહાર હવે, હું શાને શોધું ?
ભીતરમાં એ નીતરે જી.

## ગ્વાલ

તમે ચરાવવા જાઓ મારા જાદવા,
મારી ઇચ્છાઓ છે કામધેનુ;
તમે ચરાવવા આવશો નહીં તો,
જીવનભરનું અમને મ્હેણું.

ઘાસ પાસે અમે એકલાં જશું,
તો થઈ જાશે એ એવું ખડ,
તમારી સંગે વૃંદાવન થાશે,
વેરાન હોય કે હોય ઉજ્જડ;
તમારી સંગાથે ચાલતાં ચાલતાં
હવામાં વાગતી હોય છે વેણુ.

એક એક કોળિયો વાગોળ્યા કરીએ,
શ્યામ સાથે મંડાયે મીટ,
ફરવાનું બ્હાનું છે ચરવાનું બ્હાનું છે,
પણ પીએ આકંઠ તારી પ્રીત;
તમે અમારી વાચા છો, ત્વચા છો-
ઉપરનું કૈં નથી ઘરેણું.

## સપનું

□ બહાદુરભાઈ જ. વાંક

સિંહનું
સપનું જેના જેના
હું
શિકાર થઈ ગયો
સસલાનો !

## ઝાકળની લિપિ

□ અબ્દુલ ગફાર કાઝી

સૂર્યનાં ચશ્માં પહેરીને
મારે
ઝાકળની લિપિ
ઉકેલવી છે
ફૂલોમાં.....

## રાજભોગ

તમે પહેલાં ભરો કોળિયો, અમે પછીથી ખાશું;
નેણની ઝીણી ઝારી લઈને, જમના-જળને પાશું;

ભાવનાઓ છે પાનનું બીડું, એને મુખમાં રાખો;
મીરાં ને શબરીની ભક્તિ, હળવે હળવે ચાખો,
અમે વ્હાલથી વીંઝણો કરીએ, ગીત તમારાં ગાશું,
તમે પહેલાં ભરો કોળિયો, અમે પછીથી ખાશું.

તમે ખાઓ ને તૃપ્તિ અમને, એવી અમારી પ્રીત;
રોમરોમથી જુઓ વહે છે, મુરલીનું સંગીત
અમે તમોને જોતાં જોતાં, કદી નહીં ધરાશું
તમે પહેલાં ભરો કોળિયો, અમે પછીથી ખાશું.

## ઉથાપન

સાંજ પહેલાંની સાંજ ઢળી છે, શ્યામ હવે તો જાગો,
તમે અમારા રોમરોમમાં થઈ વાંસળી વાગો.

મોરપીંછ જેવો ઢળતો તડકો,
સાવ સુંવાળો લાગે;
તડકો પણ આ સંગ તમારે,
માખણ જેવો લાગે -

તમે અમારી જેમ શ્યામજી, સંગ અમારો માગો,
સાંજ પહેલાંની સાંજ ઢળી છે, શ્યામ હવે તો જાગો.

વૃંદાવનમાં હરશુંફરશું
ગાશું ગીત અનેરાં,
કોઈ વૃક્ષની છાંય : પછી તો
ગિરિધર મેરા મેરા.

શ્યામ તમારી સાથે મારો જનમજનમનો લાગો,
સાંજ પહેલાંની સાંજ ઢળી છે, શ્યામ હવે તો જાગો.

## ભોગ

તારી ખુશીમાં મારી ખુશી,
તું રાજી તો હું રાજી છું

એક તમારે તરણે,
હું તો વનતણી વનરાજી છું.
માગ્યા વિના પણ સર્વ સમર્પણ
હું પણ મારી રહી નથી,
મેં મારી આ વાત તને કહી,
બીજા કોઈને કહી નથી.
તારી વાત તો ગીત થઈ જાય,
હું શીતળ આગે દાઝી છું,
તારી ખુશીમાં મારી ખુશી,
તું રાજી તો હું રાજી છું.
અમને કાંઈ કશું નહીં જોઈએ
કેવળ મોરપિચ્છનો છાંયો;
જીવનભરનો રાગ મધુરો
તારી સાથે ગાયો,
તારી હામાં હા ભળી ગઈ,
કહું છું હાજી હાજી
તારી ખુશીમાં મારી ખુશી
તું રાજી તો હું રાજી છું.

□ રવીન્દ્રનાથ ટાગોર
□ નલિની માડગાંવકર

ઊંઘની અંધારી બખોલમાં
સ્વપ્નપંખીનો માળો
વીણી લાવ્યાં છે મુખર દિવસની
વેરવિખેર ભાષા.

## આરતી

અમને આપો સંગ-રંગ, ને અમને આપો સાથ જી,
જય જય શ્રીનાથજી.
જીવન આખું હોય અમારું, આરતીનું અજવાળું જી,
પળે પળે ને સ્થળેસ્થળે તમને હું તો ભાળું જી,
જીવન તમારે હાથજી,
જય જય શ્રીનાથજી.
હોઠ ઉપર છે નામ તમારું, રસચીલા તો હૈયે જી,
અમે કોઈના નથી કદીયે, અમે તમારા છૈયે જી,
મરણ તમારે હાથજી,
જય જય શ્રીનાથજી.




— શ્રી ચંદ્રકાન્ત શેઠ —

એક તમારે તરણે,
  હું તો વનતણી વનરાજી છું.
માગ્યા વિના પણ સર્વ સમર્પણ
  હું પણ મારી રહી નથી.
મેં મારી આ વાત તને કહી,
  બીજા કોઈને કહી નથી.
તારી વાત તો ગીત થઈ જાય,
  હું શીતળ આગે દાઝી છું,
તારી ખુશીમાં મારી ખુશી,
  તું રાજી તો હું રાજી છું.
અમને કાંઈ કશું નહીં જોઈએ
  કેવળ મોરપિચ્છનો છાંયો;
જીવનભરનો રાગ મધુરો
  તારી સાથે ગાયો,
તારી હામાં હા ભળી ગઈ,
  કહું છું હાજી હાજી
તારી ખુશીમાં મારી ખુશી
  તું રાજી તો હું રાજી છું.

□ રવીન્દ્રનાથ ટાગોર
□ નલિની માડગાંવકર

ઊંઘની અંધારી બખોલમાં
સ્વપ્નપંખીનો માળો
વીણી લાવ્યાં છે મુખર દિવસની
વેરવિખેર ભાષા.

## આરતી

અમને આપો સંગ-રંગ, ને અમને આપો સાથ જી,
  જય જય શ્રીનાથજી.
જીવન આખું હોય અમારું, આરતીનું અજવાળું જી,
પળે પળે ને સ્થળેસ્થળે તમને હું તો ભાળું જી,
  જીવન તમારે હાથજી,
  જય જય શ્રીનાથજી.
હોઠ ઉપર છે નામ તમારું, રાસલીલા તો હૈયે જી,
અમે કોઈના નથી કદીયે, અમે તમારા છૈયે જી,
  મરણ તમારે હાથજી,
  જય જય શ્રીનાથજી.



— श्री चंद्रकान्त शेठ —

# ગઝલ

શબ્દ મક્કા, શબ્દ કાશી છે, સમજ,
ધર્મની ઊંચી અગાશી છે, સમજ.

આંસુનું મેવાડ લૂછી ખોપરે,
એક મીરાની ઉદાસી છે, સમજ.

ગોમતીની જેમ ભટકી કલ્પના,
એક શાયરની તલાશી છે, સમજ.

આજ ગંગાની અદાલતમાં ઊભા,
પાપને ધોતા પ્રવાસી છે, સમજ.

**શયન**

મોરપિચ્છની રજાઈ ઓઢી તમે સૂઓને શ્યામ,
અમને થાય પછી આરામ.
મુરલીના સૂરનાં ઓશીકાં
રાખો અડખેપડખે
તમે નીંદમાં કેવા લાગો,
જોવાને જીવ વલખે,
રાત પછી તો રાતરાણી થઈ મ્હેકી ઊઠે આમ,
મોરપિચ્છની રજાઈ ઓઢી તમે સૂઓને શ્યામ.
અમે તમારા સપનામાં તો,
નકી જ આવી ચડશું,
આંખ ખોલીને જોશો ત્યારે
અમે જ નજરે પડશું,
નિદ્રા તંદ્રા જાગૃતિના ઝૂલાનો છે ઝળહળભર્યો દમામ,
મોરપિચ્છની રજાઈ ઓઢી તમે સૂઓને શ્યામ.

□ સુ.દ.

મહેલ જેવા ઘરમાં
પાળેલા કૂતરા જેવું નસીબ
એકાએક
શેરીનો કૂતરો કેમ થઈ ગયું ?

□ રવીન્દ્રનાથ ટાગોર

□ નલિની માડગાંવકર

અતલ અંધાર નિશાસાગર
પર
દિવસો રંગીન પરપોટા જેવા
વહી જાય, અનંત ભણી.

પ્રિય સુરેશભાઇ,

કવિતાના ક્ષેત્રમાં મારી રુચિ અને ક્ષમતાને પ્રોત્સાહન આપવા માટે અને કવિતાની પસંદગી માટે મને પસંદ કર્યો તે બદલ આભાર

'કવિતા'ના ફેબ્રુઆરી '૯૩ના અંકમાં મને સૌથી વધુ ગમેલી કૃતિ છે કવિ દેવેન્દ્ર દવેની 'મુમૂર્ષા'

નગરજીવનની અનેક કરુણતાઓમાં એક કરુણતા એ હોય છે કે મનપસંદ રીતે જિંદગી તો જિવાતી નથી પણ મૃત્યુ સમયે પણ ઘણી વખત અણગમતી પરિસ્થિતિઓ વચ્ચે શ્વાસ છૂટે છે.

આપણે પ્રકૃતિનો સહવાસ સતત ઝંખતા હોઇએ છતાં પણ તે અલભ્ય હોય છે. કવિએ આ વેદના હૃદયસ્પર્શી રીતે રજૂ કરી છે. "નર્સો અને નીડલનાં ઝૂમખાં" આ શબ્દો એક અસહાયતા અને પીડાની ભાવના રજૂ કરે છે. "સ્વાર્થ અને સગપણનાં હોય નહીં ફૂમતાં" આ શબ્દોમાં જીવનના સંબંધોની એક પોકળતા અને વિડંબના છતી થાય છે.

બાકીની પંક્તિઓમાં એ ભાવ છે કે આ સૃષ્ટિ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થઇ છે અને સૌએ એમાં જ સમાઇ જવાનું છે. "હર્યુંભર્યું ઘાસ, ખુલ્લું આકાશ, આછો અજવાસ"- આ એક એવા ફલકની વાત છે, જ્યાં આત્મા પરમાત્મા બની જાય. મૃત્યુ સમયની એક અનિવાર્ય પીડાને "ગમતીલી ફાંસ હોય" સાથે સરખાવી કવિ કહે છે કે પીડા જ સહન કરવાની હોય તો ગમતીલી શા માટે નહીં.

કૂકડાની બાંગ, સૂસવાટા મારતા પવનો જાણે અંતિમ વિદાય સમયના ગમગીન સંગીતની ગરજ સારે છે. જે વખતે દંભથી ભરેલા મંત્રોચ્ચારને કોઇ સ્થાન નથી. આમ, સમગ્ર રીતે આ કવિતા મૃત્યુ સમયની સંવેદનાને જીવંત કરે છે.

-રજની મહેતા

વૈષમ્ય □ નરેશ મહેતા
(હિંદી) □ રજની મહેતા

તું ત્યાં
કુટુંબ -
કહેવા માટે
હું
એકલો અહીં
સહેવા માટે.

□ રવીન્દ્રનાથ ટાગોર
□ નલિની માડગાંવકર

મારો પ્રેમ સૂર્યકિરણ સમો
જ્યોતિર્મય મુક્તિ આપીને
જાણે તને ઘેરી વળે.

## સ્મિતાના કૅમેરામાં સત્યજિત

□ રાધેશ્યામ શર્મા

ત્રિ-તસવીરે રંગીન
સત્યજિત રાય મુડાસ્થિત
મધ્ય છવિમાં
માથે.. કેશ પર હાથ
ત્રણેમાં
સેટિંગના નામે
ત્રણ વસનો સાથ.
લટકતી છત્રી
અર્ધો દેખાતો બગલથેલો
પાસે કપરકાબી ફર્શ પર
સમાન્તરે
બૂટ
પશ્ચાદમાં
અધખુલ્લું બારણું
એની અડોઅડ
ભીંત પર
ઝાંખું ધાબું
રેતસ્
આકારનું
રાયના ખિસ્સે રહેલ
ચશ્માં-પેન
પગમાં સૅન્ડલ
સ્મિતાના કૅમેરાને
આકાશના આકાર
અર્પે...

(સ્મિતા પાટિલના છબિ પ્રદર્શન બાદ)

કવિતા

## કૂંચી આપો, બાઈજી

□ વિનોદ જોશી

કૂંચી આપો, બાઈજી !
તમે કિયા પટારે મેલી મારા
મૈયરની શરણાઈ જી ?

કોઈ કંકુથાપા ભૂંસી દઈ
મને ભીંતેથી ઉતરાવો,
કોઈ મીંઢળની મરજાદા લઈ
મને પાંચીકડાં પકડાવો,

ખડકી ખોલો, બાઈજી !
તમે કિયા કટાણે પોંખી મારા
કલરવની કઠણાઈ જી ?
તમે ઘરચોળામાં ઘુઘરિયાળી
ઘરવખરી સંકેલી,
તમે અણજાણ્યા ઉંબરિયેથી
મારી નદિયું પાછી ઠેલી;

મારગ મેલો, બાઈજી !
તમે કિયા કુહાડે વેડી મારા
દાદાની વડવાઈ જી ?

## ફીણ-મોજાં □ હર્ષદ ચંદારાણા

ગુજરાતી કવિઓને અને ગુજરાતી પ્રજાને પણ કાવ્યમાં ગઝલનું સ્વરૂપ બહુ પ્રિય રહ્યું છે, એટલે સાહિત્યસૃષ્ટિમાં ઘણા ગઝલકારો વારંવાર ડોકિયાં કરતા રહે છે, પણ તેમાં સાચા ગઝલ-શાયર બહુ ઓછા હોય છે. આનું કારણ છે, ગઝલનું સ્વરૂપ જ. એ દેખાય છે જાણે સાવ સહેલુંસટ છે, રદીફ - કાફિયા મળ્યા એટલે ગઝલ તો ચપટી વગાડતાંમાં થઈ જાય. એવી ભોળીભટ માન્યતા રાખનાર ગઝલકાર થાય કદાચ, ગઝલ-શાયર ન થાય. પ્રત્યેક પદ્ય કે ગદ્ય કૃતિએ જો કાવ્ય થવું હોય તો આવી બાહ્ય બાબત પર જ આધાર રાખીને ન થવાય. ગઝલ પણ એમાં અપવાદ નથી. લય અને રદીફ - કાફિયા મળ્યા પછી પણ ગઝલ થવા માટે કાવ્યત્વ સિદ્ધ કરવું અનિવાર્ય છે.

હર્ષદ ચંદારાણાની કલમ નિજી અવાજ સાથે કાવ્યત્વ સિદ્ધ કરવાની મથામણના માર્ગે છે, એ સારો સંકેત છે.ગઝલરચનાનો એક અનોખો માહોલ હોય છે, મિજાજ હોય છે. હર્ષદ ચંદારાણાના 'ફીણ મોજાં' કાવ્યસંગ્રહની ગઝલો તેમ જ ગીત અને અછાંદસ રચનાઓના એકંદર માહોલ જળની તરસનો છે. જળની તરસનો પ્રતીકાત્મક વિનિયોગ કવિએ સચોટતાથી કર્યો છે.

હૃદય એક તરસ્યું હરણ નીપજે છે
ફરી જળ તરફનાં ભ્રમણ નીપજે છે
□
જળ હતું કે સ્થળ હતું કે તળ હતું કે છળ હતું ?
માછલીની આંખમાં અટકળની વચ્ચે શું હતું ?

કેટલીક અભિવ્યક્તિ ચિત્રાત્મક કલ્પનાશીલતાથી ધ્યાન ખેંચે છે :

ફૂલો ઉપર ફૂલો ખડકી બાંધ્યું છે એક ગામ
વસ્તીમાં તો એક જ જણ કે સુગંધ જેનું નામ.
□
પુષ્પની વાત પૂછશે નહીં ડાળને
□
અડકતાં વાદળ
મુઠ્ઠી લઉં તો જળ.

કેટલાક સુભગ કાવ્યપ્રયોગો પણ આ કવિએ કર્યા છે, તેમાં 'સરોવર - સ્તવન' અને 'ચિઠ્ઠી - દૂહા'માં અનુક્રમે મધ્યકાલીન બાની અને લય ને દૂહાનું સ્વરૂપ નવેસરથી ખેડાયાં છે, તો 'ત્રણ ચુંબન' કાવ્યમાં જંગલ, દરિયો અને આભ સાથે સંકલિત તત્ત્વોને સરસતાથી વણી લીધાં છે.

આ સંગ્રહને સુરેશ દલાલ અને રમેશ પારેખની પ્રસ્તાવનાઓનો લાભ પણ મળ્યો છે.

– અશોક શાહ

હર્ષદ ચંદારાણા; ફીણ-મોજાં; પ્રકા. રંગદ્વાર પ્રકાશન; એ/૬, પૂર્ણેશ્વર, અમદાવાદ-૧૫, પ્ર. આ. ૧૯૯૧, મૂલ્ય રૂ. ૫૦/-]

## એક બખિયાગીત □ લાલજી કાનપરિયા

મનજી નામે દરજી બેઠો બેઠો દુકાનમાં કૈં દિવસ આખો બખિયા મારે
ઘડીક તોડે ઘડીક જોડે, આયખાની જંજાળનો ગુસ્સો કપડાં પર ઉતારે.

સવાર પડતાં જ ઘટનાઓનું માપસર કટિંગ કરીને દુકાન કરી દે ચાલુ
લોક તો બોલે મુખથી ને કાંઇ દરજી બોલે સીવવાના સંચાથી કાલુંકાલું.

લેણદેણના ગૂંચવાયેલા દોર ઉકેલતા ગૂંચવાતો ખુદ દરજી વારેવારે !
મનજી નામે દરજી બેઠો બેઠો દુકાનમાં કૈ દિવસ આખો બખિયા મારે.

મનજી નામે દરજી રે કાંઇ મનજી નામે દરજી રે એક મનજી નામે દરજી
કપડાં સીવે લેડીઝનાં કે જેન્ટ્સનાં કે પછી બેયનાં ઇ તો જેવી એની મરજી !

ધીરું ધીરું પણ એવું જડબેસલાક સીવે કે ઓપી ઊઠે કપડું તારે તારે !
મનજી નામે દરજી બેઠો બેઠો દુકાનમાં કૈ દિવસ આખો બખિયા મારે .

નજરુંના તાકાના તાકા જાય ઊકલતા ભીતર; દરજી બાઘો થૈ નિહાળે
કેટલા રંગો, કેટલા બુટ્ટા, કેટલી ભાતો ઊઘડી ઊઘડી શમણાંને પંપાળે !

ટાણાં ટાણાંનાં કૂમતાં ટાંકી દરજી એની મરજી મુજબ દરજીવટ શણગારે !
મનજી નામે દરજી બેઠો બેઠો દુકાનમાં કૈ દિવસ આખો બખિયા મારે.

## સ્થિતિ □ નરેશ મહેતા
(હિંદી) □ રજની મહેતા

ત્યાં તું સૂતી હોઇશ
નિશ્ચિંત
મારી ઊંઘ.
અહીં હું જાગું
અપલક
તારું જાગરણ.

આગમન □ રૉબર્ટ ગ્રેવ્સ □ મહેશ દવે

અવિશ્વાસની મારી ખુરશીમાં ઝોકાં ખાતાં ખાતાં
ધીમેથી ઊઘડતા દ્વારને જોઉં છું !
રાત્રિના પવનનો આ પ્રપંચ તો નથી ને ?

હળવેથી બંધ થતાં બારણાંની પડછે
તારું નાજુક શરીર, ચંદ્ર - કિરણનો જાણે લિસોટો
તારો નથી શું કોઈ પડછાયો ?

માની ન શકાય તેવી રેશમી તારી ગુફતેગુ
તારાં પગલાં જાણે ડાળ પરથી નિખરતી વસંત
તારો સ્પર્શ સુંવાળપની પરાકાષ્ઠા

પહેર્યો છે તેં ગમગીન અને મૃદુ મુખવટો
પર્વતના શિખરે જાણે ઝાંખરે ફરકતો દુપટ્ટો
એકાકી ફરતા ભરવાડો જેવો તારો પ્રવેશ.

અને જોકે તારો એકાદો શબ્દ તમામ શંકાઓ વીખેરી નાખશે
હું આશ્ચર્યચકિત પૂછું તારી મારા પરની પસંદગી વિશે :
શાને ? શાને ? શાને ?

□ રવિન્દ્રનાથ ટાગોર

□ નલિની માડગાંવકર

દિવસના તાપમાં ઘેરાયેલી વેદના
અબોલ
અંધારામાં એ ચમકે બની રાતના
દીપ્તિમય તારા.

## કશુંયે ના સૂઝે □ દેવેન્દ્ર દવે

પહેરી નક્કોરાં અતલસ ફરું ગામ વરામાં
થઉં ધાંધી-પાંધી ભરત ચીતર્યાં મોર કમખે
અધીરા થૈ ટૌકે અણકથ અજંપે શરમને
તજીને ! ક્યાં આવ્યાં દિવસ નવલાં ?! સૌમ્ય શમણાં
રહ્યું ગૂંથી હૈયું ! મન થનગને વ્હાલમતણા
સુંહાવી મેળાપો.. કવણ મળશે ? એ જ રટણા
રહ્યું ઘૂંટી.- ચૂંટી સહિયર ખણે ગાલ પર જ્યાં
ગુલાબોના ગોટા ખીલું ખીલું થતાં જાય લાહરી !

બધા જાનૈયાની વચ હું નીરખું સાજનતણો
ચહેરો સાફાળો! હસું હસું થતી હુંય સખીઓ
વચાળે ઘેરાઇ રહી નજરથી સ્વાગત રચી !
અટારીથી કૂદી વળગી પડું ?! શું શું કરું ? અરે !
ઉવેખી દૌં લજ્જા ? ચરણ પડું ? ચૂમું અધરને ?
કશુંયે ના સૂઝે... કર - કુસુમમાળા પણ સરે...

□ કિશોર શાહ

સાંજને શરાબમાં ડુબાડી દઇએ
પછી આપોઆપ વીતે છે રાત,
ઝાકળ પીધેલો પછી ઊગે સૂરજ
અને ચેનથી ઊઘડે પરભાત.

પછી રોજિંદું કામ અને રોજિંદું ધામ
અને રોજિંદી ઊગે બપ્પોર !
ફોનના ઉપાડા ને સિગારેટના ધુમાડા
પછી થાકે છે દિવસ કમજોર.

હારેલો થાકેલો મારે છે લાત
અને આપે છે ઊંડો આઘાત.

આમ ને આમ અમે ટેવાયા એવા
કે ભાયગનું લઇએ નહીં નામ !
ગ્રહોનું સ્થાન અમે જાણતા નથી
પણ કુંડળી આ લાગે ન કામ.
ઉપર છે આભ અને નીચે છે ધરતી
ને પંથ ઉપર કંટક બિછાત.

## ધ્રુવપંક્તિ □ સુરેશ દલાલ

'કહ્યું કથે ને થાનો કવિ' એમ મધ્યકાલીન કવિ શામળે પણ લખ્યું. સજાગ કવિ પોતાનું કહ્યું પણ ફરી કહેતો નથી; એને નવાનવા પ્રયોગો કરવામાં, નવા નવા ક્યાસ કાઢવામાં રસ હોય છે, ને ગુજરાતને આવા કવિઓ મળતા રહ્યા છે.

'ધ્રુવપંક્તિ'માં કવિએ કહેવતને પ્રથમ પંક્તિરૂપે મૂકીને ગીતરચના કરી છે. આ પહેલાં એમણે ફોટોગ્રાફ્સ પર ધ્યાન કેન્દ્રિત કરીને કાવ્યો રચ્યાં છે, મધ્યકાલીન કવિઓનાં પદોની પ્રથમ પંક્તિઓ અને લોકગીતોની પ્રથમ પંક્તિઓને આધારે પણ કાવ્યો રચ્યાં છે. આ પ્રકારની રચનાઓમાં તે તે સમયના સઘન ભાવવિચાર તેમ જ લયપ્રાસને જાળવીને આજના સંદર્ભમાં ગતિ કરવાની હોય છે. કવિ જ્યારે મૂળ કૃતિના ભાવલય સાથે એકચિત્ત થાય ત્યારે જ આ શક્ય થાય, તે 'પદધ્વનિ', 'સાત સોપારી પાનનાં બીડાં' અને હવે આ 'ધ્રુવપંક્તિ' જેવા સંગ્રહો મળે છે, અને સંગ્રહમાં આરંભમાં મુકાયેલા, ('સમકાલીન'માં પ્રગટ થયેલા) હસમુખ ગાંધીના લેખનમાં મુકાયું છે તેમ, "સુ.દ. સેલિબ્રેટ કરવા લાયક ઝિંદાદિલ કવિ' છે અને "આઇ એમ એન અનડિવાઇડેડ પર્સન..." એની સાર્થકતા પ્રતીત થાય છે, તેમ જ નાનકડા આમુખમાં સુ.દ. કહે છે, "કશુંક નવું કરવું અને કશુંક જુદું કરવું એવો મારો અભિગમ રહ્યો છે. દરેક સંગ્રહને હું રિયાઝરૂપે જ કે રિહર્સલરૂપે જ જોતો હોઉં છું." એની સાર્થકતા પણ સમજાય છે.

કહેવતમાં કટાક્ષ હોય, સમાજના પ્રતિબિંબ હોય, ઘૂંટાયેલું સત્ય હોય, માનવસહજ મર્યાદાઓની નોંધ હોય: કહેવતમા હાસ્યસભર વિનોદ હોય, ચિત્રાત્મકતા - દૃશ્યાત્મકતા હોય, લય હોય, પ્રાસાનુપ્રાસ હોય... આ બધું જ, કહેવતને આધારે રચાતી કૃતિમાં એક કે બીજી રીતે અવતરે. ક્યારેક કૃતિ પ્રાસ અને લયની આંગળીએ ચાલે, તો ક્યારેક ભાવવિચારનો તાર ઝાલીને વિકસે :

"ઝૂંપડામાં રહેનારને ઝૂમણાના કોડ"
બરફને કેમ મળે તાપણાની સોડ ?
□
"જેનું ખાય તેનું ગાય"
જેને ગાડે બેસે એ ગાડું વખણાય.
□
"અખ્ખણ ગયા, દખ્ખણ ગયા, પણ લખ્ખણ ન ગયાં"
જનમમરણના મૂંઝારાઓ ને મૂંઝવણ ન ગયાં.
□
"અમે રખડતા રામ, જ્યાં બેઠા ત્યાં મુકામ"

હસતાં હસતાં જીવી જઇએ
આંખ ઉઘાડી હોય નહીં
□
'દુઃખનું ઓસડ દહાડા' રે
કોણ કહે છે દુઃખનું ઓસડ દહાડા રે ?
□
"હરિ કરે સો હોય"
એ જ આપે છે દોરો ને એ જ આપે છે સોય.

ભાવલયને ઝીલતી કૃતિઓ ક્યાંક મૂળ પંક્તિના વ્યક્ત થતા વિરોધને બરાબર પકડે છે, પ્રારંભની કહેવત સાથે બીજી કહેવત પણ વણાતી આવે છે, જીવનની ગહનતા ને રહસ્યમયતા નિર્દેશાય છે, મનુષ્યમાત્રમાં રહેલી જિપ્સીવૃત્તિ આલેખાય છે, કહેવતના ભાવનો વિરોધ પણ થાય છે ને 'હરિ ઇચ્છા'ને સરસતાથી સ્વીકારાય પણ છે, ને ઉક્ત ઉદાહરણોમાં પણ જોઇ શકાય છે.

કહેવતોને આસ્વાદ્ય કાવ્યોરૂપે અહીં માણી શકાય છે.

– અશોક શાહ

[સુરેશ દલાલ, ધ્રુવપંક્તિ, ૧૯૯૨, શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઇ, પૃ. ૭૨, કિ. રૂ. ૩૫.૦૦]

□ તુકારામ □ સુ. દ.

શરીર દુઃખનો કોઠાર । શરીર રોગનો ભંડાર ।।
શરીર દુર્ગંધનું ઠામ । શરીર શાને આવું આમ ?।।
શરીર ઉત્તમ છે ને સારું । શરીર સુખનું સહિયારું ।।
શરીર હોય તો સિદ્ધ થાય । પિંડથી પરબ્રહ્મ પમાય ।।
શરીર ગંદકીનું ઘર । મોહમાયાનું નગર ।।
શરીર પતનનું મૂળ । કાળ કરે રાખ ધૂળ ।।
શરીર સકળ અને શુદ્ધ । શરીર શ્રીથી સમૃદ્ધ ।।
શરીરે તૂટે ભવના બંધ । વચ્ચે વસતા દેવ અનંત ।।
શરીર અવિદ્યાનો ઘેરો । દોષે નાખ્યો તંબૂ ડેરો ।।
શરીરે વસે બહુ બધા । એમાં અવગુણો છે ઝાઝા ।।
શરીરને આપો નહીં સુખ । શરીરને આપો નહીં દુઃખ ।।
શરીર સારું નહીં સુખ । શરીરને આપો નહીં દુઃખ ।।
શરીર સારું ખરાબ । તુકા, ભજનમાં જવાબ ।।

## કૉમ્પ્યુટરથી ના કહેવાતી વાત □ વિસનજી નાગડા

તારામાં કે મારામાં કંઇ માણસ જેવું ખૂણેખાંચરે હોય કશું તો
હળવે હળવે હળવે એને ચાલ પીગળવા દઇએ
અને પછી એ માણસમાં જો પાણી જેવું હોય કશું તો
આખેઆખી બરફ શિલાને એક સામટી ચાલ વહાવી દઇએ

વૈજ્ઞાનિકો ભલે કહે કે આખી માણસજાત સમૂળી બની ગઇ છે
માણસપ્રૂફ
માણસ નામે કોઇ પદારથ છે ? પૂછો તો એય બાપડું કૉમ્પ્યુટર
પણ ભલે રહેને ચૂપ !
કૉમ્પ્યુટરથી ના કહેવાતી વાત કહે જે ચુપકીદી
એ ચુપકીદીને કહેવા માટે બહાર આવવા દઇએ

કોઇ કહે કે કશું નથી ને કોઇ કહે કે ઘણુંબધું છે અંદર અંદર
તારામાં ને મારામાં
માણસમાં પણ માણસ જેવું હશે ! પરંતુ નથી હજીયે કર્યો કોઇએ
પ્રયોગ એના બારામાં
સાબિતીની વાત ફૂંકને કહેવા માટે બહાર આવવા દઇએ

□ તુકારામ □ સુ. દ.

ચંદનથી નહીં ત્રાસે નાક । સોનાનો નહીં લાગે થાક ।।
સાકરનો છે એવો સ્વાદ । નાના મોટા સૌને નાદ ।।
તુકા કહે મન મારું શુદ્ધ । તોયે કેમ નિંદા કરે અબુધ ।।

## સ્વ. નગીનદાસ પારેખને... □ ભગીરથ બ્રહ્મભટ્ટ

દાંત વગરનો
    દૂબળો ડોસો
આમ ગણો તો ગુજરાતી ભૈ
તેમ ગણો તો બંગલામાનુષ
અમુક રીતે
    ભાષા પુત્તર
    ગાંધી પુત્તર
તરવર સરખાં જપતપ કરતો
મૂક મુનિના જેવી નિષ્ઠા
કોઈ અભરખા ન્હોતા એને
કોઈથી ન્હોતી ઇંટ્ટાકિટ્ટા
ધોળી ટોપી
ધોળી ધોતી
ચોખ્ખા શબ્દો જેવો નોખો
દર્પણ સરખો એ તરજુમો
'કંઠ્ય' નગરની ગલીએ ગલીએ
સ્પર્શ કરીને સીધો નીસરી
'તાલવ્ય'ના તારે તારે
    નટની માફક
    રમતો રમતો
'મૂર્ધન્ય'ની ટોચ ચઢીને
'ઓષ્ઠય' કલાનાં નર્તન કરતો
'દંત્ય' કાઢતો
દાંત વગરનો બોખો ડોસો
કોક 'અભિનવ રસ'ની ગાથા
    ગાવા માંડયો
મન મૂકીને ગાવા માંડયો
ને પછી કાંઈ પાવા માંડયો !!
ત્યાર પછી ના હેઠે ઊતર્યો
ભોળે ભોળા ગુર્જર લોકો
એમ કહે છે -
'ન હન્યતે' થ્યો !
ને કોઈ કહે છે
કોઈ અનોખી
ભાષા ભણવા
ઊંચે પૂગ્યો !
[ઉચ્ચાર શુદ્ધિના પ્રતીક સમા ગુરુને
શિષ્ય ભાવે શ્રદ્ધાંજલિ

ધરતી : એક □ રામસિંહ ચાહલ □ ભારતી દિવાન
(પંજાબી)

એ સિપાઈઓ- જેમણે
પહેલાં પણ ક્યારેક એ ધરતી પર
પગ પણ નહીં મૂક્યો હોય
અને એ પણ નહીં જાણતા હોય
આ છે કોની
એ બધાં - આજ
એ ધરતી માટે
લડી રહ્યા છે.

ધરતી : બે
સાંભળ્યું છે
ધરતી, મા હોય છે
અને એમ પણ સાંભળ્યું છે,
કે બીજાની મા
આપણી મા બની શકતી નથી
તો પછી
દરેક દેશે
અહીં લાખોની સંખ્યામાં
ફોજ-બૉમ્બ - દારૂગોળાના ભંડાર
કેવળ બીજાની માતાને
જપ્ત કરવા માટે જ રાખ્યાં છે ?

□ તુકારામ □ સુ. દ.

સર્વ સુખ હું ભોગવીશ સર્વકાળ । તોડી નાખી છે માયાજાળ ।।
પ્રભુ માટે છોડયા પતિ । પરમપુરુષે હવે રતિ ।।
તુકા કહે, નહીં ગર્ભ ।,,હવે બધિબધ પ્રભુ ઔષધ ।।

કામાકુરાના બુદ્ધ □ જહૉન ડ્યૂ
□ સુ. દ. અને ઉત્પલ ભાયાણી

કામાકુરાના બુદ્ધને
દાંતનો દુઃખાવો ઊપડયો.
આતિશા પહોંચે છે દાંતના ડૉક્ટર પાસે.

દાંતના ડૉક્ટરે કહ્યું,
જો એ પોતાનું મોઢું ન ખોલે
તો હું કાંઈ ન કરી શકું.
પહેલી વાત તો એ
કે કોણે જોયા છે એના દાંત ?

શિલ્પીએ ? વાત ખરેખર સાચી છે ?
તોયે તમને આશ્ચર્ય થાય છે કે હું કેમ કાંઈ ન કરી શકું. ?

ડૉક્ટર ચાલ્યા ગયા.

બુદ્ધના દાંતે
યાતનાનો ધર્મબોધ વિકસાવ્યો

□

બુલબુલ
બુદ્ધના ખભા પર બેઠું.

હતું માત્ર મૌન.

બુદ્ધે કહ્યું,
ગાઈશ ?

મારે

બુદ્ધ થવું છે,
બુલબુલે કહ્યું.

મારે શાંતિમાં
ધ્યાન ધરવું છે.

બુદ્ધે
ગાવાનું શરૂ કર્યું

ઝાડપાન કરમાઈ ગયાં.
નદીઓ સુકાઈ ગઈ.
તારાઓ અદૃશ્ય થયા.

બુલબુલ
ભયભીત થઈ ગયું.
આમ નહીં,
એમ કહીને,
આ પ્રમાણે.
એણે ગાવા માંડયું.

આકાશ તારાઓથી ઊભરાઈ ગયું.
નદીઓ છલકાઈ ગઈ.
આખી પૃથ્વી
ફરીથી લીલીછમ થઈ ગઈ.

બુદ્ધ થવા માટેના
અનેક રસ્તા છે,
બુદ્ધે કહ્યું.

□

કુંભાર
બુદ્ધના
ચરણે બેઠો.
એણે
બુદ્ધ બનાવવાનું શરૂ કર્યું.

તું શું કરે છે ?
બુદ્ધે પૂછયું.

કુંભારે જવાબ આપ્યો,
હું શું કરું છું,
એ તમે જાણો છો
હું બુદ્ધ બનાવું છું.

બુદ્ધ બનાવવાથી
તું બુદ્ધ નહીં બને
બુદ્ધે કહ્યું.

પોતાની કલાને
છેલ્લો સ્પર્શ આપતાં
કુંભાર બોલ્યો, ના
(બુદ્ધે
કરુણાથી
હાથ લંબાવ્યો),
પણ બુદ્ધને વેચવાથી
મારો જીવનનિર્વાહ ચાલે છે.
હાથ લંબાવીને
બુદ્ધે કહ્યું,
હા,
એક વાર મેં
કર ચૂકવી દીધું છે.

## વૃક્ષનું સત્ય □ યોસેફ મૅકવાન

વૃક્ષ જે રહ્યું નજર સામે
એ હતું તો.... હશેજ !
પર્ણ એને કેટલાં... કેવાં !
કોઇ ઝીલે તેજ કે ઝીલે ચાંદની
કોઇકને તો વળી સીધોજ વર્ષાનો સ્પર્શ
પણ રહ્યાં જે પર્ણ
વચ્ચોવચ્ચ - નીચે.....
ક્યાંથી પામે તેજ..... ચાંદની... તાપ....
ઝીલે તો ઝીલે કદાચ
વર્ષાનાં ઊતરેલાં જળ
ફૂલોમાં ઊઘડે વૃક્ષત્વ- પર્ણો અપારમાં.
વચ્ચેનાં તો ઝીલ્યા કરે અંધકારનો ભાર.
કોઈ એક દિશાનોજ કેટલાકને તો પરિચય
કોઈને તો એય નહિ......
પણ વૃક્ષ એથી તો વૃક્ષ છે.
ઈશ્વર (!) જેવું એને થડ એકજ
પછી ફંટાયે ચોમેર.....
ડાળીઓ - ડૂંખો - પર્ણો - ફૂલ - ગંધસુગંધ -
વૃક્ષને એનો સમાજ છે......
આડે અવળે - ઉપર તળે - આમ તેમ
ફેલાયેલું વૃક્ષ......
પંખી એનાં સપનાં..... આવે ઊડી જાય.....
એ વૃક્ષ.....
ઝૂલી રહ્યું નજરમાં
ખૂલી રહ્યું નજરમાં
પવનની હથેળીમાં ચિતરામણ
ને જમીનમાં ઊંડે ઊતરેલાં મૂળ.....
ક્યાં હશે ? કેવડાં હશે ? કેટલાં હશે ?
કેવાં હશે ? કોણ કહી શકે ?

આજ સત્ય છે વૃક્ષનું !
એ હતું ને હશેજ.....
જેમ માનવ !
હું કવિ..... વૃક્ષ બની ઊઘડી રહ્યો
વૃક્ષ સામે
વૃક્ષની ભાષામાં ટગર.... ટગર....
કરી રહ્યો વાત,
ત્યારે જાણ્યું
આ તો આપણુંજ રૂપ સાક્ષાત્ !

## શૂન્યનો સાગર □ હરીન્દ્ર દવે

(કવિ શૂન્ય પાલનપુરીની સ્મૃતિમાં)

ખામોશ ઉદાસી ખનકે એ
    મયખાનાનો આદર હોય નહીં,
અડકે ને તરત છલકાઈ જતો
    એ શૂન્યનો સાગર હોય નહીં.

આ ઊંચી, અડીખમ દીવાલો
    આ બંધ બધાય દરવાજા,
હું જન્મ ધરી જે શોધું છું
    એ દોસ્તનું આ ઘર હોય નહીં!

ફૂલોની સજાવટ રંગભરી
    ઝરણાંનું વહન ચળકાટભર્યું
લીલા છે આ કીમિયાગરની
    ઘર આટલું સુન્દર હોય નહીં.

એ હોય છતાં ના હોઈ શકે,
    ના હોય છતાં છલકાઈ ઊઠે
પદ આહટ પળપળ સંભળાયે
    ને શૂન્ય સદંતર હોય નહીં

Zagrouta □ પેન કેમ્પ □ શીરીન કુડચેડકર

[અંગ્રેજી]

સ્રીઓની મેદની
ખીચોખીચ દબાઇને રૂપેરી હવામાંથી સરે છે
જળ જેટલી હઠીલી
મીણ જેટલી સ્નિગ્ધ
ધૂળની તપખીરી લૂનો સામનો કરવાની
તેનામાં સહેજ પણ દૃઢતા નથી
બારસાખમાંથી પસાર થતાં માથું નમાવી
સ્રીઓની દુનિયામાં પ્રવેશો
નક્કર તડકામાંથી
મુલાયમ અંધારામાં
ચાર સ્રીઓ અને એક કન્યા
ચૂનાથી લીંપેલી ભીંત પાસે અમસ્તી ઊભી છે
આંખો વિશાળ બને છે
આકૃતિઓ ઊપસવા માંડે છે
નારી સુરમો - આંજેલી આંખમાં જોઉં છું
તો માત્ર દેખાય છે
મારો પોતાનો ચહેરો ભૂરા ટપકા જેવો
તું છે અરીસો/
સ્વપ્નનો અણસારો આપતો
આપણા મિલનમાં ઝંખના
તારે જાણવું છે/મારે થવું છે.
આપણે છીએ પરસ્પરની પરીકથા
આપણે થવું છે પરસ્પરનું પ્રતિરૂપ
તારા ગુમાવેલા દાંત વચ્ચેથી હવાની સીટી
તું મારો સ્રી તરીકે સમાવેશ કરે છે, કિલકારની અન્ય

કવિના

એક ક્ષણ માટે હું મખમલી આંખોની
કાળી ગહ્વરમાં ઢળી પડું છું
અને તારા પ્રતિબિંબમાં મને અવસર મળે છે
અનોખા થવાનો

નોંધ : વિભિન્ન સંસ્કૃતિઓની બે સ્ત્રીઓમાંથી એકનો આ ઉદ્ગાર છે. Zagroutaનો અર્થ આપ્યો છે – આનંદકંપનો ઉત્સવ – ઉદ્ગાર.

□ કિશોર શાહ

આગિયા જેવડું અજવાળું ને કાળીભમ્મર રાત રે
નીંદર ઘેરી પાંપણ કાંઠે ઊઘડશે પરભાત રે.
ટમટમ કરતાં ટમકી ઊઠ્યા સપનાંઓનાં ગામ રે
કોના ચહેરા ઝબકી ઊઠ્યા હૈયે કોનાં નામ રે.
અહીંથી કાં તો નીચે જઈએ કાં તો ઊંચે ઊડીએ રે
અંદર બહારની સંતાકૂકડી છોડી ભીતર બૂડીએ રે.
આગિયા જેવડું અંધારું ને કાળીભમ્મર રાત રે
કોણ મને અણદીઠા હાથે આપે છે સોગાદ રે!!

સુરેશભાઇ,

હવે આજે જ્યારે મને આ એપ્રિલ-૧૯૯૩ અંક પૂરતી જ કળશ ઢોળતી હાથણી બનવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે તો હું મારો નિર્દંભ કળશ એક માત્ર કવિતા – કુંવારી કવિતા "દરિયો તો" ઉપર ઢોળું છું ! મિત્ર રમેશ પારેખના ગીતની કંઇક અરધી-પરધી પંક્તિ યાદ આવે છે, જેમાં કોઇની પણ મહોતાજગીરી ન સ્વીકારનાર ઊધઇની નરી ઓળખાણ અને સ્વધર્મની તાકાતનો પરચો બતાવ્યો છે. 'ઊધઇને શું ? ગીતા હોય કે કુરાન... !' આવી જ કંઇક મૌલિક તાકાત કવિ જગદીશ વ્યાસે તેમના ગીત 'દરિયો તો'માં આબેહૂબ ચીતરી છે. ગીતમાં 'ઠામુકો' અને 'માઉં' આ બે તળપદા શબ્દો કંઇક વાતચીતની બોલીનું વાતાવરણ પેદા કરે છે અને આ શબ્દોએ ગીતને ગુલમહોરી નિખાર બક્ષ્યો છે. શું કલ્પના કરે છે આ નવો અને ન આથમતો કવિ કે – શાશ્વત દરિયાને પોતાના અસ્તિત્વની સલામતી ભયમાં મુકાયેલ લાગી રહી છે અને સાથેસાથે એક નાચિઝ ઊધઇ પોતાના બધાયે બુંદ કોતરી ખાશે અને ત્યાર બાદ દરિયાની જગ્યાએ માત્ર નપાણિયા દરિયાનો એક ખાડો જ રહેશે... એવી સતત લાગણી કંપન સાથે પેદા કરી છે. આ ગીતમાં દરિયાના અપ્રગટ અહમ્ પર કાળની એક વજ્જર થપાટ પણ ઇશ્વરી તત્ત્વ દ્વારા દેખાડવાનો સહજ અને મૌલિક પ્રયાસ થયો છે.

બસ શબ્દેશજી છેલ્લે તમારી એક ખોટી પસંદગી બદલ મને મારી અલ્પતાનું સાચું ભાન કરાવ્યું તે બદલ હું ઓશિંગણ રહીશ.

તળપદાઇ મારી ત્વચા છે, ધૂળભાષા ઇ મારી દૂધભાષા છે. જનમભોમકાની વજનદાર, વીર્યવાન વાણી એ મારી ઓળખાણ છે અને સહજ કારણોથી જ મારે મન નવોદિત કવિ ભાઇ જગદીશ વ્યાસ મને અડી ગયો, આભડી ગયો અને તળપદી તાકાત અને અબોટ ઉપમાઓએ મારા પર આ અંકની (અંક ૧૫૪) તેની કવિતાઓએ કામણ કર્યું છે... કાલ, નાની વહુની એક સાંજ અને દરિયો તો... આ ત્રણ કવિતા, જગદીશ વ્યાસ, અંદરના બોલના જનક સુરેશ દલાલ, બહારના (પૂંઠાના) અબોલ બ્રહ્મા દિનેશ દલાલ, ભાઇ ભગવતીકુમાર શર્માની હરિરૂપે છવાઇ જતી આ અંકની તેમની સમગ્ર કવિતાઓ, મારો છ અક્ષરના નામનો (!) પ્રિય કવિ અને જન્મભૂમિ ગ્રૂપ... આ બધાં જ મને સ્પર્શ્યાં છે, ગોઠ્યાં છે અને સહજ વારી જવાયું છે.

આપની કવિતાભક્તિ, સવિતા અને સરિતા રૂપે સમાજ સુધી પહોંચે એ જ અભ્યર્થના.

– વિનુભાઈ મહેતા

## સ્મરણો □ પન્ના નાયક

વિશાળ જગના
એક શહેરની વચ્ચોવચ્ચ
નાનકડા ઘરના
સુંવાળા ખંડની
ધવલ ધવલ પથારીમાં
ખાલી ખાલી જગા
એમાં –
દીવાલો
અને
સિલિંગ વીંધીને
અદૃશ્યમાંથી ઉભરાય
ઢગલાબંધ મોરપીંછ
ગુલાબ ને મોગરાનાં ફૂલ
સાગરની રમ્ય રમ્ય છીપ
ભેગાં કરું
સંવારું સંવારું
ને
વળી વળી ઉભરાય...

વિશાળ ધરતીના
એક શહેરની વચ્ચોવચ્ચ
નાનકડા ઘરમાં

## પ્રતીતિ

□ રજની મહેતા

તારી સાથે
જીવ્યા પછી
મારી પ્રતીતિ છે
કે
તારા વિના
જીવવું શક્ય છે

□ રજની મહેતા

મને કોઈ
ક્યારનું
લક્કડખોદની જેમ
પૂછયા કરે છે
અફ્યા અને ઓતર્યા કરે છે
એનો પ્રશ્ન એક જ છે
કે તારી પ્રેરણા કોણ
હું
કદાચ એવો જવાબ આપી બેસું
કે આ પળ
કે આ કોઈ સ્થળ
કે કોઈ વ્યક્તિ
મારી પ્રેરણા છે
અને કદાચ
ને ભ્રમણા નીકળે તો ?

## આપણા વિના ઈશ્વરનું શું થશે ?

□ ગ્લોરિયા ફ્યુરેટીસ □ સુરેશ દલાલ

(સ્પેનિશ)
ઈશ્વર માટે સૌથી દુઃખદાયક ઘટના એ છે,
કે એ ઈશ્વરમાં માની શકે નહીં.

આપણી જેમ એ નિતનવી હૅટ પહેરી શકે નહીં
અને આપણે જઈએ છીએ એમ
એ સમૂહ - પ્રાર્થનામાં પણ ન જઈ શકે.
એ પરમાત્માનો આભાર પણ માની ન શકે,
કે શાળામાંથી ગુટલી પણ ન મારી શકે,
કે શેરીના દીવા પર પથરો પણ ન ફેંકી શકે.

આપણા વિના ઈશ્વરનું શું થશે?

□ પન્ના નાયક

અહીં
ફિલાડેલ્ફીઆ શહેરની પાંપણો
વચ્ચોવચ્ચ
એક એવી ગલી છે
જેના પર વાવેલાં
બાળપણનાં ચોરેલાં દૃશ્યોમાં
રોજ રાતના
એક બાલિકા
ગુલાબી ફ્રોક
અને
ગુલમહોરની બુટ્ટી પહેરી
આવનજાવન કરે છે.

સુરેશ દલાલ

હું શિશિર વસંતનાં
ગીત ભલેને ગાતો મારો અનંત સાથે નાતો.

ઓટ અને ભરતીને
હું તો જોતો સાક્ષી-ભાવે
મારી આ આંખોની સામે
સમદરનું રૂપ આવે
વાદળને હું જોઉં ભલે પણ આકાશે બંધાતો
મારો આનંત સાથે નાતો.

ફૂલની સાથે આંખ મળે
પણ ફોરમ સાથે જીવ
પંખીઓ તો ગમે મને
પણ ટહુકા ગમે અતીવ
ભમરાઓ તો ભમ્યા કરે
પણ ગુંજનને હું બાગ ભરીને ન્હાતો
મારો અનંત સાથે નાતો.

સોગાદ □ માઈકલ બેનેડીકટ □ સુ. દ.

કદાચ તમે એવો નિર્ણય લો કે તમારે મૃત્યુને આકંઠ પીવું છે તો આત્મહત્યા કરવા માટે ખાસખાસ નકશીદાર પિસ્તોલ છે. એક બાજુ નળી પર છે જાનવરનું મોઢું અને બીજી બાજુ છે 'બૉટલ ઓપનર'.

## તડકો છે કે... □ જગદીશ વ્યાસ

તડકો છે કે જ્વાળા ?
સડકો છે કે બળી ગયેલા દોરા કાળાકાળા.
ભીની માટીને ચોંટી ખિસકોલી ગઈ છે પોઢી
આંબામાં બેઠી છે મૂંગી કોયલ છાંયો ઓઢી
આવામાં પણ કીડી-મંકોડા દોડે છે પગપાળા !
દાઝી ઊઠે હાથ ક્યાંક જો ભૂલેચૂકે અડે
સામે જોતાંવેંત નજરને પણ ફરફોલા પડે
બધું પાંડવા લાગ્યું છે બળતા સૂરજના ચાળા
વારે વારે સૌને વેળા સાંજ થવાની પૂછે
વારે વારે મલમલના પાલવથી ચ્હેરો લૂછે
કરી રહી છે લીમડા નીચે હવાય આળાગાળા.

## □ તુકારામ □ સુ. દ.

આપબળે હું બોલતો નથી । કહું છું કૃપાવંતની કથી ।।
મેના બોલે મંજુલ વાણી । માલિક જુદો જોઈ લે જાણી ।।
પામર હું તો ક્યાંથી બોલું । જેમ બોલાવે એમ હું બોલું ।।
તુકા કહે, તેની અકળ કળા । પાંગળાને પણ દોરનો ભલા ।।

* 'કવિતા' એપ્રિલ - ૯૩ના અંકમાં પ્રગટ થયેલી હરિવલ્લભ ભાયાણી અને બાલમુકુન્દ દવેની તસવીરો જગન મહેતાની છે.

મૌન અને શબ્દ : કાવ્યનાં કવચ - કુંડળ
કવિતા : તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૫૫
વર્ષ : ૨૮, અંક : ૫, જૂન ૧૯૯૩
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



ખાસ સૂચના : કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.

સૂચના : વરસમાં છ અંક દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે કેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૧૫૦/-, ઍરમેલ રૂ. ૨૫૦/-. આ અંકના ૧૨ રૂપિયા.

બહારગામનું લવાજમ "SAURASHTRA TRUST" ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી. પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ - ૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક પીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ - ૧.



KAVITA Regd. No. 16800/67

From here

I send you my silence.

My silence

Itself is my prayer.



# કવિતા

વર્ષ : ૨૬

તંત્રી સુરેશ દલાલ અંક ૧૫૬ ઑગસ્ટ ૧૯૯૩ બાર રૂપિયા જન્મભૂમિ પ્રકાશન



**The chopped off tree remembers only wounds of an axe**

## તમને મળવું છે □ ભરત ભટ્ટ 'તરલ'

અણઉકલ્યા અક્ષર પછવાડે ગિરધર, તમને મળવું છે,
શિલાલેખના સ્તર પછવાડે ગિરધર, તમને મળવું છે.

એક અજાણ્યું પંખી પાદર પાણી જાઉં તરત બોલે -
ઘર, શેરી, પાદર, પછવાડે ગિરધર, તમને મળવું છે.

ગામ ધણીએ પરદેશીને રંગ કસુંબલ પાયો છે,
તા-થૈ-ના અવસર પછવાડે ગિરધર, તમને મળવું છે.

સમજણનો શિયાળો સંતાકૂકડી રમતો ચાલ્યો છે,
સમજણના ચૈતર પછવાડે ગિરધર, તમને મળવું છે.

લાવ, હવે ફળિયાનો તુલસીક્યારો મુજમાં રોપી દઉં,
આંખોની ઝરમર પછવાડે ગિરધર, તમને મળવું છે.

## 'ખૂલે પરબીડિયું તો □ જગદીશ વ્યાસ

ખૂલે પરબીડિયું તો નીકળે છે કાગળ ને માણસ જો ખૂલે તો વારતા
મંડે છે વારતા ને માણસ તો આવે છે એવો તો નાયકના પાઠમાં
સત્તરનો થઈને એ હાકલા કરે છે ભલે ઓછાં બે-પાંચ હોય સાઠમાં
ભજવી બતાવે ફરી એક વાર નાગ કેવા પકડયા'તા એણે ફુત્કારતા

સરખે સરખા જ હોય ચાર પાંચ જણ તો એ ઢાંકેલા પરદા ઉઘાડતો
એક પછી એક કરી વાત એ તો ઓરડામાં હસવાની છોળો ઉડાડતો
વચ્ચે એકાદ વાત એવી પણ આવે કે કરી મૂકે સહુને વિચારતા

મારી શેરીમાં- અરે મારી પડોશમાં જ રહેતો'તો ઠીંગુજી જેંતિયો
આખેઆખો જ વાંસ એક વાર ગળી ગયો શેરીની વચ્ચે એ વેંતિયો
ને દી'થી આજ સુધી કોઈ અમે કોઈ વિશે પહેલેથી કંઈ જ નથી ધારતા.

## અધરી વાત □ ધીરુ મોદી

આ મારું મન
જે છે
તે કલ્પવૃક્ષની ડાળ પર ઝીલાયેલા એક માળા જેવું છે
ને પંખીના બોલનો મરમ
તો કંઈક સમજાય
પરંતુ ઈંડું વહી જતી આ કીડીને સમજવા માટે તો
મારે નકરી માટી થઈ જવું પડે
'માનવી માટીનો બનેલો છે.' એ વાત તો
કંઈક સમજાય
પરંતુ મન મૂકીને માટી થઈ જવું-
કેટલી બધી અધરી વાત !

# ગઝલના છંદશાસ્ત્રની છણાવટ

ગઝલ શબ્દ ગઝલ ક્રિયાપદ પરથી આવ્યો છે. પ્રેમની વાત કે સંવનનની વાણી જેવા અર્થો કરવાનો હવે કોઇ અર્થ નથી કારણકે ગઝલ એક કાવ્યસ્વરૂપ તરીકે આપણે ત્યાં પ્રતિષ્ઠા પામી ચૂકી છે. અરબસ્તાનમાં હરણની એક જાતિ માટે ગઝલ શબ્દ વપરાય છે. ગઝાલા એટલે હરણ. શિકારી પાછળ પડ્યો હોય અને તેવે વખતે દોડી રહેલું, હાંફી રહેલું હરણ કોઇ કાંટાળી ઝાડીમાં ફસાઇને દર્દપૂર્ણ ચિત્કાર કરે એવી દર્દની, વેદનાની, વ્યથાની અને વિરહની દશાનો અનુભવ કરતો પ્રેમી પોતાની વેદનાને કવિતા દ્વારા વ્યક્ત કરે તેનું નામ ગઝલ. આમ ગઝલની વ્યાખ્યાઓ જુદીજુદી છે.

આમ તો એક ગઝલમાં ઓછામાં ઓછા પાંચથી લઇને અનેક શેરો હોય છે. શેર એટલે કવિતા. આ અરબી શબ્દ છે અને એનો અર્થ જાણવું એવો થાય છે. આથી જ શાયરી એટલે જ્ઞાનની વાત એવો અર્થ કાઢવામાં આવ્યો છે.

શેરની રચના માપથી થાય છે. માપ માટે ફારસીમાં વજન શબ્દ છે. લઘુ-ગુરુ અક્ષરોના ક્રમ પ્રમાણે બે શબ્દોના સામ્યને માપ કહેવાય. શેર રચવા માટે અપાયેલ વજન પ્રમાણે શબ્દો ગોઠવવા જોઇએ. શબ્દસંયોજન સરળ રીતે અને લયમુક્ત થવું જોઇએ. છંદશાસ્ત્રમાં શેરનું બીજું નામ બેત છે. કાવ્યશાસ્ત્ર એટલે અરૂઝમાં ૧૮થી ૧૯ છંદો મુખ્ય છે અને પછી બે અરકાનોની મેળવણીથી અનેક છંદો પ્રયોજાય છે. ગુજરાતીમાં છંદશાસ્ત્ર પર સૌ પ્રથમ પુસ્તક ઝાર રાંદેરીએ લખ્યું હોવાનું કહેવાય છે. આ બધા અરબી છંદો છે. જમીયત પંડયાએ ગઝલના છંદશાસ્ત્ર પર પુસ્તક આપ્યું છે અને પછી સમગ્ર શેરની સમજ આપતું પુસ્તક 'અરૂઝ' શૂન્ય પાસેથી મળે છે. પણ શૂન્યના પુસ્તકમાં છંદશાસ્ત્રમાં દાખવાયેલા છંદોની છણાવટ નથી. એમણે છંદસ્વરૂપ નામના પ્રકરણમાં ૧૯ છંદોનો ઉલ્લેખ કર્યો છે પણ એની ગણરચના દાખલા સાથે આપી નથી. એમણે ગણોની સંખ્યાને આધારે રચના ત્રણ પ્રકારના શેરની વાત કરી છે પણ કયા ગણોથી કયો છંદ થાય છે એની વાત કરી નથી.

ગઝલ લખવા ઇચ્છતા કે ગઝલ લખી રહેલા શાયરો માટે અરૂઝની સમજણ પાડતું પુસ્તક પાકિસ્તાનમાં જનાબ નઝર ગફૂરીએ તાજેતરમાં પ્રકટ કર્યું છે. આ અગાઉ એમણે પદ્યશાસ્ત્ર નામે પ્રકટ કરેલા પુસ્તકની સુધારાવધારા સાથેની બીજી આવૃત્તિ છે. પાકિસ્તાનમાં અરૂઝ કે કોઇ અરબી - ફારસી શબ્દ વાપર્યા વગર 'પદ્યશાસ્ત્ર' શીર્ષકથી અરબી છંદોની સરળ સમજણ આપતા આ પુસ્તકમાં ગઝલના છંદશાસ્ત્રની વિસ્તૃત છણાવટ કરવામાં આવી છે. અરબી બહેરોના અરકાનની સાથે સાથે પિંગળની પણ મદદ લેવામાં આવી છે. ગુજરાતી ગઝલમાં સામાન્યત : વપરાતા અરકાન કે વણખેડાયેલા અવઝાન પર નવા અશઆર રચીને અરબી અરકાનની સાથે લઘુ-ગુરુ તથા માત્રાની સમજ નકતીવાળા નકશાઓ દોરીને આપવામાં આવી છે. નવા કવિઓ માટે

ગઝલના માપ - વજનની સરળ સમજ મેળવવાનું સરળ થયું છે. કાવ્યશાસ્ત્ર અને તરન્નુમનો જાણકાર સારી ગઝલ લખી શકે. નઝર નકૂરીએ લઘુ-ગુરુ અને માત્રાનાં નવાં ચિહ્નો પણ આપ્યાં છે.

કામિલ જૂનાગઢીએ પુસ્તકની પ્રસ્તાવનામાં નોંધ્યું છે કે ''અરબીની અમુક એવી સાલિમ અરકાનની બહેરો પણ છે જેમનો અરૂઝના ગ્રંથોમાં ઉલ્લેખ નથી મળતો. આ કદાચ એ કારણે હોઇ શકે 'સાલિમ' બહેરોના આઠ છંદ અને મઝાહિફ અરકાનના સંયોજનથી બીજી કેટલીક બહેરો અસ્તિત્વમાં આવી હોવાથી એની નોંધ કરવાનું બિનજરૂરી ગણવામાં આવ્યું હોય. એવી બહેરો જે ખેડાય છે, પણ પદ્યશાસ્ત્રનાં પુસ્તકોમાં નોંધાયેલ નથી એમની નોંધ નઝરે આ પુસ્તકમાં લીધી છે.

પહેલા પ્રકરણમાં લઘુ-ગુરુની સમજૂતી આપવામાં આવી છે. અરબીમાં સાલિમ બહેરોના આઠ અરકાનની અને તેના પરથી બનતા મઝારિફ્ અરકાનની સમજણ અપાઇ છે. સાલિમ બહેરોનાં નામ અને સાલિમ અરકાનોનાં નામ આ પ્રમાણે છે :

આઠ સાલિમ બહેરોનાં નામ અને એના સાલિમ અરકાન

| સાલિમ બહેરોનાં નામ | સાલિમ અરકાનોનાં નામ |
|---|---|
| (૧) મુતકારિબ | (૧) ફ-ઊ-લુન |
| (૨) મુતદારિક | (૨) ફા-અિ-લુન |
| (૩) હઝજ | (૩) મ-ફા-ઈ-લુન |
| (૪) રજઝ | (૪) મુસ્તફ-અિ-લુન |
| (૫) કામિલ | (૫) મુ-ત-ફા-અિ-લુન |
| (૬) વાફિર | (૬) મ-ફા-અિ-લ-તુન |
| (૭) રમલ | (૭) ફા-અિ-લા-તુન |
| (૮) મુક્તઝિબ | (૮) મફ્-ઊ-લા-ત |

આઠ સાલિમ બહેરોનાં નામ અને એના સાલિમ અરકાનની સમજૂતી આપ્યા પછી દરેક બહેરોની સંપૂર્ણ માહિતી દાખલાઓ સાથે આપવામાં આવી છે. આપણે મુતકારિબ બહેરના સાલિમ અરકાન ફ-ઊ-લુનની વાત કરીએ. બહેરે મુતકારિબનો નકશો જોવાથી બીજી બહેરોની ચર્ચા વિશે સમજણ પડી જાય એવી સફળતાથી આ કામ કરાયું છે :

(બહેરે મુતકારિબનો નકશો)

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| બહેરના અરકાન | ફ | ઊ | લુન | ફ | ઊ | લુન | ફ | ઊ | લુન | ફ | ઊ | લુન |
| કાવ્ય પંક્તિ | પ્રણય | માં | દ | શા | છે | બ | રા | બ | ર | ઉ | ભય | ની |
| લઘુ-ગુરુનાં ચિહ્નો | I | = | = | I | = | = | I | = | = | I | = | = |
| માત્રા-હિસાબ | ૧ | ૨ | ૨ | ૧ | ૨ | ૨ | ૧ | ૨ | ૨ | ૧ | ૨ | ૨ |
| સમજણ માટે | લ | ગા | ગા | લ | ગા | ગા | લ | ગા | ગા | લ | ગા | ગા |

પંક્તિ : પ્રણયમાં દશા છે બરાબર ઉભયની
પંક્તિનું વજન : ફઊલુન ફઊલુન ફઊલુન ફઊલુન
પૂરા શેરનું વજન : ફઊલુન ફઊલુન ફઊલુન ફઊલુન

કવિતા

ફઊલુન ફઊલુન ફઊલુન ફઊલુન
નમૂના માટે શેરો :ફિકર કાલની આજ કરતો હતો હું
થશે કાલ શું એની આજે ફિકર છે
– 'દિલ' માણાવદરી

પ્રણય-સાગરે નાવ જીવનનું છોડી - 'મદહોશ' તિરમિઝી
કિનારાથી આજે કિનારો કરું છું

આ પછી બાર મુરક્કબ સાલિમ બહેરોની સમજૂતી, આઠ જદીદ મુરક્કબ બહેરોની વિગતવાર ચર્ચા અને સોળ મુરક્કબ સાલિમ મઝાહિફ બહેરોની રચનાકલા દાખલાઓ સાથે અપાઇ છે. મુતકારિબ બહેરમાં રૂકનના હિસ્સા પર સાલિમ અરકાનને લાગતી ઝિહાફથી બનતી મઝાહિફ બહેરોની ચર્ચા સાતમા પ્રકરણમાં કરવામાં આવી છે.

આઠમા પ્રકરણમાં ચાર જુદા જુદા પ્રકારની મિશ્ર બહેરો વિશે ચર્ચા કરવામાં આવી છે. છેલ્લે નવમા પ્રકરણમાં રૂબાઇ અને તેના ચોવીસ વજનની સમજણ આપવામાં આવી છે.

ગુજરાતી કવિ સંગત નામની સંસ્થાએ આ પુસ્તકનું પ્રકાશન કર્યું છે. ગુજરાતમાં ગઝલકારો માટે આ પુસ્તક વાંચવું અનિવાર્ય છે. ગુજરાતી કવિ સંગતના પ્રમુખ 'ફઝલ' જામનગરીએ કહ્યું છે તેની નોંધ લેવી જરૂરી છે.

ગુજરાતી ભાષાનાં નોંધપાત્ર પુસ્તકોની હરોળમાં માનભર્યું સ્થાન પ્રાપ્ત કરે એવું એક પુસ્તક 'પદ્યશાસ્ત્ર' એક પાકિસ્તાની શાયરે લખ્યું છે અને તે કરાચીની શાયર સંસ્થા 'ગુજરાતી કવિ સંગત' દ્વારા પ્રકાશિત થયું છે એ ગર્વનો વિષય છે.

અરબી છંદોની તમામ વિગતો, વજન, માત્રા અને અરબી અરકાન સાથે આપીને જનાબ નઝર ગફૂરીએ સારી એવી જહેમત ઉઠાવી છે. એમનો આ પ્રયાસ કાબિલ-એ-દાદ છે.

-રમેશ પુરોહિત

(પદ્યશાસ્ત્ર : પ્રકાશક : ગુજરાતી કવિ સંગત, એમ. આર. ૫/૪૫ ચીન હાઉસ, બીજે માળે, મીઠા દર, જોડિયા બજાર, કરાચી - ૨. મૂલ્ય : રૂપિયા પચીસ)

□ રજની મહેતા

અરીસામાં
એકમેકના પ્રતિબિંબને જોઈને
ક્યાં સુધી આપણે
એકમેકને પામવાનો
પ્રયત્ન કર્યા કરીશું ?

## લૅન્ડિંગ □ ઘનશ્યામ ઠક્કર

દૂર દૂર નીચે રનવે પર સૂતેલ
વિશાળકાય કોલંબસ નસકોરાં બોલાવે ચત્તોપાટ
રોમ રોમ ઊછળે ગ્રેઈટ - લેઈકસનાં દેડકાં
ખરી પડે અંગઅંગ
ગગનચુંબી મકાનોની
ગોફણમાંથી ફેંકાય
માણસો બૅગેજ પાસપોર્ટ ઉમળકા નિસાસા
'લૅન્ડ ઑફ ઑપોર્ચ્યુનિટી'ના નિર્ધારિત સ્લૉટમાં
રોમાંચનું ઈંડુ ફાટફાટ
બીયરના નશામાં ચકચૂર કુતૂહલો
હવે ગાયોને પાર્ક કરવી પડશે ? !
પક્ષીઓને ઊતરવા રનવે બાંધવા પડશે ? !
કવિતાને બર્થકંટ્રોલની પિલ્સ આપવી પડશે ? !
ચહેરા પર ટેલિવિઝન પહેરવાં પડશે ? !
નિશ્વાસોને પ્લાસ્ટિક સર્જરી કરાવવી પડશે ? !
ઈતિહાસથી એક સમજણ દૂર
સંપીને રહેતી આ ટોળીનો સરદાર કોણ ?
બોલો 'શ્રી સ્ટેચ્યુ ઑફ લિબર્ટી'કી જે

## ઓરું કોઈ આવે...? □ 'વ્યોમદીપ'

આ ચકલીની ચાંચથકી હાંફે બપ્પોર,
બધે વગડામાં છલકાનો તડકાનો તોર !
ટહુકે છે ક્યાંક તોય કંચવાના મોર !

બળબળતા વાયરામાં અંગડાં ઓરાય,
પણે લીલુડી ચૂંદડીએ ચોમાસું જાય !
કહી દોને કોઈ એને -
ખોબો એક ફોરાંથી ભીંજવતાં જાય !

વેરાને લુખ્ખા અહીં બાવળ બેહાલ,
જલે ચાતકને કંઠ આખો સીમાડો લાલ !
ઓરું કોઈ આવે લઈ ઝરણાની ચાલ ?

## એ જ મારો મનોજ □ હર્ષદ ચંદારાણા

વ્હાલનાં વાદળાથી ભર્યું આખું આકાશ
	તે આ રહ્યો, એ જ મારો મનોજ
આપણો મિત્ર છે ખાસ, આષાઢનો માસ
	તે આ રહ્યો, એ જ મારો મનોજ

ચુપકીથી તે સહજ, સોંસરું ભેદીને
	લોહીમાં ઘર કરી વશ કરી જાય છે
ગઝલની મદ-ભરી મોહિની ગાઢ સુવાસ
	તે આ રહ્યો, એ જ મારો મનોજ

કુંડ દામા સમો છે છલોછલ ભર્યો,
	તે જ ગિરનાર પર્વત સમો છે અડગ
મોરના પીંછની સ્પર્શતી સ્નિગ્ધ કુમાશ
	તે આ રહ્યો, એ જ મારો મનોજ

સૂર્યના તેજ ને તાપથી સોહતો
	તે છતાં સ્હેજ પણ જે નથી બાળતો
શરદની પૂર્ણિમા-રાતનો શીત અજવાસ
	તે આ રહ્યો, એ જ મારો મનોજ

બીજની સ્ફુરણા લઈ હૃદયમાં મૂકી,
	પાંખડીની મુલાયમ ત્વચા લઈ ઘડયો
વૃક્ષનો ગંધ-ભીનો ઘટાટોપ ઉલ્લાસ
	તે આ રહ્યો, એ જ મારો મનોજ

□ કવિશ્રી મનોજ ખંડેરિયાના વનપ્રવેશે □ વનપ્રવેશ : ૬-૭-૯૩

□ પન્ના નાયક

સરોવરના
નિષ્કંપ જળમાં
ચંદ્રની
પ્રદક્ષિણા ફરતી
માછલીને
કુતૂહલ થાય છે
એ
તરતો કેમ નથી ?

□ મકરન્દ દવે

ચંદન તણાં આ છાંટણાંનો છંદ
કે ચંપક તણી મધુગંધ,
લો, આ કલ્પતરુ રોપી રહ્યો રણ મધ્ય
યોગાનંદ, યોગાનંદ, યોગાનંદ.

ભાઈ, તારી સઘન વૃક્ષઘટા તળે
બેઠો પગથિયે જ્યાં જરા
ત્યાં સત્યપૂત, ઋતંભરા,
પ્રાણ મારા પ્રાણ દ્વારા સાંભળે
નિર્વાક વાણી
નીરખે અદૃશ્ય એંધાણી.

રણ તે હવે શું ભૂંજવે ?
કે હિમ હવે તે થીજવે ?
રણની સળગતી લૂ અહીં ચંદન બને,
હિમવાયરા નીચા નમે નંદન કને.

બંધુ, નિહાળું તવ છબી દીવાલ પર
ત્યાં શૂન્ય તારા ખંડને ભરતી
તેજ નીતરતી
આંખની તારી ચમક, મલકી રહ્યા તારા અધર !
સાથ લઈ એ સંચરું
આનંદ યોગે નિત્ય આનંદે તરું.

છત્રી □ મંગળ રાઠોડ

ને હું -
ખેંચી કાઢું છું
દાઢની જેમ
મહામુશ્કેલીએ
મારા પડાવનો ખૂંટો.
કેટલો ઊંડે
ઊતરી ગયો'તો હું... !
કેટલો ઊંડે... !
સંકેલી લઉં છું માયા
આ તરુછાયા... !
એક છત્રીથી વિશેષ
એ કંઈ નથી !

## આ તો યુદ્ધ છે □ વેણુ ગોપાલ □ જયા મહેતા

(હિંદી)

જ્યારે ખબર પડે છે
પહેલી વાર
ત્યારે એટલી જ
કે ઝાડ ફક્ત ઝાડ નથી
અને નથી તડકો ફક્ત તડકો
ન હું ફક્ત હું
ન તું ફક્ત તું
ન કવિતા ફક્ત કવિતા

કે આ બધાં
પોતાના હોવામાં
અને એનીયે પહેલાં

એક યુદ્ધ છે ! એક સમગ્ર
અને નિર્ણાયક યુદ્ધ !
પાંદડાં ડાળીઓની વિરુદ્ધ છે
ડાળીઓ થડની
થડ મૂળની
અને એ બધાં
એક થઈ જાય છે
વાવાઝોડાંઓની સામે
અને વાવાઝોડાંઓ પણ એમની સાથે
હાથ મિલાવી લે છે
મારી વિરુદ્ધ

અને હું પણ એમની તરફ
થઈ જાઉં છું
મારી કવિતાઓની વિરુદ્ધ

આ રીતે
એક યુદ્ધ ચાલુ છે
કવિતા

દરેક તરફ દરેક જગાએ

સરકી રહ્યું છે હવામાં
ઊછળી રહ્યું છે સમુદ્રમાં
ડોકાઈ રહ્યું છે આકાશમાં
ઢાંકી રહ્યું છે જમીનને

અને તો પણ કવિતાઓ
આ યુદ્ધમાં
આપણી સાથે છે પોતાની જ વિરુદ્ધ

## સ્ત્રી □ રામસિંહ ચાહલ □ ભારતી દિવાન

(પંજાબી)

હું સ્ત્રી છું
એક ઘર છું
અને એક રસોડું પણ
જેમાં દુનિયાભરના
બધાં પકવાન બને છે
ભોજન-ભાજી, અને માંસ
વગેરે.... વગેરે...
અને એ બધું પણ
જો 'એક જીવન' માટે જોઈએ
અને પછી પણ હે મિત્રો
હું અપૂર્ણ જ છું ??

## ઝૂ (અભયારણ્ય) □ નીકાનોર પારા □ મેઘનાદ હ. ભટ્ટ

હવે આવવાનાં વર્ષોનું આ ભવિષ્યદર્શન છે :
બાર વામ ઊંચો હાથી વિચાર કરશે :
હું' મારી જાતને થોડો ઘણોય ઉપયોગી છું
મારાં આવરણો મને ભીતર-બ્હાર આનંદોર્મિથી ભીંજવે છે
મારાં કરતાં વધુ સુંદર હાથીની મૂર્તિને જોવા
ડુંગરાળ ભોંય પર પાછલા પગે દોડવું સ્હેલું નથી
એથી જ તો અંતરાત્માનો આ ઉચાટ અને ઉકળાટ
કશું જ નિઃશેષ રહે નહીં
ત્યાં સુધી હાથીને ધીબેડવામાં આવે કે
એના હાથીદાંત ખેંચી કાઢવામાં આવે તો
ગરીબડા એ હાથીનું શું થાય ?
આનો ઉત્તર માખ આપશે :
તું જે કહે છે એથી અમે વિક્ષુબ્ધ થઈએ છીએ, ભાઈ હાથી
જરા મારી સામે તો નજર માંડ
જો, કેવી મદમસ્ત થૈ હું તો ફેલાવું છું
મારી રંગીનમોજની લહર લહર-
-આજે આ ફૂલોના પત્તાને તો કાલે ફૂલોને,
મારા જેવા નાનકડા જીવને
હાથીભાઈના થાંભલા જેવા બે પગ વચ્ચે સપડાવે છે !
પેલી માખ-જે
વિચારે છે, ઊંઘે છે, ઉલ્લાસે છે
બનાવટી ખાતરના ઢગલા ઉપર
પોતાની પથારી બિછાવે છે-
- નોજ દાખલો લોને.
ઈલેક્ટ્રિક લાઈટવાળા એક ખાનગી ઝૂમાં
વર્ષો સુધી આ સંવાદ ચાલ્યા કરશે.
એના દરવાજા પર કોતરાયેલું હશે :
"ખાનગી ઝૂ, માત્ર શુક્રવાર અને શનિવાર, સમય ૧૧થી ૧૨"
પછી હાથી એની કુંભકરણી નીંદરમાંથી ઊઠશે

અને કફન પર થોડુંક ફૂંકીને કહેશે :
"ઈશ્વર પ્રાણીઓની દેખરેખ રાખે છે."
એ મને મરવા નહીં દે
માખોને તો આમ પણ પોતાની સંપૂર્ણતાની ખાતરી છે
એ તો ઊડે છે, હાથ અને પગ બન્નેને સહારે
જગ્યા જગ્યામાં ઊડે છે :
પણ માખ તો કહેશે
ઈશ્વરનું એ ઘેટું : આ હાથી
પોતાની સૂંઢમાં પાણી ભરીને એનો દૂરદૂર ફુવારો ફેલાવે છે
બારીબારણાં વિનાના ખાનગી રૂમાંથી
સડીને મરવા માટે સર્જાયેલા હાથીની જેમ-
ભાન ભૂલીને દોડે છે એ.
પણ, આ ક્ષણે તો આટલું જ થશે;
માખી અણધારી જ હાથીના કદની થઈ જશે
હાથી પોતાનું વજન ઓછું કરશે
હજાર ગણું ઓસરી જશે
તેઓ રસોડાના અને દીવાનખંડના 'રમકડા હાથી' બની જશે
અહીં તહીં અટવાતા નાનાનાના જીવો
ફળોમાં, સાકરમાં, સૂપમાં
અને હાથીદાંતથી સુસજ્જ થઈને માખીઓ
દૂરપૂર્વમાં પીછેહઠ કરશે પછી

☐ તુકારામ ☐ સુ. દ.

શું ખાઉં ને કોની કને જઉં । કોને આધારે ગામમાં રહું ।।
ક્રોધ્યો પટેલ ને ગામના લોક । ભિક્ષા આપવાની વાત હવે ફોક ।।
હવે એણે છોડી બધી રીતભાત । નિવેડો એનો હવે દીવાનને હાથ ।।
ભલા લોકોને મેં કહી મારી વાત । લોકોએ કર્યો મારો દુર્બળનો ઘાત ।।
તુકા કહે, આનો સંગ નથી સારો । વિઠ્ઠલના વિના નથી આરોઓવારો ।।

## સંતવાણી □ સર્વેશ્વર દયાળ સકસેના □ સુચી દલાલ

પ્રચંડ આંધીમાં
ભયાનક વાવાઝોડામાં
તે ફાનસ લઈને
ચાલ્યો જતો હતો
ખુશ, કે રસ્તો કપાઈ જશે

થોડી વાર પછી
ચિમની એક બાજુથી
કાળી પડવા લાગી
એને ખ્યાલ આવ્યો
કે વાટ વાંકી કપાયેલી છે.
ધીમેધીમે કાળાશ વધતી ગઈ
અને રોશની ઝાંખી થતી ગઈ
એણે વાટ મોટી કરી
પણ રોશનીની
તે જ હાલત!
એને લાગ્યું કે એમાં તેલ
લગભગ નહીં જેટલું જ
નાખ્યું છે.

થોડી વાર આંધળી રોશનીની મદદથી પણ
તે ચાલ્યો,
તેલ વગરની વાટને મોટી કરતો.
પણ આખરે આ અંતિમ
સહારો પણ ગુમાવવાનો જ હતો

ભયાનક આંધીમાં
હવે તે બુઝાયેલું
ફાનસ લઈને ઊભો છે

જાણે ક્યારથી
જાણે ક્યાં સુધી.

માફ કરો!
હવે હું ક્યા
અંધારાનું વર્ણન કરું,
જે એની બહાર છે
અથવા તો જે એની અંદર?
ક્યા રસ્તાનું વર્ણન કરું,
જેના પર એને આગળ
વધવું છે તે
કે એનું, જેની પર
હવે તે પાછો ફરી નથી શકતો?

□ પીરુ મોદી

શૂન્ય નહિ, સૂનકાર -
ફૂલની પાસેથી પસાર થતાં
તમે જો
પતંગિયું બની જતાં ન હો -
- તો તમે
પથ્થર પણ નથી.
કંઈ નથી!

## સાત સોપારી પાનનાં બીડાં □ સુરેશ દલાલ

સાહિત્યમાં એક તરફ પ્રાચીન - અર્વાચીન સર્વનું મૂલ્ય છે; સાહિત્ય પ્રાચીન-અર્વાચીન હોતું નથી, બધું જ સમકાલીન હોય છે, એમ પણ કહીએ તો ખોટું નહીં, તે સાથે જ કવિ શામળને યાદ કરીને કહેવું પડે છે કે 'કહ્યું કથે તે શાનો કવિ ?' સાહિત્યમાં નવાનવા ઉન્મેષોનું મૂલ્ય છે; એ ક્યારેક કેવળ પ્રયોગરૂપે હોય, તો ક્યારેક એ સફળ પ્રયોગ પણ હોઈ શકે. પ્રયોગો સભાન-અભાન બંને સ્તરે થતા રહે, તો જ સાહિત્યની ગતિ રૂંધાય નહીં.

ગુજરાતી કવિતા ક્ષેત્રે સુરેશભાઈએ આ બંને પ્રકારે કરેલા પ્રયોગો મળે છે. આઠ દીર્ઘકાવ્યોનો સંગ્રહ 'અસ્તિત્વ' સન ૧૯૭૭માં એમણે પ્રગટ કર્યો. દીર્ઘ લયનાં કાવ્યો કદાચ સૌથી પહેલાં એમણે જ લખ્યાં. મધ્યકાલની પદ-પ્રથમ પંક્તિને અને કહેવતોને આરંભમાં મૂકીને એના લયભાવ - સમગ્ર માહોલ પકડીને 'આજ'નાં પદ-ગીત લખ્યાં, તે અનુક્રમે 'પદધ્વનિ' અને 'ધ્રુવપંક્તિ'માં પ્રગટ થયાં છે. પ્રસ્તુત સંગ્રહ 'સાત સોપારી પાનનાં બીડાં' લોકગીતની પ્રથમ પંક્તિ અને 'દેશી'ની પ્રથમ પંક્તિ ઉપાડમાં લઈને રચનાઓ કરી છે. એક રીતે આ પ્રયોગો પરકાયા-પ્રવેશની જેમ પરકૃતિ પ્રવેશ જેવા છે, તો વળી અહીં એ પરકૃતિના ઉંબર પાસે જ ઊભા રહીને જ નવરચના કરવાની છે; એટલે આ પ્રયોગો એક સર્જનાત્મક પડકાર પણ બને છે. આ ત્રણે પ્રયોગો - પદધ્વનિ, 'ધ્રુવપંક્તિ' અને 'સાત સોપારી...' કવિની સર્જનાત્મક પ્રતિભાની પ્રતીતિ આપે છે, મધ્યકાલીન ને લોકગીતની સાથે ઉત્તમ કૃતિઓ અને ભુલાતી જતી કહેવાતોનુંય સ્મરણ કરાવે છે. આ પુસ્તકનું એક બીજું આકર્ષણ છે ભાયાણી સાહેબની પ્રસ્તાવના, નિનુ મજુમદારનાં 'કેટલાંક સ્મરણો' અને ઉદયન ઠક્કરની આગવી શૈલીએ પરિચય. કવિકલમના ઉન્મેષ આ પંક્તિઓમાં જોઈ શકાય છે, એની પ્રથમ પંક્તિ લોકગીતની છે :

'એક ઝાડ માથે ઝૂમખડું, ઝૂમખડે રાતાં ફૂલ રે'
લૂમખેઝૂમખે લળી પડે મારો વ્હાલમ તો મશગૂલ રે.
□
'અમરખ જમરખ દીવા બળે ને દીવા તળે અંધારું જો'
અંધારાને હું તો મારી આંખ્યુંથી શણગારું જો.
□
'અગર ચંદનની ઢોકણી વવ શું કરતાં નંદવાણી જો',
ક્યાંક તમારી નજરું ને ક્યાંક વેરતાં વાણી જો.

મૂળ કૃતિના ભાવ-લય-પ્રાસને ઝીલીને રચાયેલી આ કૃતિઓ એક જુદી કેડીએ પ્રયાણ સૂચવે છે

અશોક શાહ

[સુરેશ દલાલ, સાત સોપારી પાનનાં બીડાં, ૧૯૯૨, શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઈ. પૃ. ૭૨, કિં. રૂ. ૩૦-૦૦.]

## ધૂળ - ૧ □ સર્વેશ્વર દયાલ સક્સેના □ સુધી દલાલ

તું ધૂળ છે -
પગથી ચગદાયેલી ધૂળ.
બેચેન હવાની સાથે ઊઠ,
આંધી બનીને
એમની આંખોમાં પડ
જેમના પગની નીચે તું છે.
એવી કોઇ જગા નથી
જ્યાં તું પહોંચી ન શકે,
એવું કોઈ નથી
જે તને રોકી શકે.
તું ધૂળ છે
પગથી ચગદાયેલી ધૂળ,
ધૂળમાં મળી જા.

ધૂળ - ૨

તું ધૂળ છે
જિંદગીના ભેજમાંથી
ઊપઈ બન.

રાતોરાત
સદીઓથી બંધ આ
દીવાલોનાં
બારી
બારણાં
અને જાળિયામાંથી બહાર નીકળ.

તું ધૂળ છે
જિંદગીના ભેજમાંથી જન્મ લે
ઊપઈ બન, આગળ વધ.

એક વાર રસ્તો જાણી લીધા પછી
તને કોઈ ખતમ નહીં કરી શકે.

□ તુકારામ □ સુ. દ.

તારી કૃપાથી બધું ખબ્યું અમાપ । હવે બીજો કોઈ ભાવ નહીં આપ ।।
જ્યાં જ્યાં જોઉં ત્યાં પગલાં તારાં । ત્રિભુવનમાં પણ તારી ધારા ।।
ભેદ-અભેદ એ ભ્રમની વાત । નહીં જોઈએ કોઈ વાદવિવાદ ।।
અણુઅણુમાં તારીધ્યાન । અણુથી નાનો પણ આકાશથી મહાન ।।

## કવિનું મૌન □ સીતાકાંત મહામાત્ર □ રજની મહેતા

**(ઉડિયા)**

શબ્દો શબ્દોના કાનમાં કંઈ કહે છે
હાથ લંબાવે છે, ચૂમે છે
પંપાળે છે, ભેટે છે

એને કારણે ચંદ્ર ઊગે છે
હળવી લહર વૃક્ષોના ફૂલોને જગાડે છે
ધાન્યમાં ઊભરાય છે દૂધ
નદીઓ દોડે છે સમુદ્ર તરફ
કાળા આકાશમાં તારાઓ ચમકે છે
અને અંધને દૃષ્ટિ પ્રાપ્ત થાય છે

શબ્દમાં હોય છે પૃથ્વીના તમામ રંગ
તમામ બેચેન અવાજો
અકારણ વ્યથાના અનંત જીવનના શબ્દમાં
હોય છે પૃથ્વીનો તમામ સ્પર્શ
અને સઘળીયે સુગંધ

પ્રાર્થનામાં ઝૂકેલા પોતાના મસ્તક સાથે
કવિ કેવળ સાંભળે છે
અને
એના મૌનમાં શબ્દો કાવ્ય થઈ જાય છે

## "શું વધુ જોઈએ?"

□ સુધીર પટેલ

આળપંપાળથી શું વધુ જોઈએ ?
સાર-સંભાળથી શું વધુ જોઈએ ?

એક પંખીને બસ એકવા-ઝૂલવા,
લીલીછમ ડાળથી શું વધુ જોઈએ ?

આહને-ઊફને પળમહીં ભૂલવા,
હાથ હેતાળથી શું વધુ જોઈએ ?

મુજ ગઝલ-ભાવને હૂબહૂ ઝીલવા,
એ જ શરમાળથી શું વધુ જોઈએ ?

આ હૃદયની ધબકને જ ચૂકી જવા,
ઊંડી કોઈ ફાળથી શું વધુ જોઈએ ?

બુંદ ઝાકળનું કે અશ્રુનું હો 'સુધીર',
રેશમી ઢાળથી શું વધુ જોઈએ ?

હાથીનું શું થયું ? □ સુજાતા ભટ્ટ □ જયા મહેતા

(અંગ્રેજી)

પોતાના પુત્ર ગણપતિને પાછો જીવતો કરવા માટે
શંકરે જે હાથીનું મસ્તક ચોરી લીધું હતું
એ હાથીનું શું થયું ?

આ છે બાળકની જિજ્ઞાસા
રંગધારખુ આ કલ્પના
તપાસ ચાલુ રાખે છે,
આ કપોલકલ્પિતને માનવા માટે
રસ્તો શોધતાં
વાર્તા લંબાવવાનો એક રસ્તો.

હાથીના મસ્તક સાથે
ગણપતિ જો હજીયે ગણપતિ હોય
તો હાથીનું શરીર
બીજું જીવન ન શોધી શકે ?
દાખલા તરીકે
ઘોડાના માથાવાળું.

અને જો આપણે
હાથીના શરીરને જીવતું કરવા માટે
ઘોડાનું માથું મેળવીએ
તો સાચો હાથી કયો !
ને પછી શું કરીએ આપણે
ઘોડાના શરીરનું ?

હજીયે બાળક
શંકરની બેદરકારીને નકારે છે

□ રજની મહેતા

મારા
સરોવરના જળ
સૂર્ય નથી
છતાંય કેમ
સુકાઈ જાય છે ?
તારા સરોવર પર
કોઈ
ચંદ્ર તો નથી ઊગ્યો ને ?!

કવિતા

ને શોધે છે ઉકેલ
મૃત્યુ ન હોય એવો.
* *

પણ હવે જ્યારે હું
દીવાલ પરની ગણપતિની છબીને
નિહાળ્યા કરું છું ત્યારે મને દેખાય છે
માથું ઊડાડી દેવાયેલા હાથીનું
સડી રહેલું મડદું કરચલિયાળું
પડખાભર પડેલું
પક્ષીની ચરકથી, ગીધની ચરકથી છવાયેલું

ઓહ ! એ હાથી
જેનું માથું ઊગરી ગયું છે
ગણપતિ માટે
હા, એ મરી ગયો, પણ
બીજા એના ટોળાના, એના કુટુંબના
સેંકડો હાથીઓએ એને શોધી કાઢયો હશે,
કલાકો સુધી એમણે જોયા કર્યું હશે એની સામે,
ધીમી છવાઈ રહેલી ઉદાસીથી...
કેવું એમણે ફર્યા કર્યું હશે
કુંડાળામાં, પોતાની સૂંઢો બહારની બાજુએ રાખીને
અને પછી અંદરની બાજુએ
માથા વગરના હાથી તરફ

આ નૃત્ય છે
સમૂહ નૃત્ય
એની વાત કોઈ કરતું નથી.

□ **રજની મહેના**
દરિયે તારું સ્મરણ : તરાપો.

## પાર્વતીનું મસ્તક □ કેથલિન રેઈન □ જયા મહેતા

પાર્વતી, જેની પ્રતિકૃતિ સ્વપ્નિલ હાથે ઘડી છે
ભારતની સુક્કી માટીમાંથી, કોણ છો તમે, જેમને લીધે
એ સૌંદર્ય, સૌમ્ય ને શાંતિભર્યો પ્રેમનો ચહેરો ?
કોની છે એ પ્રશાંત પ્રતિભા ઉપસ્થિત
અહીં મારા ખંડમાં ? કયા મનમાંથી, કયા વિચારમાંથી
પરમ આનંદની એ સ્થિતિ ! કોનો પ્રેમ ? કોને માટે ?
આપણે બંને પામીએ છીએ અને આપીએ છીએ પ્રેમનું રહસ્ય,
એ દેવમુખી આવે છે ઊંચે દૂરથી
હજીયે પર્વત- સરોવર પ્રતિબિંબિત કરે છે
વાદળો, વાવાઝોડાં, તારાઓ, નીરવતાઓ, રાત- એની મૂળ ભૂમિ.

## વિપર્યય □ નરેશ મહેતા □ રજની મહેતા

(હિન્દી)

વર્ષામાં ભીંજાઈને
ચિત્ર
કદરૂપું થઈ ગયું
અને ને
દીવાલ પરથી જ નહીં
મનમાંથી પણ ઉતારી દીધું -
એ હું હતો.

વર્ષામાં ભીંજાઈને
કવિતા
કેવી રંગોમાં નહાઈ ફૂલ થઈને આવી
અને મેં
એને પૃથ્વી પર જ નહીં
એને વૃક્ષ પર જ નહીં
પણ પોતાનામાં ધારણ કરી લીધી. -
એ તું હતી.

## પિશાચ

□ ઓકનાવિયો પાઝ
□ અનુ. રાધેશ્યામ શર્મા

જે મનુષ્ય માટી છે
મેદાનમાંથી જે ગુજરી જાય
તેઓ માણસો છે.

આસ્વાદ : □ રાધેશ્યામ શર્મા

## ગીત કવિતા ખેદની ભાષા

**પાણીનાં મૂળિયાં**

પાણીનાં મૂળિયાં પથ્થરમાં છે અને પથ્થરનાં મૂળિયાં પાણી
સપનામાં જોઈ અને જાગીને ખોઈ મેં મૌનની પળપળની વાણી
સૂરજનાં મૂળિયાં ઘેરો અંધાર
અને ચાંદનીના મૂળમાં અમાસ
આકાશનાં મૂળિયાં ધરતીમાં છે
અને ધરતીનાં મૂળિયાં આકાશ.
મારા શ્વાસનાં મૂળિયાં તારા નામમાં રહ્યાં એની હોય નહીં બીજી કહાણી
પાણીનાં મૂળિયાં પથ્થરમાં છે અને પથ્થરનાં મૂળિયાં પાણી
મૂળિયાં વિનાની માણસની જાત
હવે ચાલી રહી છે પંથ વિના
માણસ એકલો નથી કે નથી સંગાથ કોઈ;
એ તો કાફલો તૂટ્યો છે તંત વિના.
ગુલામના પંથનો ગંજીપો આખો : એમાં કોઈ નથી રાજા કે રાણી
પાણીનાં મૂળિયાં પથ્થરમાં છે અને પથ્થરનાં મૂળિયાં પાણી

સુરેશ દલાલ

[ગુજરાતી કવિતાચયન : ૧૯૯૧ સં. હર્ષદ ત્રિવેદી ગુ.સા.પ. પ્રકાશન, પૃ. ૭૮]

જ્યારે ત્યારે ગીતરચનાએ ધર્મ-પ્રતીકો અને અધ્યાત્મનો, ચિન્તનમનન કે તત્ત્વદર્શનનો પંથ પકડ્યો છે ત્યારે સર્જકતાની રસ-માત્રા અલ્પ અને બોધક જ્ઞાનની ગુટિકાઓ સવિશેષ સાંપડી છે ! છતાં મજા માણવી હોય તો તત્ત્વદર્શનનો આસ્વાદ મરમી ભક્ત - સંત - કવિઓની એવી ત્રૂટક પદાવલિમાંથી જ મળ્યો હશે.

સમગ્ર ગીતકૃતિ સુવાંગ ઊતરે એવી તો ઘણી ઓછી. વેરાનમાં વીરડી. સંસિદ્ધ ગીતકારોય પાણી ભરે ત્યાં. એટલે ગીતની વાત આવે ત્યારે નિશાન નોંધાયું હોય તો ત્યાંયે સામાન્ય અંતિમ અંતરા પછીનું મૌન પાળવામાં જ સુખાળવું વિવેચન સલામતી શોધે છે. ગીત-માણેકડું મળ્યું હોય તોય સૌ લોલમલોલ ગાયાં જ કરે, મારું માણેકડું રિસાયું... (રિપીટ) રિસાયું રે લોલ...

'પાણીનાં મૂળિયાં'માં એક વહેતું ગીત સાંપડ્યું.

ઝાડનાં મૂળિયાં ભાળ્યાં હોય, કવિ મથાળેથી જ ચમકાવે છે 'પાણીનાં મૂળિયાં' આલેખી.

બે વિરુદ્ધ ધ્રુવોને એના તળનળિયાંને ન્યાળી ઉભય ભિન્ન તત્ત્વો વચ્ચે એક-અદ્વૈત ? આંતરમિશ્રિત (Inter-Mixing) ઋતની વાસ્તવિકતા પર આંગળી મૂકવાની હિંમત, અમથા બે અંતરાની ગીતરચનામાં કરવી દુર્ઘટ છે. કાચાપોચાના હાથે તો ગીતસર્જન કળાવિસર્જનની દુર્ઘટના જ બની પડે ! અહીં ? 'પાણીનાં મૂળિયાં'ની પ્રથમ પંક્તિ (મુખડો) કોઈ મધ્યકાલીન ભજનની સુમ્રા-સાહચર્ય સાથે ફૂટી સંભળાય છે. પાણીનાં મૂળિયાં છેક પથ્થરમાં (ચૈતન્યનાં મૂળિયાં જડમાં...) અને પાછા પથ્થરનાં મૂળિયાં (હતાં ત્યાં ને ત્યાં) પાણીમાં ગાઈને ઉભયવિરોધી છેડાને સંકલિત કરવાનો ઉપક્રમ છે.

જે પંક્તિ પર ભાવકો અને શ્રાવકો વારી જાય એ તો બીજી છે :'

'સપનામાં જોઈ અને જાગીને ખોઈ મેં મૌનની પળપળની વાણી'...

પાણી-પથ્થરનાં મૂળિયાંના પરસ્પર આલંબન અને અસ્તિત્વની નિઃશંક વ્યક્તિ પછી અચાનક જ સ્વપ્ન-જાગૃતિની દશાને પ્રત્યક્ષ કરાવતી આ કડી રસપ્રદાયક છે.

પથ્થરનાં મૂળિયાં પાણીમાં અને પાણીનાં મૂળિયાં પથ્થરમાં - આવા દર્શનની સેળભેળતા વિચિત્ર ચારુ નથી દીસતી ? ખડકાળ તળિયાવાળી નદીની અંદર આંખો નાખીને કદી નીરખ્યું છે ? કવિએ ને માણ્યું લાગે છે તેથી જ ભાષામાં મૂર્તિકરણ સંભવ્યું છે. છતાં પાણીના-પથ્થરના જાગ્રત ખળભળાટથી કર્તા અવચેતના કે,અચેતનતા Un-Consciousness)માં ખાબકીને ઉદ્ગારે છે એનો મહિમા ચઢિયાતો છે : મૌનની વાણીથી જ ગાડું નથી હંકાર્યું : મૌનની પાછી પળપળની (From moment to eternity) વાણીને સપનામાં જોઈ એની જાણતલને જ ગમ પડે. પછી જાગી પડતાં ને મૌનવાણી 'જાગીને ખોઈ' એમાં પ્રચ્છન્ન ખેદ પણ સૂચવાય છે. અંતરામાં પ્રવેશતાં પૂર્વે આવી ભૂમિકા સિદ્ધ થઈ, લીલયા.

પ્રથમ અંતરામાં પાણીનાં મૂળિયાં અને પથ્થરનાં મૂળિયાંની નર્કેશ્રેણીને જ (સૂરજનાં મૂળિયાં અંધારામાં અને ચાંદનીનાં મૂળિયાં અમાસ...) લંબાવી છે, જેમ ખરલમાં ઔષધને ઘૂંટવા, ભાવના આપવાથી, વિશેષ શક્તિ સંચારિત થાય એમ ચાલે છે, પણ પછી, 'આકાશનાં મૂળિયાં ધરતીમાં છે અને ધરતીનાં મૂળિયાં આકાશ' કડીઓમાં, અમાસ-આકાશની ઉચિત પ્રાસયોજના પછી ભગવદ્‌ગીતાનો વિખ્યાત શ્લોક 'ઊર્ધ્વમૂલમધ : શાખ' અહીં વિશિષ્ટ સંદર્ભપૂર્વક અવતરેલો પામી શકાય છે. ચાલુ કાવ્યવિવેચન આવા શાસ્ત્રીય ઉલ્લેખ (Scriptural allusion)થી ડઘાઈ જતાં આક્રોશ કરી બેસે; 'તત્ત્વટૂંપણા'ની સરસ્વતી સુણાવી મારે, પણ પૂર્વાપર સંદર્ભમાં તપાસે તો કિંકર્તવ્યમૂઢ ના બને. એ તો અસ્તિત્વના સહજ ગાન સમી પંક્તિ, 'મારા શ્વાસનાં મૂળિયાં તારા નામમાં...' ગાવા માટે

બીજા અંતરામાં અપુના 'હવે' ચાલી રહી છે પંથ વિના) - મનુષ્ય જાતિની દિશામાર્ગશૂન્ય ગતિ પેખી એની મુસાફરીને (માઈન્ડ વેલ, માત્રા

નહીં જ) અને માણસજાતને પોતાને મૂળિયાં વિનાની (Rootless) કહી દીધી છે. આટલેથી જ કડી અટકી પડી હોત તો એક ફેશનગ્રસ્ત સ્ટેટમેન્ટ ગણાત, પણ અનુવર્તી પંક્તિ -

માણસ એકલો નથી કે નથી સંગાથ કોઈ
એ તો કાફલો તૂટ્યો છે તંત વિના.

- એક વાર નહીં બે વાર વાંચીએ ને માણીએ - તો ખ્યાલમાં આવી જાય કે માનવીય પરિસ્થિતિની વિસંગતિ (Absurd) અહીં આબાદ વ્યક્ત થઈ છે.

**પ્રશ્ન :** માણસ એકલો છે ? તો જવાબ મળે, ના ! પણ એનો મતલબ એવો નહીં કે એને સોબત છે કોઈની. અહીં કેવી દશા છે કે માણસ એકલો નથી તેમ તેને સંગાથ પણ નથી કોઈ. ('વેઈટિન્ગ ફૉર ગોદો'માં આવતા બે આવારાની બેકેટિયન સૃષ્ટિનો અહીં અલપઝલપ ઈશારો ઝળકી ગયો મારામાં...)

'એ તો કાફલો તૂટ્યો છે તંત વિના' - કાફલાનો તંત સાથે સુમેળ બેસાડવો પ્રથમ નજરે દુષ્કર, પણ તંતને 'તન્તુ' સાથે યોજી જોતાં 'પરંપરા'નો લક્ષાર્થ સાનમાં સમજાશે. જેનાં મૂળિયાં જ નથી એની પૂર્વતન્તુગત પરંપરા કેવી હોય ? ક્યાંથી હોય ! પરંપરા હકીકતે નથી - એવું તો નથી જ નથી, પણ કાફલામાંની મસકમાંથી નીર નીતર્યા બાદ રણરેતમાં ચૂસાઈ ગયું છે ! તો હવે બચ્યું ખરું કાંઈ ? 'ગુલામના પંથનો ગંજીપો આખો : એમાં કોઈ નથી રાજા કે રાણી.' મૂળિયાં નહીં, પરંપરા નહીં, રાજા-રાણી નહીં એટલે રહ્યા ગુલામો. (સાહેબ નહીં, બીબી નહીં, રહ ગયા ગુલામ...) પણ સીધુંસટ્ટ કહે તો કવિ નહીં. એનું સર્જકકર્મ આ પંક્તિમાં ઝગમગી ઊઠે છે : 'ગુલામના પંથનો ગંજીપો આખો'. ગુલામપંથને પત્તાનાં ગંજીપાની વ્યાપકતા આપવામાં સફળ ગીતકવિ સુરેશ દલાલને આ રચનાના રાજા કહેવામાં રાજીપો અનુભવું છું, આ ક્ષણે...

## પ્રાર્થના

□ ડેવિડ રોકેહ □ જયા મહેતા

(હિબ્રુ)

ભાગ્યે જ મારા હોઠ પર આવતી પ્રાર્થના
મારી આંખને આંસુથી ભરી દે છે.
તારા શરીરના ઢોળાવો પર હું ઘૂંટણિયે પડીશ
અને ચીસ નહીં પાડું : પ્રિય.
ગંઠાયેલી રાત
મારી આસપાસ વંટોળાય છે, અને બરફ
સવારે પીગળી જશે.

## તમારે શું ? □ વીરુ પુરોહિત

(ગીત)

તળાવના જળમાં ખૂંપેલી
ગાય તણી ખરીઓનાં પોલાણે તરફડતી
માછલીઓની જેમ દિવસ ને રાત અમારાં !
સખી ! તમે તો કમળ, તમારે શું ?

અહીં એકદા રોજ ઉષા ઊગતી'તી ત્યારે
પક્ષીના કલબલાટ કિરણોની આંગળીઓ પકડી જળમાં ન્હાતા,
કરેણની ડાળો ઝૂકયાની પળને બાથ ભરી તરંગ પર
કદી રેશમી પવન ફરકતા, અમે થરકતા, ગાતા,
હું મને પૂછું છું, "તળાવના કાંઠે ઊગેલા છૈયા પર
ફૂલ કેમ બેસતાં નથી, વિચારે શું ?"

સખી ! તમે તો કમળ, તમારે શું ?

કદી મેઘની ધારાને હિંડોળે હિંચતું
કદી અભ્રની સાથે ધસતું, લહુલહતું, એ આજ પુકુર છે ?
ચાંદ વૃક્ષનાં ઝૂંડોમાંથી ડૂબકી મારી
તારાઓ વીણવાની કરતો રમત, અરે ! એ આ જ પુકુર છે ?
અંધકારમાં ખરી ગયેલાં ફૂલ સમા દિવસો પર
કોઈ પતંગિયાં શી પાંખ પસારે શું ?

તળાવનાં જળમાં ખૂંપેલી
ગાય તણી ખરીઓનાં પોલાણે તરફડતી
માછલીઓની જેમ દિવસ ને રાત અમારાં !
સખી ! તમે તો કમળ, તમારે શું ?
સખી ! તમે તો કમળ, તમારે શું ?

## સલામ □ હર્ષદ ચંદારાણા

વાદળનાં ઝુંડ બનતી તારી યાદને સલામ
દરિયો કરે મનેય એ વરસાદને સલામ

એથી બનું છું મેઘ ને ભટકું છું આભ-આભ
તારા, ટહુકતા મોર સમા સાદને સલામ

છાતીના વાંસવનમાં અહો ! ભાવનો પવન
વાણીની વાંસળીમાં વહ્યા નાદને સલામ

મારા જ તનથી નીકળી ફેલાય ચોતરફ
સૌરભ સમા છલકતા આ ઉન્માદને સલામ

ન્હોતી મળી તો ખુદથી અજાણ્યો રહ્યો હતો
આભાર ! ઓળખાણ થતી દાદને સલામ

● સલામ : કવયિત્રી પારુલ ખખ્ખરને

## ઉદાહરણ □ ઓકતાવિયો પાઝ
□ અનુ. રાધેશ્યામ શર્મા

મોટરકારો વચ્ચે એક પતંગિયું ઊડયું
મેરી જૉસ કહે : ન્યૂ યૉર્કના પ્રવાસે આવેલ
ચુઆંગ ત્ઝુ જ હોવો જોઈએ
પરંતુ પતંગિયું
જાણતું નહોતું કે પોતે ચુઆંગ ત્ઝુના
સ્વપ્ન સેવતું પતંગિયું છે
અથવા ચુઆંગ ત્ઝુ
પતંગિયું હોવાનું સ્વપ્ન સેવે છે.
પતંગિયાને કદાપિ કશું આશ્ચર્ય ના થયું :
તે ઊડી ગયું

## થાકેલી આંખોમાં સ્મિત □ વિષ્ણુચંદ્ર શર્મા □ સુધી દલાલ

(હિન્દી)

તમે આપી શકો
તો આપી દો એ સ્મિત
જે એક બાળકની આંખોથી હોઠ સુધી
સરતું હોય છે.

તમે આપી શકો
તો એક પાકેલું જામફળ
એક બાળકની ગંદીપગી હથેળી પર
રાખીને જુઓ
કેવું થાય છે
તાજું, પવિત્ર, નિર્મળ સ્મિત.

તમે પછી
મારી થાકેલી આંખોમાં
વસી જશો
સદાને માટે.

□ ધીરુ મોદી

પથરા ક્યારેય હસે નહિ,
ક્યારેય રડે નહિ.
કેમ કે
એ તો પથરા છે.

આ માણસો
ઘણીય વાર મોકળા મને હસે છે.
ને કેટલીય વાર ખુલ્લા દિલે રડે છે.
પણ તોબાહ!
પથરા માટે લડે છે!
રામ! રામ!

## સફર □ મંગળ રાઠોડ

વર્ષોથી હું
ચાલી રહ્યો છું
એકધારો અવિરત
પણ ક્યાંય આવતો નથી
આ સફરનો અંત.
થાકી જાઉં છું.
મંદ પડતી જાય છે ગતિ.
પગલે પગલે આખરે
નજીક આવતો જાય છે પડાવ.
બેસી પડું છું.
આંખો મીંચીને,
ઊતરી જાઉં છું ઊંડે.
જોઉં છું તો -
ત્યાં પણ ચાલી રહ્યું છે કોઈક
અહર્નિશ
સતત...!

September 1917

Dear Sidney,

Here it is, then, in all its sympathy understanding and devotion. Do you remember the misunderstanding we began in that night when we watched the normal school dance from among the empty chairs along the wall? I didn't suspect then that we were to live to owe each other so much. You do owe me something too, I think. Not much, but a little. Not enough to make your wife jealous of me, because it is nothing in comparison with what you owe her for being what she is. It made us happy to see you so happy on your way with her. Keep being my friend as I shall remain

Always friend of both of you

Robert Frost.

## કાગવનમાં કોબ્રાજી ! □ 'વ્યોમદીપ'

'કાગરાજ ! કાગરાજ !
વનતણા સરતાજ !
નમે ઘુવડ ને બાજ,
નાચીજ આ વાજોવાજ
આવીને નમે છે, રાજ !'
એવી બિરદાવલિનું કવિત
લલકારીને કોબ્રા હળુહળુ પાસે આવી
કાગરાજને રહ્યા નમી !
'કોણ કોબ્રાજી ?' વધા કાગરાજ :
'અહો ક્યારે સરકતા આવ્યા સમીપ
તેનીય ન રહી ખબર !
કદાચ જેને ડસતા હશો
એય રહેતો હશે બેખબર !
ન પકડાય તમારી ચાલ !'
'એ જ તો છે મારી કમાલ !'
'ભૈ કોબ્રાજી, તમારી જીભ ભારે મીઠી –
મેં તો એવી ઝીણી સેવ-ચાખતાં દીઠી !
તમે એક જ રત્ન મુજ દરબારમાં !
કહો, કેમ પધાર્યા સવારમાં ?'
પેલો પોપટ બહુ બોલબોલ કરે
એનાથી રહેવું સાવધ !'
'કાલે જ બાજને બોલાવી કરાવું એનો વધ ?
કરી નાખું એના બૂરા હાલહવાલ !'
'કરી નાખોને દેશનિકાલ !'
'ઠીક, એમ જ કરીએ !
પણ કોબ્રાજી, તમે તો વૃક્ષપરેય
કરો આસાનીથી આરોહણ કદી ?'
'હા, છેક ટગલી ડાળ લગી !'
'એમ ? છેક મારા આ ઊંચા આસન સુધી ?
તમારી મીટ તો ભૈ, બહુ ઊંચી !
પણ મારી હડફેટે ના ચડશો – જોઈ આ ચાંચ તીણી ?
ફેણને જડી દઉં ભોંયમાં – જાણે મારી છીણી !
અરે, આપની સાથે હોય એવો વે'વાર ?
કાગરાજ ! સરકાર !
નમસ્કાર ! નમસ્કાર !

## મીંડાનું નગર □ ભાનુપ્રસાદ પંડ્યા

હશે શું ક્રીડાનું નગર? ચરણો સૌ ધસમસે,
પથે, ચકે, વેણે વલયગતિનાં લોચન વિશે.
મળે હસ્તો - હોઠે હસતી પરપોટાતણી છબિ,
વહે નૃત્યગાને સભર મધરાતી ક્ષણ બધી!

દિસે શું પીડાનું નગર? કણસે બેય પડખાં-
નિશાએ રસ્તાના, ચિમની થકી શ્વાસો ધૂંધવતા
ચડે અભ્રે ગોટા, પવન પણ ભીંસાઈ ઝલીયાં
વહે, કન્દે દાટી જનપદની લીલીછમ મજા.

ખરે આ મીંડાનું નગર! ટપકાં જેમ ઊભરે
અહીં માથાં, જાણે ક્રીડનક ધૂમે શાં કળ દીધાં!
તુલામાનવ્યોથી કરી-વજન જેનું કશું નહીં!
હિસાબે હૈયાનાં ગણતરી કરી - શૂન્ય નીકળી!

ક્રીડાઓ છેદાતી સતત પીડથી આ નગરમાં,
બને મીંડાંઓની વધની વસતી શી નગરમાં!

## સ્પર્શ □ ઓક્તાવિયો પાઝ
□ અનુ. રાધેશ્યામ શર્મા

મારા હાથ
તારી હયાતીના પરદા ખોલે છે.
અધિક નગ્નતામાં તને આવરે છે
તારા શરીરનાં શરીરોને અનાવૃત કરે છે
મારા હાથ
તારા શરીર માટે એક બીજું શરીર શોધે છે.

કવિતા

કરતાં કોઇનુંયે કામ । પ્રભુને લાજનું નહીં નામ ।।
કરવા ઊજળું ઊજળું કામ । ધાર્યું નામ તમે ઘનશ્યામ ।।
જે કોઈ ઝંખી જુએ વાટ । તેને મળતી સ્હાય અફાટ ।।
બોલે તેવું કરે કામ । તુકા કહે હરિવર નામ ।।
છોડયો છે સંસાર । માયા તારી છે અપાર ।।
પાછળ પાછળ ચાલે દોડે । સુખદુ:ખ પોતે લઇ લે સોડે ।।
નિરંતર એનું દેવું નામ । કરવું એક જ મોટું કામ ।।
તુકા કહે ભોળી । વિઠ્ઠલકૃપાની ઝોળી ।।

સંસારને વળગેલા લોકો, ઊઠો, વેગ કરો । ઉદાર પાંડુરંગના શરણકમલમાં ઠરો ।।
આ દેહ દેવનો, કુબેરનું છે ધન । મનુષ્યનું હોય એમાં નહીં કાંઇ પણ ।।
દેનાર પણ દેવ, લેનાર પણ એ જ । મનુષ્યની સત્તા સાવ શૂન્ય છે જ ।।
નિમિત્તનું ધણી છે મનુષ્ય-પ્રાણી । મારું મારું કરનારાની વ્યર્થ છે વાણી ।।
તુકા કહે સર્વ જ છે નાશવંત । દેવને છોડીને શાને કરું ખંત ।।

ઇન્દ્રિયો માંહોમાંહે લડે । કાન કહે જીભનું ભાયગ ચડે ।।
આકુળવ્યાકુળ હાથપગ કપાળ । આંખને ઝાઝેરો દુકાળ ।।
ગુણ ગાય મુખ સાંભળે કાન । અમને તો સઘળું વેરાન ।।
દર્શનથી નેણની છીપે પ્યાસ । સૌને નિજ ભાયગનો પાશ ।।
તુકા કહે એમ કરો હરિ । મારી ઝંખના હરીભરી ।।

બેસું, હસું પીઉં ખાઉં । એક જ તારા નામને ગાઉં ।।
રામકૃષ્ણનામમાળા કંઠે । મેં ધારી હૂંફાળા ।।
વિશ્વાસ એવો છે ભગવાન । નામ તારું કરવું બળવાન ।।
તુકા કહે હવે તારું શરણું ભવેભવે ।।

ભક્ત વિના દેવા । ક્યાંથી શણગાર અને સેવા ।।
અરસપરસ શોભે । સોનું હીરા થકી મોભે ।।
દેવ વિના ભક્ત । તને કોણ કરે વિરક્ત ।।
તુકા કહે બાળ જેવી । માત-મમતા જાળ ।।

સ્વપ્નનું ધન, હાથમાં નથી, પાલવમાં નથી । પ્રત્યક્ષ હરિ કેમ થાતા નથી ।।

કવિતા

હજી સુધી કેમ કરતો ચાળા । કંઠમાં સાચ્ચે પહેરાવ માળા ।।
વાત કર ને ફેડ વ્યથા । ચરણકમળ એ મારી કથા ।।
તુકા કહે મારા જીવના જીવ । પડદાને હટાવો શિવ ।।

એવો દુસ્તર પારાવાર । કેમ કરીને કરવો પાર ।।
કામક્રોધના સાવજ ઝાઝા । ભય તો એની મૂકનો માઝા ।।
માયામમતનાં વમળ । વમળાનાં રહે અકળસકળ ।।
વાસનાના ઊઠે તરંગ । નિષ્ઠાનો એ કરે ભંગ ।।
તરવાની એક યુક્તિ છે । તુકાનામની ભક્તિ છે ।।

કોરેકોરા શબ્દજ્ઞાની । હોય દંભી કપટી અને અભિમાની ।।
એવાને આંખથી અળગા રાખો । છળવાદીને છેકી નાખો ।।
બળો એનું જ્ઞાન ને બળો એનો દંભ । બળી જાય ભલે દુર્જનોનો કંઠ ।।
તુકા કહે છળ માટે આવા આવે પાસે । એમને માટે હોય નહીં આદર મારે શ્વાસે ।।

## તરુણી □ ઓક્તાવિયો પાઝ
□ અનુ. રાધેશ્યામ શર્મા

પ્રતિરોધમાં મધ્યાહ્ન મધ્યે
અને રાત્રિએ એકત્રિત
એક તરુણીની દૃષ્ટિ

પોતાની નોટબુક અને લખાણનો
એના અસ્તિત્વનો, બે અપલક આંખોથી તે ત્યાગ કરે છે
દીવાલ પરનો ઉજાસ પોતાને જ રદ કરે છે.

તે પોતાના અંતને નિરખે છે કે પોતાના પ્રારંભને ?
તે તો કહેશે કે પોતે કશું ભાળતી નથી.
અસીમ પારદર્શક છે.

તેણે જે જોયું એને તે કદી નહીં જાણે

## નકાબમાં □ ચન્દ્રકાન્ત દત્તાણી

સદીઓ કદીક સૂસવે ક્ષણના નકાબમાં
નદીઓ કદીક ઘૂઘવે રણના નકાબમાં

કદીક ખુદ લંબાઈને રસ્તો બને અને
કદીક મંઝિલ ચાલે ચરણના નકાબમાં

સત્ય શું ? – એ સ્વપ્ન તૂટે તો ખબર પડે
પર્દો કદીક ઊંચકાય પાંપણના નકાબમાં

વિશ્વ આખ્ખું ક્ષુદ્રતમમાં હોઈ પણ શકે
વિરાટ કદીક સંભવે કણના નકાબમાં

બે વિરોધી ધ્રુવ તો છે આપણી સીમા
ઊર્જા એક જ જન્મમરણના નકાબમાં

રૂપાંતરનો ભેદ બસ કથીર ને કંચન વિશે
શ્વસે વસંત સુક્કાં પરણના નકાબમાં

ભૂલી જવાની એકમાત્ર યાદ વલવલે
સ્મરણ ત્યાં જ વિસ્મરણના નકાબમાં

બ્રહ્માંડનાં બ્રહ્માંડ પણ પૂરાં પડે નહીં
જ્યાં હોય શૂન્ય વિસ્તરણના નકાબમાં

પાપપુણ્યના સમસ્ત ફાસલા વિલીન
વરતાય જ્યારે રામ રાવણના નકાબમાં

□ તુકારામ □ સુરેશ દલાલ

મને હળતાં મળતાં તારું જાય છે શું?
બે ચાર શબ્દો મને કહેતાં થાય છે શું?
શું તારું ચોરી લઈશ ચિત્તચોર હું રૂપ?
કયા ભયથી લપાયો છે, બેઠો કેમ ચૂપ?
તારા વૈકુંઠની અહીં કોને પડી છે?
બીજો નહીં, મળવાની ક્યાં કોઈ ઘડી છે?
તુકા કહે, તારું જોઈએ ના છોગું,
દરશનની આશાને કેમ કરી રોકું?

□

કામ ક્રોધ ઊભા છે આડા થઈ પહાડ।
અનંતનુ ઘર છે ઠેઠ પેલી પાર।।
નહીં રે ઓળંગાય, નહીં પંથનો ઉઘાડ।
દુસ્તર આ વેરી-ઘાટ બેઠા હજાર।।

હવે કેમ દોસ્ત મારા દેવાધિદેવ।
ક્યાં રે છુપાયા, આપો અણસાર।।
તુકા કહે હું તો હવે જોઉં આરપાર।
મહામૂલો એળે મારો થાય અવતાર।।

□

જ્યાં હું જાઉં ત્યાં તું મારી સાથે।
ચલાવતો મને તું ઝાલીને હાથ।।
રસ્તે જતાં મને તારો આધાર।
ઉપાડી લે છે તું મારો સૌ ભાર।।

અસંબદ્ધ વાણીને તું કરે સરળ।
લજ્જાને કાઢે ને આપે છે બળ।।
આસપાસના લોક થયા મારા રખેવાળ
સંબંધીઓ મારા થયા પ્રેમાળ।।
તુકા કહે હવે હું તો ખેલતો રહ્યો।
બધે તારા સુખમાં ખેલતો રહ્યો।।

તરીને ઊતરી આવ્યો પાર।
સત્ય થયો છે નિર્ધાર।।
રટું નામ તારું કંઠે।
સંસાર છોડ્યો છે મેં અંતે।।
નહીં કોઈ બાધા હવે।
કોઈ કશું નહીં દહે।।
તુકા કહે મારે અહીં।
હવે કશું કરવું નહીં।।

□

સ્હેજ પણ મનને શરણે નહીં જા।
　　સ્હેજ પણ એનું સાંભળ નહીં।।
હઠીલાની વાતને મરડી જ નાખ।
　　વિઠોબાનો આધાર ! કોઈ વાદળ નહીં।।
એમનો આધાર એ જ નક્કી એક વાત।
　　બીજી બધી પંચાત : જીવ-ને ઘાતક થઈ જાય।।
યમના નિયમ ને બંધન એમને લાગે।
　　તુકા કહે, જેઓ મનના વાદક થઈ જાય।।

□

અમને બ્રહ્મહત્યા અવરની સ્તુતિ।
પાંડુરંગ વિના નહીં કોઈ અનુભૂતિ।।
એક જ ભાવ, અમે વિષ્ણુદાસ।
બીજા કોઈ દેવનો ન લઈએ શ્વાસ।।
મારી જીભના ટુકડા થઈ જાય હજાર।
જો આમાં કાંઈ પણ થાય ફેરફાર।।
તુકા કહે, મારો આ જ છે સંકલ્પ।
નહીં તો મને પાપ અનલ્પ।।

## પુરાતન ભૂમિદૃશ્ય

□ ઑક્તાવિયો પાઝ

□ અનુ. રાધેશ્યામ શર્મા

ઊંચે સૂરજ મેદાન ઘોરે છે.
કશું સળવળતું નથી.
ખડકો વચાળ, પડઘો જાસૂસી કરે છે.

## ભગવાનનો ભાગ ☐ રમેશ પારેખ

નાનપણમાં બોરાં વીણવા જતા.
કાતરા પણ વીણતા.
કોકની વાડીમાં ઘૂસી ચીભડાં ચોરતા.
ટેટા પાડતા.
બધા ભાઈબંધો પોતાનાં ખિસ્સાંમાંથી
ઢગલી કરતા ને ભાગ પાડતા–
–આ ભાગ ટીકુનો.
આ ભાગ દીપુનો.
–ભાગ ભનિયોનો, કનિયાનો...
છેવટે એક વધારાની ઢગલી કરી કહેતા-
–'આ ભાગ ભગવાનનો !'

સૌ પોતપોતાની ઢગલી
ખિસ્સામાં ભરતા,
ને ભગવાનની ઢગલી ત્યાં જ મૂકી
રમવા દોડી જતા.

ભગવાન રાતે આવે છાનામાના
ને પોતાનો ભાગ ખાઇ જાય- એમ અમે કહેતા.

પછી મોટા થયા.
બે હાથે ઘણુંય ભેગું કર્યું,
ભાગ પાડ્યા- ઘરના, ઘરવખરીના,
ગાય, ભેંસ, બકરીના.
અને ભગવાનનો ભાગ જુદો કાઢ્યો ?

રબીશ ! ભગવાનનો ભાગ ?
ભગવાન તે વળી કઇ ચીજ છે ?

સુખ/ ઉમંગ, સપનાં, સગાઇ, પ્રેમ–
હાથમાં ઘણું ઘણું આવ્યું...

અચાનક ગઈ કાલે ભગવાન આવ્યા;
કહે : લાવ, મારો ભાગ...
મેં પાનખરની ડાળી જેવા
મારા બે હાથ જોયા-ઉજ્જડ.
એકાદ સૂકું તરણું યે નહીં.
શેના ભાગ પાડું ભગવાન સાથે ?
આંખમાં ઝળઝળિયાં આવ્યાં,
તે અડધાં ઝળઝળિયાં આપ્યાં ભગવાનને.
વાહ ! -કહી ભગવાન મને અડ્યા,
ખભે હાથ મૂક્યો,
મારી ઉજ્જડતાને પંપાળી,
મારા ખાલીપાને ભરી દીધો અજાણ્યા મંત્રથી.

તેણે પૂછ્યું : 'કેટલાં વરસનો થયો તું ?'
'પચાસનો.'
'અચ્છા...' ભગવાન બોલ્યા : '૧૦૦માંથી
અડધાં તો તેં ખરચી નાખ્યાં...
હવે લાવ મારો ભાગ !'
ને મેં બાકીનાં પચાસ વરસ
ટપ્પૂ દઈને મૂકી દીધાં ભગવાનના હાથમાં !

ભગવાન છાનામાના રાતે એનો ભાગ ખાય.
હું હવે તો ભગવાનનો ભાગ બની પડ્યો છું અહીં.

જોઉં છું રાહ-
કે ક્યારે રાત પડે
ને ક્યારે આવે છાનામાના ભગવાન
ને ક્યારે આરોગે ભાગ બનેલા મને
ને ક્યારે હું ભગવાનના મોંમાં ઓગળતો ઓગળતો.
ભગવાન બની જાઉં...

('મુદ્રાંકન'માંથી સાભાર)

□ માલા કાપડિયા

કેવો નિબિડ અંધકાર !
શિથિલ છે સમુદ્રની ભુજાઓ,
સ્તબ્ધ છે છિન્નવિચ્છિન્ન રસ્તાઓ.
સન્નાટાના સમ્મોહનમાં
આખું શહેર જાણે
ગળામાં અટકેલી ચીસ !

વહી રહી છે હવા ફક્ત
લઈને અવિશ્વસનીય અફવાઓ.
શબ્દોનું ફલદાયી મિલન
હવે સ્વપ્ન છે !
પાનખરનું ઋતુચક્ર
ખેરવી રહ્યું છે
શ્રદ્ધા, વિશ્વાસ, પ્રેમ,
માનવતાના પર્ણેપર્ણને
શીમળાના રૂની જેમ
વહાવી રહ્યું છે
આરતી-અજાનની રણભેરીઓથી
છવાઈ રહ્યું છે ગગન
અદૃશ્ય ભય
ભૂલકાંઓના બાળપણને
ગ્રસી રહ્યો છે
સંતાકૂકડી-પકડાપકડીને બદલે
હવે તેઓ રમે છે
'બૉમ્બ- બૉમ્બ.'
સનનન્... ધડામ્...
લોહીનું વહેવું સહજ બની ગયું છે
જાણે ફક્ત ફૂટી હોય
લાલ રંગની શીશી...

આ શહેરને લાગી ગઈ છે
એની પોતાની જ નજર !
લીંબુ-મરચાં બાંધવાથી
કે ડાકલાં વગાડવાથી
ઊતરતું નથી કોમવાદનું ભૂત !
એ તો ધૂણ્યા કરે છે
રક્તરંજિત રસ્તાઓ પર
ઘરોને આગ લગાડતું
મૃત્યુનો આતંક ફેલાવતું !
વણઝારની વણઝાર નિરાશ્રિતોની
છોડી રહી છે શહેર
સપનાંઓને અંગ પરથી ઊતરડીને.
ખાલી હાથમાં
જીવતા રહ્યાનો અહેસાસ લઈને
બે-વતન થઈ રહ્યાં છે
કેટલાય ચહેરાઓ.
દાદા-પરદાદાના વતનમાં
પોતાની ઓળખ મેળવવા
પાછા ફરી રહ્યા છે
પાછા તેમના રક્તમાં
તો વહેતું રહેશે
મોહમયી મુંબઈનું નામ !
મોહમયી મુંબઈનું નામ ! ! !

□ માલા કાપડિયા

અૅલાર્મની ચીસ સાથે
દૂધવાળાની ઘંટડી સાથે
કૂકરની સિટી સાથે
૮-૪૭ની ટ્રેન સાથે
૯-૩૦ના મસ્ટર સાથે
ફાઇલો વચ્ચે ખોવાતી
અટવાતી ફોનના રણકારમાં
ટાઇપસેટિંગની મેટરમાં
ટ્રાન્સ્પરન્સીની પસંદગીમાં
ફંગોળાતી રોજ સવાર
સાંજ સુધી
બસ આમ જ
દોડ્યે જતી
અચાનક થંભી જતી
એક ચીસ
મારામાં
તું ક્યાં છે ?



ક્વચિત્ મળતી સાંજનો
અલસમંથર અવકાશ
કિલકિલતો
નીચે રમતાં બાળકોનો અવાજ
કશુંય ઝીલી ન શકે
એવો પારદર્શી અંધાર
ટીપે ટીપે રસાતી જાય
ઉદાસ સ્તબ્ધતા
'ને અચાનક
માળો ભૂલી ગયેલા
પંખીની પાંખ જેમ
ડાળીની બરડતામાં
વીંઝાઇ ઊઠે એક પ્રશ્ન
'તું ક્યાં છે ?'

## થાકેલી આંખોમાં સ્મિત

□ વિષ્ણુચંદ્ર શર્મા

□ સુશી દલાલ

(હિંદી)

તમે આપી શકો
તો આપી દો એ સ્મિત
જે એક બાળકની આંખોથી હોઠ સુધી
સરતું હોય છે.

તમે આપી શકો
તો આપો એક પાકેલું જામફળ
એક બાળકની ગલીપચી હથેળી પર
રાખીને જુઓ
કેવું થાય છે
તાજું, પવિત્ર, નિર્મળ સ્મિત.

તમે પછી
મારી થાકેલી આંખોમાં
વસી જશો હંમેશને માટે

લોકકથા □ કેદારનાથ સિંહ □ અનુ. : કિશોર શાહ

(હિંદી)

જ્યારે રાજા મર્યો
સોનાની એક ખૂબ વિશાળ નનામી બનાવવામાં આવી
જેના પર રખાયું એનું શબ
શાનદાર શબ, જેને જોઈને
કોઈ નહોતું કહી શકતું
કે તે રાજા નથી

સહુથી પહેલાં મંત્રી આવ્યો
અને શબની સામે
નમીને ઊભો રહી ગયો
પછી પુરોહિત આવ્યો
અને ન જાણે શું
થોડી વાર સુધી મનોમન બબડતો રહ્યો
પછી હાથી આવ્યો
અને એણે સૂંઢ ઊંચકીને
શબ પ્રતિ સન્માન પ્રગટ કર્યું
પછી ઘોડા આવ્યા કાબરચીતરા
જે વાતાવરણની ગંભીરતાને જોઈને
નક્કી ન કરી શક્યા
કે તેમણે હણહણવું જોઈએ કે નહીં

પછી ધીરેધીરે
સુથાર
ધોબી
હજામ
કુંભાર બધા આવ્યા
અને બધા ઊભા રહી ગયા
વિશાળ ચમકતી દમકતી નનામીને ઘેરીને

નનામીની આસપાસ
એક અજબ જેવું દુઃખ હતું
જેમાં બધા દુઃખી હતા.

મંત્રી દુઃખી હતો
કારણકે હાથી દુઃખી હતો
હાથી દુઃખી હતો
કારણકે ઘોડાએ દુઃખી હતા
ઘોડાઓ દુઃખી હતા
કારણકે ઘાસ દુઃખી હતું
ઘાસ દુઃખી હતું
કારણકે સુથાર દુઃખી હતો...

## મૂલ્ય

□ મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

આમ તો
કોઈ ફેર નથી પડ્યો.
પહેલાં
માણસ લાખેણો હતો;
આજે
માણસ વિશે
બાંધી મુઠ્ઠી લાખની છે.

## પંખીનો દૃષ્ટિકોણ

□ ઓકતાવિયો પાઝ
□ અનુ. રાધેશ્યામ શર્મા

પ્રચંડ જોસ્સાભેર
એ આસપાસ ચકરાવા લે છે
એક પ્રતિબિમ્બ પર
પડે છે
સીધી
સુરેખ
શુભ્રતા
અવતરે છે
ચાંચ હવે રક્તરાતી
વેરવિખેર લવણ
ભાગ્યે જ એક રેખા
જેવી એ પડે છે
સીધી
તારી નજર
આ પૃષ્ઠ પર
વિલુપ્ત

## અંગુઠાનું ચિહ્ન ◻ કેદારનાથ સિંહ ◻ અનુ. : કિશોર શાહ

(હિંદી)

કોણે બનાવ્યા
વર્ણમાળાના અક્ષર

આ કાળા કાળા અક્ષર
શાખોડી અક્ષર
કોણે બનાવ્યા

ચૉક
ચકલીની પાંખે
ઊધઈઓએ
બ્લૅક બૉર્ડે

કોણે
આખરે કોણે બનાવ્યા
વર્ણમાળાના અક્ષર

"મેં... મેં...
બધા હસ્તાક્ષરોને
અંગુઠો દેખાડતાં દેખાડતાં
ધીમેથી બોલ્યું
એક અંગુઠાનું ચિહ્ન

અને એક બ્લૉટિંગ પેપરમાં
એ ગાયબ થઇ ગયું.

## પ્રાર્થના ◻ ડેવિડ રોકેલ ◻ જયા મહેતા

(હિબ્રુ)

ભાગ્યે જ મારા હોઠ પર આવતી પ્રાર્થના
મારી આંખને આંસુથી ભરી દે છે.
તારા શરીરના ઢોળાવો પર હું ઘૂંટણિયે પડીશ
અને ચીસ નહીં પાડું : પ્રિય.
ગંઠાયેલી રાત
મારી આસપાસ વંટોળાય છે, અને બરફ
સવારે પીગળી જશે.

## ધાન્યકન્યા □ પેન કૅમ્પ □ શીરીન કુડચેડકર

(કનેડિયન)

તારા મનના સોનેરી ખેતરમાં હું વસું છું
વળાંકદાર ગુંબજ તળે પશ્ચિમના પવનના પ્રવાહમાં
ગોળ ફરતું પંખી. ભર ઉનાળો.

હવે હું જોઉં છું કે તું કેવી રીતે લહેરાતા
વિચાર - તરંગોને ઝીલી રહી છે, તારી જ પહેલી
લહાણી માટે ખુલ્લાં એવાં આદર્શ જ્ઞાનનાં
ઘાસભર્યાં ખેતરોને તું ગૂંથી રહી છે.

આવું સૌંદર્ય, આવી પરિપૂર્ણતા મળે છે ગીતની
ભક્તિથી, અનાજ ઊગે છે, એનાં કણસલાં
વેરવિખેર, તેમનું રેશમ કથ્થાઇ. દાહા
ભરચક પણ કોણ જાણે કેમ સૂકા. સૌથી મીઠો સ્વાદ
ઇન્દ્રિયોથી પર પવનમાં વહેતો જાય છે,

બળતા ઘાસના ધુમાડાની તીવ્ર ગંધ સાથે
વહે છે આકાશવાસીઓના આવાસ તરફ.
હું તેની પાછળ જવા માગતી નથી.

**નોંધ :** પેન કૅમ્પ, જેણે પોતાનું નામ પેની કૅમ્પમાંથી ટૂંકાવીને 'પેન' કર્યું છે, તે સ્રીલીંગે સાહિત્ય (writing in the feminine)નાં એક પ્રતિનિધિ કવિ તરીકે કૅનેડામાં જાણીતાં છે. એમની કવિતામાં ભાષા અને રચના નવાં સ્વરૂપ ધારણ કરે છે. એમનાં કાવ્યોનાં ભાષાંતર 'કવિતા'માં પ્રસિદ્ધ થયાં છે, હવે પછી પણ થશે. કાવ્યો મોટે ભાગે એમના સંગ્રહ 'દ્રારા' (THROO)માંથી લીધાં છે. એટલે આ ટૂંકા પરિચયમાં 'દ્રારા'નો જ ઉલ્લેખ થશે. ('દ્રારા'માં રહેલો શ્લેષ પેન કૅમ્પને પસંદ પડ્યો હોત, એમની કવિતા એક 'દ્રાર' બને છે, જેમાંથી પરજગતની ઝલક દેખાય છે, તેના પડઘા સંભળાય છે, ને ક્ષણભર અંદર ડોકાવી ફરીથી આઘું થાય છે.)

PTHROOના નવ ખંડ નવ દેવીઓને અર્પિત છે– મોટા ભાગની ગ્રીક પણ સાથે એક નેપાલની દેવી 'તારા' અને બે આફ્રિકન દેવીઓ 'હાથોર' અને 'પરિવર્તિત સ્રી'નો પણ સમાવેશ થયો છે. આખા પુસ્તકનું અર્પણ કર્યું છે

ઇજિપ્તની 'સિંહ - દેવી સેખમત'ને, 'જેની લીલા આ છે.' અહીં 'લીલા'ની વિભાવના ભારતીય તત્ત્વજ્ઞાનમાં કરવામાં આવી છે એને બહુ મળતી લાગે છે. કાવ્યોમાં પંક્તિ, કલ્પન, શબ્દ, લય, સૌ રમી રહ્યાં છે અને આ કારણે જ કવયિત્રીને સૌંદર્ય સાહિત્યના પ્રતિનિધિ તરીકે સ્થાન મળ્યું છે.

આ દેવીઓના ઉલ્લેખ દ્વારા પેન કૅમ્પ પોતાને પરલોકના જે અણસારા સ્પર્શી જાય છે તેને ઝીલવા મથે છે. દરેક ખંડમાં જુદાં જુદાં કાવ્યોનો સમાવેશ થયો છે જેમાં કેટલાંક પોતાના પુરોગામી સંગ્રહોમાંથી લીધાં છે. વળી પોતાનાં બાળકો, ખાસ તો પોતાની પુત્રીએ રચેલાં કાવ્યોનો પણ એમાં સમાવેશ થયો છે. આમ તે પોતે કહે છે તેમ પુસ્તકમાં નિરનિરાળા કંઠ સાથે 'ગૂંથાયાં' છે, સ્ત્રીઓ, માતા - પુત્રીઓ, બહેનો, વિભિન્ન સંસ્કૃતિમાં જન્મ પામેલી સ્ત્રીઓ. અન્ય સ્ત્રીઓ સાથે સંબંધ સ્થાપવા મથે છે, તેમને સ્પર્શી લેવા મથે છે.

'ધાન્યકન્યા' કાવ્ય ડિમિટરદેવીને અર્પેલા કાવ્ય - ગુચ્છમાંથી પસંદ કર્યું છે. ડિમિટર અને પરસેફનીની કથા ગ્રીક દંતકથાઓમાંની સૌથી પ્રસિદ્ધ કથાઓમાં લેખી શકાય. 'ડિમિટર' જેનું અન્ય નામ 'સીરીસ' છે, તે ધરતીની દેવી છે. તેની પુત્રી પરસેફની (અન્ય નામો 'કોરે', 'પ્રોસરપીના') સખીઓ સાથે ફૂલ વીણવા ગઇ ગઇ હતી ત્યાંથી પાતાળના દેવ (આપણા યમદેવ સરખા) પ્લુટોએ તેનું અપહરણ કર્યું. જગતમાં તેને ઢૂંઢતી ડિમિટરને જાણ થઇ કે તે પાતાળની સામ્રાજ્ઞી બની છે. પ્લુટોના ભાઇ અને પરમ દેવ ઝ્યુસ પાસે ડિમિટરે ફરિયાદ કરી, ધમકી આપી કે જો પોતાની પુત્રીને પાછી લાવવામાં ન આવે તો આખી પૃથ્વીને તે અન્નહીન, ફળહીન બનાવી નાખશે. ઝ્યુસે ફરમાવ્યું કે પરસેફનીને પ્લુટોએ પોતાની માતાને સોંપી દેવી. પણ એક શરત મૂકી. પરસેફનીએ પાતાળનો ખોરાક ન ખાધો હોય, તેનું પાણી ન પીધું હોય, તો જ તેને પાછી સોંપવી. પરસેફની તો ખોરાકને અડી જ નહોતી. પણ છેવટે તેનાથી રહેવાયું નહોતું અને તે દાડમની છ કળી ચાખી ગઇ'તી. એટલે વરસના છ મહિના માટે જ્યારે તે માતા પાસે વસે છે ત્યારે ધરતી પર ઘાસ પથરાય છે, વૃક્ષો નવપલ્લવિત બને છે, ફૂલ ખીલે છે, ધાન્ય ઊગે છે, ફળ પાકે છે. પણ છ મહિના પછી જ્યારે તે ફરી પાતાળ તરફ ફરે છે ત્યારે બધું જ સુકાઇ જાય છે અને ધરતી ઉજ્જડ બની જાય છે.

મા-દીકરીના આ સંબંધમાંથી 'ધાન્યકન્યા'નો ઉદ્ભવ થયો છે.

### ચેતવણી □ એ. કે. રામાનુજન □ સુરેશ દલાલ

ગરીબાઇ સહન કરવી સહેલી નથી.
કે સહેલું નથી શરીરને પહેરવાનું.
એથી જ હું મારાં નહીં જન્મેલાં બાળકોને
કહું છું કે, તમે જન્મવાનું પસંદ કરો એ પહેલાં ચેતજો.

**શહેર □ ફિલ બોસ્મન્સ □ રમેશ પુરોહિત**

ઊંચી ને ઊંચી ગગનચુંબી ઇમારતો.
ચિક્કાર માણસો.
ચકચકાટ ઝગારા મારતી
અઢળક 'નેઈમ પ્લેટ્સ'
જ્યાં જુઓ ત્યાં માણસો જ માણસો,
સગવડોનું ધ્યાન રાખતા માણસો,
એકબીજાને ન ઓળખતા આ માણસો.
એ લોકો એકમેકને જુએ છે.
લિફ્ટમાં સાથે ગોઠવાય છે.
સીધી દિશામાં મોં રાખીને જોયા કરે છે.
દરેકને બીજાના હોવાનો ખ્યાલ છે અને છતાંયે
એકબીજા સામે નજર મેળવતા નથી,
એ લોકોને એ પણ ખબર છે કે થાંભલાઓ હોય છે
પણ એની સાથે અથડાવાનું નહીં.
આ છે બધા શહેરના લોકો
અને એ આમ તો છે એકલાવાયા લોકો
લોકોને પોતાનું ઘર લાગે એવું કે ગમે એવું
આ શહેર હવે નથી રહ્યું.

(ટૂંક સમયમાં પ્રકટ થનાર પુસ્તક 'સુખને એક અવસર તો આપો'માંથી)

**વૃદ્ધા માટેનો કબર-આલેખ**

**□ ઓકતાવિયો પાઝ**

**□ અનુ. રાધેશ્યામ શર્મા**

પરિવારના કબ્રસ્તાનમાં તેઓએ તેને દફનાવી
તેવે ઊંડાણોમાં એના એક વારકા
પતિની ધૂળ
ધ્રૂજી ઊઠી :
જીવિતો માટેનો ઉલ્લાસ તે
મૃતકો માટે ખેદ છે.

## કોઇ આવ્યું નહીં □ ફિલ બોસ્મન્સ □ રમેશ પુરોહિત

ગલીમાં પડી છે એક અનામી લાશ.
જિજ્ઞાસુઓનું ટોળું વીંટળાઇ વળ્યું એની આસપાસ.
વાહનવહેવાર પણ ઘડીક થંભી ગયો.
પોલીસે એનો કબજો લીધો
અને પહોંચાડયો એને શબઘરમાં.
લાગલાગટ ત્રણ દિવસ એ લોકો રાહ જોતા રહ્યા એના
કોઇ સગાવહાલાની, એના કોઇ મિત્રની કે કોઇ
ઓળખીતાની કે એમાંથી કોઇક આવે.
કોઇ પણ આવ્યું નહીં.
પછી તેમણે અલાયદા શીતાગારમાં એ લાશને ખસેડી
કેવી કરુણ કથની.
જેમને વિસારે પાડી દેવાયાં છે એમને માટે આ શીતાગાર.
પછી તો બીજાં બે અઠવાડિયાં તેમણે રાહ જોઇ.
તોપણ કોઇ કહેતાં કોઇ ફરક્યું નહીં.
પછી એક સાંજે
એ લાશને શબવાહિનીમાં મૂકવામાં આવી
અને પહોંચાડી દેવાઇ આખરી મંજિલે
જાણે કે ખોવાયેલી વસ્તુ હોય એમ કબ્રસ્તાનમાં દાટવામાં આવી.
આ લાશ આમ તો માણસની હતી
પણ આ માણસ
શહેરમાં એકલો જ હતો,
આમ તો બીજાઓ વડે
એ કયારનોય દફનાવી દેવાયો હતો.

(ટૂંક સમયમાં પ્રકટ થનાર પુસ્તક 'સુખને એક અવસર તો આપો'-માંથી)

ગાયત્રી વેચીને ભરે જે પેટ ।
તેની ગતિ હોય યમલોકે ઠેઠ ।।
કન્યાનો જે નર કરે વિક્રય ।
અઘોર નરકમાં એનો છે લય ।।
હરિનામ ગાઈને માગે જે નાણું ।
તેની ગતિ કેવી તે નહીં હું જાણું ।।
હરિવર તો રહ્યા છે અમારી સંગે ।
તુકા કહે દુર્જનના રંગાવું નહીં રંગે ।।

□

બીજમાં વૃક્ષ છે વૃક્ષમાં બીજ છે ।
આદિ ને અંતમાં બીજ તો બીજ છે ।।
તાહરું ને માહરું આપણું એવું છે ।
એકમેકમાં સદા પીગળ્યા જેવું છે ।।
જળમહીં તરંગ છે તરંગમાં જળ છે ।
જળની આ લીલા સકળ ને અકળ છે ।।
તુકા કહે બિંબની છાંય પ્રતિબિંબમાં ।
લયવિલય પામતી જાય છે અંતમાં ।।

□

બળદની પીઠ પર સાકરની ગુણ ।
તોયે એને ઘાસ : કેવું કરુણ ।।
ઊંટની પીઠ પર ઝાઝો સામાન ।
તોયે એને મળે છે કાંટાનું ધાન ।।
આશાને પોષે ને લૂંટે છે ધન ।
છેવટે તો પહોંચવાનું યમને આંગણ ।।
જ્યાં જ્યાં ગળપણ ત્યાં ત્યાં સગપણ ।
થાકે છે બાપડો ગરીબડો જણ ।।
તુકા કહે મૂરખ, તું શાણો થઈ જા ।
ચોરાસીના ફેરાની બહાર વહી જા ।।

□

નથી કાષ્ઠ કોર્યાનું ગુમાન ।
ભ્રમર ફૂલમાં બંદીવાન ।।
પ્રેમ પ્રીતિથી બંધાયા ।
તેની કદી ન છૂટે માયા ।।
પિતાને વળગે નાનું બાળ ।
નિર્બળ બાપ, બાળકને વ્હાલ ।।
તુકા કહે ભાવને કારણ ।
ઈશ્વર આકાર કરે ધારણ ।।

□

નહીં છોડી શકું અન્ન ।
નહીં વેઠી શકું વન ।।
એથી નારાયણ ।
હું યાચું છું કરુણા ।।
નથી અધિકાર ।
બંધ બારાખડીનાં દ્વાર ।।
તુકા કહે ગૂંચવાયું ।
મારું એળે જાય આયુ ।।

□

મનવાચાથી પર ।
તારું સ્વરૂપ છે ઈશ્વર ।।
એથી મેં તો બાંધ્યું ।
ભક્તિ તણું ઘર ।।
ભક્તિ કેરા માપે ।
પામું હું અનંત ।।
ઈનર ન રીત ।
આવી ભાગ્યવંત ।।
યોગ-યાગ- તપે ।
દેહ ભલે ખપે ।।
જ્ઞાનથી ન મળે ।
એ મળી જાય જપે ।।
તુકા કહે અમે કરીએ ।
સેવા ભોળા ભાવે ।।

સ્વીકાર તું કેશવ ।
મારા મનમાં જે આવે ।।

□

ચંદનનાં અંગેઅંગ ચંદન ।
નહીં પારસનું હીન કોઈ રંગ ।।
દીવો ત્યાં નહીં કોઈ અંધાર ।
સાકરમાં ગળપણનો સાર ।।
તુકા કહે તેમ સજ્જન જાણ ।
ક્યાંય પણ મળશે નહીં અવગણ ।।

□

હું જાણું મારા અવગુણો ।
મનમાં ખાંચા, મનમાં ખૂણો ।।
શું કરું હે નારાયણ ।
વચ્ચે રહીને કર રક્ષણ ।।
દયાસિંધુ પુરવાર કર ।
મનવાચાનો સંવાદ કર ।।
હું તો કેવો પરાધીન છું ।
ઇન્દ્રિયોને આધીન છું ।।
તુકા કહે મારો મેળવ પ્રાસ ।
જેવો તેવો તારો દાસ ।।

□

જ્યાં જ્યાં તું જઈશ ।
ત્યાં ત્યાં તું મને જોઈશ ।।
તારું વ્હેતું કરું નામ ।
ખાલી નહીં કોઈ ગામ ।।
ચિત્ત જડયું ચરણે ।
પ્હેરો ભરે ક્ષણેક્ષણે ।।
તુકા કહે તને ગર્ભે ધરીશ ।
પછી આ વાત તને કરીશ ।।

(તુકારામના અભંગનો અનુવાદ)

## ગયું આળ □ ભાનુપ્રસાદ પંડ્યા

વંધ્યાનું લોહી એની રગરગમાં ધબકીને
ઝંખે એક નાનેરું બાળ!
ઉરમાં અમળાટ લિયે નજરુંને દૂર દોડે
પગલામાં જાય ભર્યે ફાળ!
'ઘવાયેલા ભૂલકાંને આપો રુધિર'- એવી
એકાએક સાંભળી પુકાર,
કાયાના કૂંપામાં સાચવ્યું છે, બાઈ!
ચાલ, આપું જો થાય ત્યાં સ્વીકાર!
જસોદાની જેમ ગઈ દોડની જ્યાં સૂતું છે
ઘાયલ એ શિશુ ગોપાળ!
નિતાર્યું 'લાલ' ત્યાં તો લાગ્યું કે કાયાની
ડાળ પરે ફૂટ્યો છે મ્હોર,
સોડમાં સૂતેલ શેર માટીની જેમ એની
કૂખ હવે કરતી કલશોર!
નાડી નિચોવી નવી જિંદગીને નિરખતાં
વાંઝિયાપણાનું ગયું આળ!

## માતૃભાષા

□ કેદારનાથ સિંહ
□ અનુ. : કિશોર શાહ

(હિંદી)

જેમ કીડીઓ પાછી ફરે છે
દરોમાં
લક્કડખોદ પાછો ફરે છે
કાષ્ટ પાસે
વિમનો પાછાં ફરે છે એક પછી એક
લાલ આકાશમાં પાંખો પસારતાં પસારતાં
વિમાન-મથક તરફ

મારી ભાષા!
હું પાછો ફરું છું તારામાં
જ્યારે ચૂપ રહેતાં રહેતાં
અકડાઈ જાય છે મારી જીભ
ડંખવા લાગે છે
મારો આત્મા

આવતી કાલ : કવિતાનું બીજું નામ
કવિતા : તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૫૬
વર્ષ : ૨૬, અંક : ૬, ઑગસ્ટ ૧૯૯૩
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ.



# કવિતા





**ખાસ સૂચના: કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં.**
**અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**

સૂચના: વરસમાં છ અંક દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ભલે કેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની સ્લિપો પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ: દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૧૫૦/-, ઍરમેલ રૂ. ૨૫૦/-. આ અંકના ૧૨ રૂપિયા.**

*આજીવન લવાજમ "SAURASHTRA TRUST" ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી*
પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ - ૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ - ૧.






**I**
**am**
**passing**
**through**
**an**
**endless**
**dark**
**lane.**
**My**
**highway**
**is**
**eluding**
**me.**